---

શ્રીમાન્ સિદ્ધર્ષિ ગણીએ ૧૮૦૦૦ શ્લોક પ્રમાણ 'ઉપમિતિ ભવ પ્રપંચ' નામે ગ્રંથ ગદ્યપદ્યાત્મક રચ્યો છે, તેનું સંક્ષિપ્ત મુનિ હંસવિજયજીએ સંસ્કૃત ગદ્યમાં કર્યું છે. જે ગ્રંથનો બાળાવબોધ ભીમશી માણેકે શ્રી પ્રકરણ રત્નાકર ભાગ પહેલામાં છપાવ્યો છે. અને તેજ ગ્રંથ કાંઇક સુધારીને અમારા તરફથી બે વર્ષ અગાઉ ગુજરાતી ટાઇપમાં પ્રથક્ બહાર પાડવામાં આવ્યો છે. તે ગ્રંથનાં અહીં વિશેષ વખાણ કરવા કરતાં તેનું મહત્વ વાંચ્યાથીજ કલ્પી શકાશે. આખો ગ્રંથ તો અમૂલ્ય છે, પરંતુ સિદ્ધર્ષિ ગણીએ ગ્રંથ લખવા પહેલાં તેનો પીઠબંધ બહુજ રસીક અને વિસ્તૃત લખેલો છે, જે ઉક્ત સંક્ષેપ ગ્રંથ કે તેના ભાષાંતરમાં બીલકુલ આવેલ નથી; તેથી અમારા તરફથી છપાએલા સદરહુ ગ્રંથની આદિ તરીકે એ પીઠબંધનું ભાષાંતર અત્ર વાચક વૃંદ સમીપે અમે રજુ કરીએ છીએ.

અક્ષય તૃતીયા.
સંવત ૧૯૫૬

તંત્રી.
શ્રી જૈનધર્મ પ્રકાશ.

# પ્રસ્તાવના.

ઉપમિતિ ભવ પ્રપંચના પીઠબંધનું ભાષાન્તર આ સાથે વાંચક વૃંદ સમક્ષ રજુ કર્યું છે. તેની પ્રસ્તાવનામાં ગ્રંથ કર્ત્તાનો સમય, ચરિત્ર, રચના, ગૌરવતા અને જૈન સાહિત્યમાં તેની જગ્યા શું છે તે બતાવવા માટે થોડું લખીશ.

## સિદ્ધર્ષિનો સમય,

**સિદ્ધર્ષિનો સમય.** આ ગ્રંથના કર્ત્તા શ્રી સિદ્ધર્ષિ ગણિ છે. તેઓનો સમય નક્કી કરવામાં જરા મુશ્કેલી પડે તેવું છે. તો પણ બીજા ગ્રંથકારો કરતાં જૈન ગ્રંથકારોનો સમય બહુ ઓછા પ્રયાસથી જાણવામાં આવે છે અને તેથી ઇતિહાસ સંબંધી શોધ ખોળ વધારે મક્કમપાયાપર થઇ શકે છે. જૈનોમાં અંગિત ઇતિહાસ જેવું તો કશું મળી શકતું નથી, પરંતુ દરેક આચાર્ય અથવા ગ્રંથકર્ત્તાનો સમય બહુધા સુલભ્ય છે. થોડી તપાસ ઉપરથી માલૂમ પડે છે કે શ્રી સિદ્ધર્ષિ માટે બહુ ઓછુ જણાયુ છે; વળી તેઓ મૂળ પાટે થયા નથી તેથી તેઓનો સમય ચોક્કસ કરવામાં પણ મુશ્કેલી પડે તેવું છે.

**ગ્રંથનો આધાર.** આ ઉપમિતિ ભવ પ્રપંચના આઠમા પ્રસ્તાવને છેડે તેઓ લખે છે કે "૯૬૨ વર્ષ પૂરા થયા ત્યારે જેઠ શુદ ૫ ગુરૂવાર અને પુનર્વસુ નક્ષત્રમાં આ ગ્રંથની સમાપ્તિ થઇ." (a) આ શ્લોક ઉપરથી ૯૬૨ નો સંવત્સર આ ગ્રંથની કૃતિનો ધારી શકાય. મુશ્કેલી હવે આવે છે. જૈનમાં સંવત્સર બે પ્રકારના ચાલે છે,

**બે પ્રકારના સંવત્સર.** શ્રી મહાવીરસ્વામીના મોક્ષગમનથી એક સંવત્સર ગણાય છે અને તે 'વીરસંવત' તરીકે ઓળખાય છે. (વર્તમાન વીર સંવત ૨૪૨૯ છે, ) બીજો હિંદુસ્તાન ગુજરાત અને કાઠિયાવાડમાં પ્રવર્તમાન 'વિક્રમ સંવત' છે અને જૈન ગ્રંથોમાં જ્યાં સ્પષ્ટ બતાવવામાં ન આવ્યું હોય ત્યાં આ પછવાડેનો સંવત્સર લેવાય છે, આ વિચાર પ્રમાણે ૯૬૨ નો સવત્સર તે વિક્રમનો ગણવો એમ ઉચિત લાગે છે.

**પ્રો. પીટરસનનો અ-** પ્રો. પીટરસન પોતાના ચોથા રીપોર્ટમાં લખે છે કે "સિદ્ધર્ષિ ઉપમિતિ ભવ પ્રપંચા કથાના કર્ત્તા છે, જે કથા

---

(a) संवत्सरशतनवके, द्विषष्टिसहितेऽतिलंघिते चास्याः ।
ज्येष्ठेसितपंचम्यां, पुनर्वसौ गुरुदिने समाप्तिरभूत् ॥

**ભિપ્રાય.** તેઓએ ૯૬૨ સંવત્સરમાં લખી છે. મારા ત્રીજા વોલ્યુમના ૧૪૮ પૃષ્ટમાં તે જે કહે છે કે તે પરથી જણાય છે કે હરિભદ્રસૂરિએ તેના બોધ માટે લલિતવિસ્તરા ગ્રંથ લખ્યો. આ ઉપરથી જણાશે કે ૯૬૨ વરસ તે વીરસંવત છે અને તેટલા માટે આ ગ્રંથ વીર સંવત ૯૬૨ વીક્રમ સંવત ૪૯૨ અને સને ૪૩૬ માં લખવામાં આવ્યોછે. વિ." (૧)

**તેના આધારના શ્લોકો અને તેપર તેની દલીલ.** પોતાના ત્રીજા વોલ્યુમમાં પ્રો. પીટરસને શ્રી ઉપમિતિ ભવ પ્રપંચની પ્રશસ્તિ ટાંકી છે, અને તેમાંના જે શ્લોકો અત્ર ઉપયોગી છે તેનો અર્થ નીચે પ્રમાણે છે, "આચાર્ય હરિભદ્રસૂરિ એજ મારા ધર્મબોધકર મંત્રીશ્વર હતા એમ પ્રથમ પ્રસ્તાવમાં બતાવ્યું છે." તેઓના વખાણમાં સારી રીતે લખાણ કરીને તેઓ કહે છે કે "જે હરિભદ્રસૂરિએ ભવિષ્યકાળ જાણીને ચૈત્યવંદન સંબંધમાં લલિત વિસ્તરાવૃત્તિ લખી." (b) પ્રશસ્તિના આ બને વાક્યો અર્થ સૂચક છે અને આ વાક્ય ઉપરથીજ પ્રો. પીટરસન હરિભદ્રસૂરિ અને સિદ્ધર્ષિ સમકાલીન હતા એમ કહે છે.

---

(૧) " Siddarshi ( Siddha Rishi )
Author of Upamitibhava prapancha which he wrote in "the year" 932. From the fact that he tells us, 3 App. P. 148, that Haribhadra wrote his Lalitavistara for his edification, it would appear that this is a Vira date, and that the book was therefore written in 962 V=Samvata 492=A. D. 436. ( The Journal of the Bombay Branch of Royal Asiatic Society XLIXA IV. P. CXXIX ).

(b) आचार्यहरिभद्रोमे, धर्मबोधकरोगुरु ।
प्रस्तावेभावतोहंत, सएवाद्येनिवेदितः

વળી પણ કહે છે કે.—

विषंविनिर्धूय कुवासनामयं; व्यचीचरद्यः कृपयामदाशये ।
अचिंत्यवीर्येण सुवासनासुधा न्नतोऽस्मितस्मै हरिभद्रसूरये ॥

તથા.

अनागतंपरिज्ञाय, चैत्यवंदनसंश्रया ।
मदर्थेनकृतायेन, वृत्तिर्ललितविस्तरा ॥

હરિભદ્રસૂરિ મૂળપાટે થયા છે અને તેથી તેઓનો સમય તરતજ જાણી શકાય તેમ છે. સમયસુંદર મહારાજના “ગાથા સહસ્ત્રી” (c) અને પ્રદ્યુમ્નસૂરિના ‘વિચાર સાર પ્રકરણ’થી (d) જણાય છે કે તેઓ સંવત ૫૩૫ માં દેવલોકે ગયા. અને આ દલીલથી ત્રિસંવત ૪૭૦ વરસનો તફાવત બાદ કરી પ્રોફેસરે બતાવી આપ્યું છે કે આ ગ્રંથ સંવત ૪૯૨ માં લખાયો

**“જૈન ઇતિહાસ”** છે. કેટલીક બાબતમાં તેની કોપી કરનાર તેના જેવીજ ભૂલ કરે તે સ્વભાવિક છે અને તે પ્રમાણે જૈન પ્રાચિન ઇતિહાસમાં તેજ ભૂલ પૃ. ૧૨૭ મે કરવામાં આવી છે.

**વિરૂદ્ધકારણો.** અત્ર નિર્દેશિત સંવત્સર વિક્રમનો હોવો જોઇએ તેમાં (૧) પ્રથમતો એવો રીવાજ છે કે ખાસ બતાવ્યુ ન હોય તો દરેક જગોએ વિક્રમ સંવતજ સમજવો.

(૨) પ્રો. પીટરસન જે ગાથાપર આધાર રાખે છે તેજ ગાથામાં પ્રથમ લખ્યું છે કે, अनागतं परिज्ञाय એટલે કે ભવિષ્યકાળમાં સિદ્ધર્ષિ થશે એમ જાણીતેજ જાણે લલિત વિસ્તરા વૃત્તિ કરી હોયની, એમ મને લાગે છે, આ શ્લોકના પ્રથમ પાદનો અર્થ તેઓએ શું ધાર્યો હશે તે સમજાતું નથી. પરંતુ અનુમાન એમ થાય છે કે આ પદ તેમણે છોડી દીધું છે.

(૩) શ્રી લલિત વિસ્તરા ગ્રંથપર મુનિચંદ્રસૂરિએ પંજિકા લખી છે તેમાં તેઓ લખે છે કે यां बुद्धा किल सिद्धसाधु તેનો અર્થ એવો થાય છે કે-“બૌધશાસ્ત્રના અભ્યાસથી જેમની ચિત્તવૃત્તિ ચલાયમાન થઇ હતી તે સિદ્ધર્ષિ સાધુ પણ આ લલિત વિસ્તરાના ભાવ સમજીને શુદ્ધ શ્રદ્ધાને પામ્યા ”તેથી બૌધમતનો પ્રસંગ તજીને પોતાના કરેલા ગ્રંથોની આદીમાં સિદ્ધર્ષિ ગણી શ્રી હરિભદ્ર સૂરિને ગુરૂપણે પુનઃ પુનઃ નમસ્કાર કરે છે. (e)

---

(c) ગાથા સહસ્ત્રીની ૧૦૦ મી ગાથામાં લખે છે કે “વિક્રમ પછી ૫૩૫ વરસે આપણા સૂર્ય હરિભદ્રસૂરિએ કાળ કર્યો, તેઓ અમને સુખશાન્તિઆપો”

(d) વિચાર સાર પ્રકરણની ‘ ૩૦ મી ગાથામાં લખે છે કે “વિક્રમરાજાના મરણ પછી ૫૩૫ વર્ષ ગયે છતે હરિભદ્રસૂરિ દેવલોક પામ્યા તે અમને મોક્ષ સુખ આપે.”

(e) આ હકીકત પન્યાસજી શ્રી ગંભિરવિજયજી તરફથી મળી છે. તેઓએ સૂચના કરી ન હોત તો પ્રો. પીટરસનના જેવીજ ભૂલ થવાનો અત્ર પણ સંભવ હતો

(૪) પ્રો. પીટરસન ગર્ગઋષિ સંબધી લખે છે ત્યાં સંવત ૯૬૨ લખે છે, એ બતાવે છે કે વિક્રમ સંવત ૯૬૨ લેવો વધારે ઉચિત છે

(૫) સૂરાચાર્ય ભીમદેવના વખતમાં હતા એમ બીજા અનેક ગ્રંથોથી દેખાય છે. ભીમદેવ વીરસંવત ૧૦૦૦ લગભગ થયા એમ ગુજરાતના ઇતિહાસથી જણાય છે. આ હકીકત પણ વિક્રમ સંવતની તરફેણમાં જોય છે. (જૈ. પ્રા, ઈ. ભાગ ૧ લો પૃ. ૧૩૧).

(૬) ગર્ગ મહર્ષિ વિક્રમ સંવત ૯૬૨માં થયા એમ બીજે પણ લખેલ છે (જૈ. પ્રા. ઇ. ભાગ ૨ જો પૃ. ૧૪૫) આ ગર્ગર્ષિ અને સૂરાચાર્ય શ્રીસિદ્ધર્ષિના ગુરૂ અને ગુરૂના ગુરૂ થાય એમ પ્રશસ્તિપરથી સ્પષ્ટ જણાય છે.

(૭) માઘ કવિ સિદ્ધર્ષિના કાકાના પુત્ર થતા હતા એમ પ્રભાવિક ચરિત્રના કર્ત્તા શ્રી પ્રભાચદ્રસૂરિ લખે છે. આ ગ્રંથ સંવત ૧૩૩૪ માં લખાયો છે. તેને આધારે પ્રો. જેકોબી જોકે જુદો વિચાર બતાવે છે, પણ ડો. કલાટ માઘ કવિના સમય માટે ચોકસ રીતે સંવત ૯૬૨ એટલે કે ઇસ્વીસનની નવમી સદીનો છેવટનો ભાગ કબુલ રાખે છે. આ વિચાર બહુ રીતે અનુકુળ છે.

(૮) ઇતિહાસ અને દંતકથાને આધારે ભોજ રાજા પણ ૧૦ મા સૈંકામાં થયા હોય એમ માનવાનું કારણ રહે છે અને માઘ તેના વખતમાં જ થયેલ છે.

આટલા ઉપરથી જણાયું હશે કે પ્રો. પીટરસનની માન્યતામાં ભૂલ થયેલી છે. તેઓએ જે આધાર લીધો છે તેજ તેમની વિરૂદ્ધ જાય છે અને આ શિવાય બીજું કાંઈ પણ કારણ તેઓ બતાવી શકયા નથી. સિદ્ધર્ષિ ગણિનો પોતાનો લેખ, જૈનની સાંપ્રદાયીક દંતકથા, અને વિક્રમ સંવત્સરના પ્રચાર તરફ નજર રાખતાં સંવત ૯૬૨ ને વિક્રમ સંવતજ લેવો જોઇએ એમ અનુમાન થાય છે.

**ગ્રંથ અને કર્ત્તાનો સમય.** આ ઉપરથી આ ગ્રંથ સંવત ૯૬૨ એટલે સને ૯૦૬ માં લખાયો અને તેથી શ્રી સિદ્ધર્ષિ ગણિ દશમી સદીમાં ભૂતળપર વિહાર કરી અનેક ભવ્ય પ્રાણીઓને પ્રતિબોધ દેતા હતા એમ અનુમાન થાય છે.

## સિદ્ધર્ષિગણિ.

**અંગીત હકીકત** આ ગ્રંથ લખ્યાની તારીખ ઉપરાંત શ્રી સિદ્ધર્ષિગણિ સંબંધી બહુ ઓછી હકીકત જણાયલી છે. જે અલ્પ ભાગ જાણી શકાયો છે તે નીચે પ્રમાણે છે:—

**સિદ્ધર્ષિના રચેલા ગ્રંથો.** તેઓએ પ્રથમ તો શ્રી ઉપમિતિ ભવપ્રપંચ નામની કથા રચી છે અને તે ૧૬૦૦૦ શ્લોક પ્રમાણ ગદ્ય પદ્યબદ્ધ કાવ્ય ચમત્કૃતિ સંયુક્ત નવા રૂપમાં લખેલ છે. તેનાજ પીઠબંધનું આ ભાષાંતર છે. વળી શ્રી મહાવીરસ્વામીના હસ્તદીક્ષિત શિષ્ય ધર્મદાસ ગણિએ ઉપદેશમાળા ગ્રંથ રચ્યો છે તેમના પર સિદ્ધર્ષિ ગણિએ વૃત્તિ લખી છે અને તે ગ્રંથ હાલ લભ્ય પણ છે. શ્રી રત્નપ્રભસૂરિએ એજ ઉપદેશમાળા ઉપર વિશેષ વૃત્તિ લખી છે તેમાં તેઓ ગાથાર્થ માટે શ્રી સિદ્ધર્ષિને અનુસરે છે.[1] અને તેથી એમ જણાય છે કે તે વૃત્તિ બહુ ઉપયોગી હશે. તેની ચાર પ્રતો શ્રી ખંભાતના ભંડારમાં છે.[2] શ્રી ઉપદેશમાળાની વૃત્તિને છેડે તેઓએ હરિભદ્રસૂરિને નમસ્કાર કર્યો છે તે પણ અર્થ સૂચક છે. તેઓનો ભાષાપર કાબુ, માધુર્ય અને શબ્દસંગ્રહ જોતાં તેઓએ અનેક ગ્રંથો લખેલ હોવા જોઇએ, પણ મુસલમાની તોફાન, કાળની સ્થિતિ અને લોકોના અજ્ઞાનથી જે મોટો કિંમતી વારસો આપણે ગુમાવી બેઠા છીએ તેમાં તેઓના ગ્રંથો પણ હોય એવો સંભવ રહે છે.

**સિદ્ધર્ષિની પટ્ટાવળી.** શ્રી સિદ્ધર્ષિની પટ્ટાવળી માટે શ્રી ઉપમિતિભવ પ્રપંચની પ્રશસ્તિમાં નીચે પ્રમાણે શ્લોકો આપ્યા છે.

द्योतिताखिलभावार्थः सद्भव्याब्जप्रबोधकः॥
सूराचार्योभवद्दीप्रः, साक्षादिवाद्दिवाकरः ।
आचारपंचकोद्युक्तः, प्रसिद्धोजगतितले ।
अभूत्भूतहितेर्वीर स्ततोदेल्लमहत्तरः ॥

---

1 व्याख्यातृ चूडामणिसिद्धनाम्नः,
प्रायेणगाथार्थ इहाभ्यधायि ।
कचित्कचिद्या तु विशेषरेखा,
सद्भिःस्वयं सा परिभावनीया ॥

૨ Peterson's Report Vol. III. App. 1 p. 130, 172, 184, 25.

ज्योतिर्निमित्तशास्त्रज्ञः प्रसिद्धोदेत्सत्रिस्तरः ।
ततोभूद्दुल्लसत्कीर्ति र्ब्रह्मगोत्रविभूषणः ॥
दुर्गस्वामीमहाभागः प्रख्यातःपृथिवीतले ।
प्रव्रज्यां ग्रहूगतायेन गृहंसुद्धनपूरितं ॥
सद्दीक्षादायकंतस्य स्वस्यचाहंगुरूत्तमं ।
नमस्यामिमहाभागं गर्गर्षिमुनिपुंगवम् ॥

આ ઉપરથી નીચે પ્રમાણે પટ્ટાવળી થઇ.




એમ જણાય છે કે દુર્ગસ્વામી અને સિદ્ધર્ષિગણિએ ગર્ગઋષિ (મુનિ) પાસે દીક્ષા લીધી હતી. સિદ્ધર્ષિ પોતાના ગુરૂભાઇ દુર્ગસ્વામીના શિષ્ય સદ્દર્ષિ આગળ પોતાની જાતને ધુળની રેણુ સમાન ગણતા હતા, અને તેને માટે બહુ માનના શબ્દો લખી ગયા છે. " સદ્દર્ષિ આ વિષમ સંસાર રૂપ ખાડામાં પડતાં પ્રાણીઓને આલંબન દેતા હતા, તેઓએ સર્વ દોષોના ચૂરા કરી નાખ્યા હતા તોપણ તેઓનું મન દયાથી ઉભરાઇ જતું હતું. તેઓ શિષ્યો સારૂ સંગ્રહ કરવામાં તત્પર હતા અને બીજા ઉપર ઉપકાર કરવાનીજ તેઓને નિરંતર બુદ્ધિ થતી હતી. આવા આવા તેમનામાં એટલા બધા ગુણો હતા કે તેઓ જાણે ગણધર હોય એવી બીજાને બુદ્ધિ થાય. કુંદપુષ્પ અને ચંદ્ર જેવું તેઓનું વિશુદ્ધ મન જોઇને બીજા સમજુ વિદ્વાનો હજુ સુધી માને છે કે સાધુઓના ગુણોનું વર્ણન કરવું. તે એક ખરેખરૂં કર્તવ્ય છે. તેમના ચરણની રજ સમાન સિદ્ધઋષિએ આ ઉપમિત.ભવ પ્રપંચ કથા બનાવી અને કહી સંભળાવી."

આ શબ્દો ઉપરથી જણાય છે કે સિદ્ધર્ષિના પૂજ્ય ગુરૂ સદ્દર્ષિજ હશે કેમકે આવા ગુણ માનના શબ્દો ગુરૂ માટેજ બહુધા વપરાય છે. કદાચ તેઓ બહુજ વિદ્વાન અને ગુણવાન હોય તો ઉદ્ગારરૂપ આવા શબ્દો કહી શકાય તેઓના દીક્ષા-ગુરૂતો ગર્ગર્ષિ હતા.

**તેમના સંબંધી સાંપ્રદાયિક કથા.** શ્રી સિદ્ધર્ષિ ગણિ માટે નીચે પ્રમાણે લેખ જૈન ધર્મના પ્રાચિન ઇતિહાસમાંથી મળી આવે છે (પૃ. ૧૨૫) જે હકીકત પ્રભાવિક ચરિત્રપરથી લખાયેલ છે. અને તે હકીકત જાણવા લાયક હોવાથી નીચે લખી લીધી છે. ગુજરાત દેશમાં શ્રીમાળ નામનું નગર હતું; તે નગરમાં શ્રીધર્મલાભ નામે રાજા રાજ્ય કરતો હતો. તે રાજાને સુપ્રભદેવ નામે મંત્રી હતો. આ મંત્રીને દત્ત અને શુભંકર નામે બે પુત્રો હતા. દત્તને માઘ નામે મહાવિદ્વાન પુત્ર હતો. માઘને અવંતીના રાજા ભોજ સાથે મિત્રાઇ હતી, તેણે શિશુપાળવધ નામે અતિ અદ્ભૂત ચમત્કૃતિવાળું સંસ્કૃત મહાકાવ્ય રચ્યું છે બીજા ભાઇ શુભંકરને લક્ષ્મી નામે સ્ત્રી હતી તેની કુક્ષીએ આ મહાન્ આચાર્ય સિદ્ધસૂરિનો જન્મ થયો હતો[1] આ સિદ્ધને તેના પિતાએ મહાસ્વરૂપવતી કન્યા પરણાવી હતી. ક્રમનશીબે સિદ્ધને જુગટું રમવાનું વ્યસન પડયું હતું. તેના માબાપે તેને બહુ વાર્યો છતાં પણ તે વ્યસનમાં લાગી રહ્યો હતો. વ્યસનની આશક્તિમાં રાત્રિએ સુવા બહુ મોડો આવતો હતો, અને તેથી તેની સ્ત્રી અત્યંત દુઃખી હતી. એક દિવસ તે દિલગીરીમાં બેઠી હતી તેવામાં તેની સાસુએ તેને દુઃખ સંબંધી કારણ પુછ્યું. લજ્જા યુકત ચહેરે દુઃખીબાળાએ પોતાના સ્વામી મોડા આવવા સંબંધી હકીકત કહી આ વાત સાંભળી સિદ્ધની માતાએ આદેશ કર્યો કે આજ રાત્રે સિદ્ધ આવે ત્યારે તારે દ્વાર ઉઘાડવું નહિ, તે સમયે હું તેને યોગ્ય શિખામણ આપીશ. રાત્રીએ સિધ્ધ મોડો આવ્યો અને જ્યારે પોતાની સ્ત્રીએ દ્વાર ઉઘાડયાં નહિ ત્યારે મોટેથી બુમો મારવા લાગ્યો. આ વખતે તેની માતાએ કૃત્રિમ કોપ કરીને કહ્યું કે અત્યારે મોડી રાતે બારણાં ઉઘાડવામાં નહિ આવે, માટે આ સમયે જેનાં દ્વાર ખુલ્લાં હોય ત્યાં જા. આથી સિદ્ધ ત્યાંથી ચાલી નીકળ્યો અને જૈન ઉપાશ્રયના દ્વાર રાત્રે પણ ખુલ્લાં દેખીને ત્યાં ગયો. ઉપાશ્રયમાં મુનિઓ સ્વાધ્યાય કરતા હતા તેમને તેણે નમસ્કાર કર્યો. મુનિએ તેને ધર્મલાભ આપ્યો અને પુછ્યું કે તમે કોણ છો? સિદ્ધે પોતાનું સર્વ

---

[1]
```
                 સુપ્રભદેવ
                     |
        ------------------------------
        |                            |
       દત્ત                        શુભંકર
        |                            |
       માઘ                          સિદ્ધ
(શિશુપાળવધના કર્ત્તા)    (ઉપમિતિ ભવપ્રપંચના કર્ત્તા)
```
મહાન સિદ્ધર્ષિ તે માઘ કવિના કાકાના દીકરા ભાઇ થાય.

વૃત્તાંત યથાસ્થિત કહી સંભળાવ્યું કે હું શુભંકરનો પુત્ર છું અને મારી માતાએ જુગારના કુવ્યસનથી મને કાઢી મૂકર્યો છે. હવેથી મને આપનુજ શરણુ છે. આચાર્ય મહારાજે શ્રુતોપયોગ દઇ જોયું કે આ ભાગ્યશાળી પુરૂષ થી શાસનની ઉન્નતિ થવાની છે આથી તેને કહ્યું કે અમારા જેવો વેશ લે તો અહીં સુખે રહી શકાશે. પછી સિદ્ધને જૈન મુનિના આચારની સર્વ હકીકત કહી સભળાવી. સિદ્ધે સર્વ કબુલ કર્યું. આચાર્ય મહારાજે કહ્યું કે, પ્રભાતે તારા માત પિતાની રજા લઇ દિક્ષા આપશુ સવારે શુભંકરને સર્વ હકીકતની ખબર પડી ત્યારે તેણે પોતાની સ્ત્રીને બોલાવી ઠપકો આપ્યો કે વ્યસની માણસને એમ ઉતાવળે શિખામણ લાગતી નથી, તેને તો રફતે રફતે સમજાવવો જોઇએ. પછી પોતાના પુત્રની નગરમાં શોધ કરવા માંડી, છેવટે જૈન ઉપાશ્રયે પત્તો લાગ્યો. શુભંકર શેઠ પંડે ત્યાં ગયા અને તેને સમજાવવા માંડયો. સિદ્ધે જવાબ આપ્યો કે પિતાજી! હવે તો મારૂં મન વૈરાગ્ય યુક્ત થયું છે અને તેથી હું જૈનદિક્ષા લઇશ વળી મારા માતાજીનું વચન તો મને સસાર સમુદ્રથી તારનારૂં થયું છે તેથી હું તેમનો પણ ઉપકાર માનું છું. આ પ્રત્યુત્તરથી નારાજ થઈ શેઠે કહ્યું કે, હે ભાઇ! તું ઘેર આવી તારી ઇચ્છા પ્રમાણે વર્ત. તું અમોને એકનો એકજ પુત્ર છે અને તેથી અમારો સર્વ આધાર તારા પરજ છે. આવી રીતે શુભકર શેઠે તેને ઘણી રીતે સમજાવ્યો પણ સિદ્ધે કાંઇ માન્યું નહિ, પણ ઉલટી પિતાજીને નમ્રતા પૂર્વક અરજ કરી કે હે પિતાજી! તમે ખુશીથી મારા ગુરૂને કહો કે તેઓ મને દીક્ષા આપે. પુત્રનો બહુ આગ્રહ જોઇ શેઠે રજા આપી અને આચાર્ય મહારાજે તેમનું **સિદ્ધસૂરી** નામ પાડીને દિક્ષા આપી. પછી ગુરૂ મહારાજે સિદ્ધસૂરિને પોતાના ગચ્છનું વર્ણન કહી બતાવ્યું કે પૂર્વે મહા પ્રભાવિક શ્રી વજ્રસ્વામી મહારાજ થયેલા છે. તેમના શિષ્ય શ્રી વજ્રસેનસૂરિ અને તેમના નાગેંદ્ર, નિવૃત્તિ, ચંદ્ર અને વિદ્યાધર નામના ચાર શિષ્યો થયા. તે નિવૃત્તિના ગચ્છમાં મહા બુદ્ધિમાન શ્રી સૂરાચાર્ય થયા અને તેનો શિષ્ય જે ગર્ગઋષિ તે હું તારો દિક્ષા ગુરૂછું. અનુક્રમે સિદ્ધસૂરિ સર્વ શાસ્ત્રમાં પારગામી થયા. તેમણે ધર્મદાસ ગણિની ઉપદેશ માળાપર મોટી ટિકા અને ઉપમિતિ ભવ પ્રપચ નામનો અતિ અદ્ભૂત ગ્રંથ રચ્યો, એક દિવસ શ્રી સિદ્ધસૂરિએ પોતાના ગુરૂને વિનતિ કરી કે હે ભગવન્! મને હવે બૌધના પ્રમાણુ ગ્રંથો જોવાની ઇચ્છા થઇ છે, માટે આપની આજ્ઞા હોય તો તેમની પાસે જઇ તેઓના શાસ્ત્રનો પણ અભ્યાસ કરૂં. તે સાંભળી ગર્ગર્ષિ મહારાજે કહ્યુ કે તે લોકો એવાતો પ્રપંચી છે કે હેત્વાભાસોથી માણસોના હૃદયને પીગળાવી નાખે છે, અને તેથી તમોને કાંઇક

અનર્થ થશે એમ મને લાગે છે. વળી નિમિત્તથી પણ આ સંભર્થ જણાય છે કે ત્યાં જઇ તું તારા પુણ્યને નાશ કરીશ. તે છતાં પણ તને ત્યાં જવાની ઉત્કંઠા હોય તો આ રજોહરણ અમને પાછું આપ અને પાછું તારે એક વખત મારી પાસે આવવું એવું વચન આપ. સિદ્ધસૂરિએ કહ્યું કે આપે મારાપર અનિર્વચનીય ઉપકાર કર્યો છે અને તેથી હું આપનું વચન કદાપિ પણ ઉલ્લંઘીશ નહિ. તે બૌધોનાં પ્રમાણ શાસ્ત્રો બહુ દુર્બોધ છે એવું મારા સાંભળવામાં આવ્યું છે અને તેથી ફક્ત મારી બુદ્ધિની પરીક્ષા માટે હું ત્યાં જાઉં છું એમ કહી ગુરૂ મહારાજને નમસ્કાર કરી પોતાનો વેશ બદલી નાખ્યો અને પછી મહાબોધ નામના બૌધોના નગરમાં ગયા. ત્યાં જઇ સિદ્ધસૂરિએ બહુ અભ્યાસ કર્યો અને મનમાં ચમત્કાર પામ્યા, બૌધોએ ત્યાં એવા પ્રપંચોથી તેને સમજાવ્યા કે તેઓ આખરે શ્રદ્ધા ભ્રષ્ટ થયા અને બૌધ દિક્ષા લીધી. આચાર્ય પદવી લેવાના અવસરે તેમણે પોતાના ગુરૂપાસે જવાનું સભાર્યું અને બૌધાચાર્યની રજા લઇ ગર્ગર્ષિ પાસે આવ્યા, ગર્ગર્ષિને કહ્યું કે મેં તો બૌધ દિક્ષા લીધી છે, ફક્ત પ્રતિજ્ઞા પાળવા આવ્યો છું. ગુરૂ મહારાજે આસનપર બેસારી કહ્યું કે હું જરા બહાર જઇને આવુ ત્યાં સુધી આ ગ્રંથ તમે વાંચજો; એમ કહી તેમને શ્રી હરિભદ્રસૂરિએ રચેલી ચૈત્યવંદન સૂત્ર પરની લલિત વિસ્તરા નામની ટિકા વાંચવા આપી. ગુરૂ મહારાજ બહાર ગયા અને તરતજ તે ગ્રંથ વાંચતા સિદ્ધર્ષિને સમજાઇ ગયુ કે મેં તો બહુ ભૂલ ખાધી છે, મારા જેવો મૂર્ખ જગતમાં કોઇ નથી. આ ગ્રંથ મારા હાથમાં આપી ગુરૂમહારાજે મને સંસાર સમુદ્રમાં ડૂબતો બચાવ્યો છે. વળી મહાત્મા હરિભદ્રસૂરિએ પણ મારાપર બહુ ઉપગાર કર્યો છે, અને ખરેખર આ ગ્રંથ મારે માટેજ તેમણે બનાવ્યો હોય નહીં એમ મને તો લાગે છે એમ કહી ઉદ્‌ગાર રૂપે બોલી ઉઠયો કે.—

विषंविनिर्धूयकुवासनामय व्यचीचरद्यःकृपयामदाशये ।
अचिंत्यवीर्येण सुवासनासुधां नमोऽस्तु तस्मैहरिभद्रसूरये ॥

એટલામાં ગુરૂમહારાજ આવી પહોચ્યા. તેમના ચરણમાં પડી અતિ પશ્ચાત્તાપ કરી બોલ્યા કે પ્રભો! મને પ્રાયશ્ચિત આપો. ગુરૂ મહારાજને પણ આનંદાશ્રુ આવી ગયા. તેમણે તેમને ફરીને દિક્ષા આપી છેવટે પોતાની પાટે થાપ્યા.

આવી રીતે સિદ્ધર્ષિ માઘ કવિના ભાઇ થાય છે અને જૈન આકાશમાં દિપતા તારા પેઠે તેઓની કીર્તિ ઝળકી રહી છે. હવે ખુદ ગ્રંથ સંબંધી શુ હકીકત જાણવા યોગ્ય છે તે જોઇએ.

# ઉપમિતિ ભવ પ્રપંચ.

**બહુ હકીકતનો સમાવેશ.** સિદ્ધર્ષિ ગણિ સંબંધી લભ્ય હકીકત જાણ્યા પછી આ ગ્રંથ સંબંધી કેટલીક હકીકત જાણવાની છે ઉપમિતિ ભવ પ્રપંચ ગ્રંથમાં આ સંસારનો પ્રપંચ, જીવનુ ભ્રમણ, સંસાર પાર જવાની નૌકા વિગેરે સાધનોની પ્રાપ્તિ, ક્રોધ, માન, માયા, લોભથી થતી ખરાબી, પાંચ ઇંદ્રિના વિષયો, પાંચ મોટા આશ્રવો, મોહનીય કર્મનું નૃપત્વ, કાવાદાવા, પ્રપંચ અને જીવની પરતંત્રતા વિગેરે અનેક બાબતો સમાવી છે વળી બીજી ખૂબી એ છે કે આવા વિષયોનું સ્ફોટન અલંકારીક ભાષામાં વાર્તા રૂપે કરી આનંદ સાથે અપૂર્વ જ્ઞાન આપ્યું છે. રચના તદ્દન અભિનવ છે અને સાથે ઉપદેશતો પરાકાષ્ટાએ મૂકી દીધો છે.

**ગ્રંથરચના. લેખનપદ્ધતિ.** આવી રચના પૂર્વે હતી કે સિદ્ધર્ષિ ગણિએ શરૂ કરી એ બાબત પ્રથમ ધ્યાન ખેંચે છે. અનુભવીઓને પૂછતાં જણાય છે કે જુના ગ્રંથોમાં આવી શૈલીનો ગ્રથ જોવામાં આવતો નથી. વળી જો તેવી શૈલીથી ગ્રંથો લખાતા હોત તો ઉપોદ્ઘાતના ૮૧-અને ૮૨મા શ્લોકમાં તેઓએ સિદ્ધાંતની શાક્ષી આપી છે કે, કલ્પિત વાર્તા ઉપરથી ઉપનય બોધ સારૂ ઉતારી શકાય, તેવો આધાર બતાવવાની જરૂર પડતજ નહિ, ( જુઓ ભાષાંતર પૃષ્ટ ૯). આ ખુલાસો કરવાનું એકંજ કારણ હોઇ શકે અને તે એકે સિદ્ધર્ષિ ગણિના સમય સુધી આવી વાર્તાઓ લખવી સામાન્ય નહિ થઇ પડી હોય. બીજી ભાષામાં કહીયે તો શ્રી ઉપમિતિ ભવપ્રપંચની ભાષા શૈલીમાં જે અનેક ગ્રંથો લખાયા છે તેની શરૂઆત સિદ્ધર્ષિ ગણિથી ટાંકી શકાય. ઉપાધ્યાયજી રચિત 'વૈરાગ્ય કલ્પલતા' ભુવનભાનુ કેવળીનું ચરિત્ર ( પ્રબળ પ્રકાશ ) અને બીજા દાખલા તરીકે ટાંકી શકાય.

આવી રચનાથી બે પ્રકારના લાભ થાય છે. એકતો હકીકતનું જ્ઞાન થાય છે અને તે અસરકારક નીવડી ઉપયોગી બને છે ' જ્ઞાન દર્શન ચારિત્ર ગુરૂએ તેને આપ્યું ' તેને માટે ' વિમળાલોક અંજન આંજ્યું, તત્વ પ્રીતિકર પાણી પાયું અને મહાકલ્યાણક ભોજન ખવરાવ્યું ' એ શબ્દોથી મનપર સજ્જડ અસર થાય છે; તેનો અર્થ જાણવાની જિજ્ઞાસા થાય છે; અને તેનો હેતુ સમજવાની આકાંક્ષા થાય છે. આટલી ક્રિયા પછી વાત મનમાં ચોંટે છે. વળી આન્વર્થિક (abstract) વાત અન્વિક (concrete) જેવી સુંદર અને સુગ્રાહ્ય થઇ શકતી નથી. આ સર્વ હકીકત સિદ્ધર્ષિ ગણીએ જન સમૂહના બહોળા અવલોકન ઉપરથી જોઇ લીધી હોવી જોઇએ અને તે પછી તેઓએ ગ્રંથરચના આરંભી તેમાં ઉપમેયાર્થે વિશેષ મૂક્યા હોવા જોઇએ.

**વિષયોનું દીગ્દર્શન.** આગળના પ્રસ્તાવોમાં મોહરાજાની સભાનુ વર્ણન આવે છે અને પછી એક એક પ્રસ્તાવમાં એક ઈંદ્રિય, એક કષાય અને એક આશ્રવને એવો તો ન્યાય આપ્યો છે કે

પછીતા કોઇ કવિ તેવા આનુપૂર્વી નિયમ હાથ ઝાલી શક્યા નથી. ઉક્ત સ્પ-ષ્ટીકરણથી જણાયુ હશે કે આ ગ્રંથમાં હકીકત બે પ્રકારની છે; એક તો વાર્તા અને બીજી ગર્ભિત ઉપદેશ આઠ પ્રસ્તાવમાં મુખ્ય હકીકત શું છે તે માટે ભાષાંતરમાં પૃષ્ટ ૭થી 'અંતરંગ કથા શરીર' અને 'બાહ્ય કથા શરીર' આવેલ છે તે પરથી જાણવાને બની આવશે કે કથાના બે વિભાગ સ્પષ્ટ-પણે પાડવામાં આવ્યા છે. મુખ્ય વાર્તા સાથે જીવનો પ્રબંધ ચાલ્યોજ જાય છે. ત્રીજા અને પછીના પ્રસ્તાવોમાં એકેક મોટી વાર્તા આવે છે, જે પણ દા-ર્ષ્ટાંતિક હોય છે, અને તેમાં ક્રોધાદિના સ્વરૂપ ચિતરેલાં હોય છે. ઇંદ્રિય, કષાય અને આશ્રવને વશ પડેલા અને મોહ રાજાના સપાટામાં આવેલા આ જીવની દુર્દશાનું હૃદય ભેદક ચિત્ર આઠમા પ્રસ્તાવમાં ખુલી જાય છે અને તે વખતે ચિત્ત જે આનંદવૃત્તિ અનુભવે છે તે લખી શકાય તેમ નથી. કવિની શક્તિ શુ કરી શકે છે તે આવે પ્રસંગેજ જાણી શકાય છે.

આ સર્વ હકીકતમાં નિર્મળાચાર્ય, અગ્રહીત સંકેતા, સંસારી જીવ, ભ-વ્ય પુરૂષ વિગેરે જે જે પાઠો ભજવવા માટે નિર્મેલા છે તે સર્વે પોત પોતનુ કામ એવી સરલતા અને દમામથી કરે છે અને સાથે ભાષા એવી યથાર્થ વાપરે છે કે વાંચતાં આપણે ડોલતા જઇએ છીએ.

**કથા પ્રબંધ.** ચાર પ્રકારની કથામાંથી કયા પ્રકારમાં આ કથાનો સમાવેશ કરવો તે તેઓએજ બતાવી આપ્યું છે. આ કથા શુદ્ધ ધર્મ કથા નહિ, પરંતુ સંકીર્ણ (ધર્મ—અર્થ—કામ મિશ્ર ) કથા કહેવાય, તોપણ "જુદા જુદા અભિપ્રાયના હેતુપણાથી આ કથા અનેક પ્રકારના ફળ દેવાવાળી છે અને મનુષ્યોને વિદ્વાન બનાવવાના હેતુ રૂપ છે વળી મુ-ગ્ધ પ્રાણીઓને પ્રથમ શરૂઆતમાં ધર્મ વ્યાખ્યાન ગમતુ નથી તેથી તેઓને કામ અને અર્થની કથા કહીને તેમનું મન હરણ કરવું.આવી રીતે આક્ષિ-પ્ત થયેલા ચિત્તવાળા તેઓ પછી ધર્મ ગ્રહણ કરવાને શક્ત બને છે. આટલા ઉપરથી વિક્ષેપ દ્વારથી સંકીર્ણ કથા પણ ધર્મ કથાજ છે." (ભાષાંતર પૃષ્ટ૪) આટલા અવતરણ ઉપરથી આ કથાને ભાષા જ્ઞાનમાં કઇ જગો આપવી તે વિદિત થયું હશે.

**રચના શાસ્ત્ર** ઉક્ત રીતીએ ઉપમાન કરવું તે સિદ્ધાંતને અનુસારેજ છે નુ સારું છે. એમ બતાવી આપતાં સિદ્ધર્ષિ ગણિ, પોતે કેટલા વિનયી અને ભવભીરૂ હતા એ બતાવી આપ્યુ છે. ( ભાષાંતર પૃ. ૯ )

**ગ્રંથગૌરવ.** વળી તેઓએ ગ્રંથગૌરવ સંબંધી પણ ખાસ ધ્યાન આપ્યું હોય એમ જણાય છે. જો આખા ગ્રંથનો ઉપનય ઉતારે તો ગ્રંથ બે ત્રણ લાખ શ્લોકનો થઇ જાય, તેથી પ્રથમ પ્રસ્તાવનો ઉપનય ઉતારી તેઓએ વાંચનારને તે પ્રમાણે સમજી લેવા સૂચવ્યું છે.

**સંસ્કૃતભાષા.** સિદ્ધર્ષિ ગણિ કૃત ઉપોદ્ઘાતમાં એક બાબત ખસ ધ્યાન ખેંચે છે. તેઓ પૃષ્ટ ૭ માં લખે છે કે "સંસ્કૃત અને પ્રાકૃત બન્ને ભાષાએ: પ્રાધાન્ય પણાને યોગ્ય છે, તેમાં પણ દુર્વિદગ્ધ મનુષ્યોના હૃદયમાં સંસ્કૃત ભાષા સ્થિત થયેલી હોય છે પ્રકૃતભાષા જો કે બાળજીવોને સદ્બોધ કરનારી અને કર્ણને સુંદર લાગે છે તો પણ દુર્વિદગ્ધને તે ભાષા તેવી લાગતી નથી. ઉપાય હોય તો સર્વેનુ મનરંજન-કરવું એથી અમે આ કથા સસ્કૃતમાં રચી છે" આ શ્લોકમાંથી બે હકીકત નીકળે છે એક તો તેઓ વાંચનારની સગવડ ઉપર ખાસ ધ્યાન આપતા હતા. બીજી હકીકત સંસ્કૃતના શોખવાળાને દુર્વિદગ્ધ ઠરાવે છે તે સમજણમાં ઉતરતુ નથી. પંડીતો આ બાબતનો ખુલાસો કરશે તો બીજી આવૃત્તિમાં દાખલ કરીશ.

આ ગ્રંથની ઉપોદ્ઘાત ૧૦૦ શ્લોકમાં લખાયલી છે તેજ તેની ગૌરવતા બતાવી આપવા માટે પૂરતું છે.

**મુખ્ય ખૂબીઓ.** આ ગ્રંથની ભાષા અને રચનામાં બહુ ભાગ ખેંચાણ કરનારો છે; તેમાં પણ નીચેના મુદ્દાઓ તરફ બહુજ ધ્યાન સ્વભાવિક રીતે ખેંચાય છે.

(૧) ભાષા વાગ્વિભવ-સંસ્કૃત ભાષાપર સંપૂર્ણ કાબુ-જ્યારે જ્યારે તેઓ અમુક વિષયપર બોલવા માંડે છે ત્યારે જે સુંદર શબ્દ સમુદાય વપરાય છે તે અતિ કર્ણપ્રીય અને ફેરવી ન શકાય તેવા હોય છે.

(૨) ભાષાની સાદાઇ—વાણીના વૈભવ સાથે સાદાઇ કોઇ વિરલ કવિજ રાખી શકે છે; ઘણે ભાગે પોતાની વિદ્વત્તા બતાવવાનું મન થયાવિના રહેતું નથી. સિદ્ધર્ષિ ગણી આ દોષથી મુકત હતા.

(૩) અલંકાર યુકત વચન અને ( ૪ ) જનસ્વભાવનું અવલોકન. આ બન્ને બાબતોમાં સિદ્ધર્ષિ બહુ ઉચા પદપર આવે છે. તેઓએ બારીકીથી જનસ્વભાવ અને વિશ્વની સ્વાભાવિક વ્યવસ્થાનું એવું સરસ અવલોકન કર્યું છે કે ગમે તે પદ વાંચતાં આપણને આશ્ચર્ય અને આનંદ થવા સાથે બોધ મળે છે

(૫) જૈનોના પારિભાષિક શબ્દોનો યથાસ્થિત ઉપયોગ. વિષય ( ૧ ) પરના વિવેચન પછી અત્ર વિશેષ લખવુ નિરર્થક છે; તો પણ જ્ઞાનદર્શન ચારિત્ર વિગેરેના જે રૂપકો તેઓના અસલ રૂપને જરા પણ બગાડયા શિવાય આપવામાં આવ્યા છે તે પ્રશસ્ય છે.

(૬) વિશાળ શબ્દ ભંડોળ-ભાષાંતર વાંચનારને પણ આ હકીકત જણાઇ આવશે ખરેખરી વિદ્વત્તા બીજા પ્રસ્તાવથીજ દેખાય છે.

(૭) ગદ્યબંધ રચના અને પદ્યબંધ રચનાપર એક સરખો કાબુ-આ શક્તિ બહુ થોડા કવિઓમાં હોય છે.

તેમણે જે નવી શૈલી શરૂ કરી છે તે ત્યાર પછી દરેક જૈનગ્રથોમાં, સ્તવનોમાં

અને વાર્તામાં સામાન્ય થઇ પડી છે. 'સંસારનગર' 'ભવાટવી' 'મોહરાજા' 'મોહરાજાનું વિચિત્ર લશ્કર' 'વિમળાલોક અંજન' 'તત્ત્વપ્રીતિકર પાણી' વિ. વિ. શબ્દો તો જૈનોનો વારસો થઇ ગયા છે. આ લેખન પદ્ધતિ તેઓએજ શરૂ કરી છે. જોકે તેઓને અહંકાર ન હોવાથી અને સિદ્ધાંત વિરૂદ્ધ વર્તન અનંત સંસાર વધારનારૂં હોવાથી તેઓએ આ સર્વ સિદ્ધાંતાનુસાર છે એમ બતાવવા યત્ન કર્યો છે, પરંતુ તેજ પ્રયત્ન બતાવી આપે છે કે તેઓ નૂતન લેખન પદ્ધતિના આદ્ય સૃષ્ટા હતા.

સિદ્ધર્ષિ ગણિ બિલકુલ નિરભિમાની હતા. તે તેઓના પ્રથમ પ્રસ્તાવના અંતભાગ પરથી જણાય છે. તેઓ આ સુંદર ગ્રંથ વાંચીને તેમના ઉપર આભાર કરવાનું કહે છે અને વળી ઉમેરે છે કે 'આવા તો અનેક ગ્રંથ છે અને સિદ્ધાંતનું એક વચનજ તમને તારવા માટે બસ છે, તોપણ સંસાર સમુદ્ર તરવાની મને ઇચ્છા થઇ છે તેથી મારા ઉપર કરૂણા કરવામાં તત્પર એવા સત્પુરૂષો આ કથાને પણ સાંભળશે એવી આશા છે, (પૃ. ૧૭૦) મહાપુરૂષોને બીજાપર અનુગ્રહ કરવાની બુદ્ધિ કેવી વિશાળ હોય છે તે બતાવવા માટે આ પૂરતું છે! ધન્ય!

આ ગ્રંથ ૧૬૦૦૦ શ્લોકનો છે અને બેંગાલ રોયલ એશ્યાટિક સોસાયટી તરફથી બહુ શુદ્ધ કરીને છપાય છે તેના ચાર ભાગ અત્યાર સુધીમાં બહાર પડી ચૂકયા છે. આ ભાષાંતર તે ગ્રંથનેજ આભારી છે.

## પીઠબંધ (પ્રથમ પ્રસ્તાવ.)

प्रस्तात्रेप्रथमेतावत् निबद्धायेनहेतुना

इयंकथामयेद्दक्षा सहेतुःप्रतिपद्यते

[ ૬૦– ૧]

**સિદ્ધર્ષિ ચરિત્ર—** ઉપર જણાવેલા મહાગ્રંથનો પ્રથમ પ્રસ્તાવ બહુ ઉપયોગી છે. તેમાં બોધ બહુ સારો છે; પણ ધ્યાન ખેંચનારી ગુહ્ય હકીકત એક બીજીજ છે. અને તે એ છે કે આ પ્રસ્તાવમાં સિદ્ધર્ષિ ગણિએ પોતાનુ ચરિત્ર બતાવ્યું છે, વળી તે ચરિત્ર એવી રીતે ગોઠવ્યું છે કે જરા ફેરફાર કરવાથી તે સર્વ જીવને લાગુ પડી શકે (જુઓ ભાષાંતર પૃષ્ટ ૧૭૧). આ ચરિત્ર તેઓનુંજ છે એમ તેઓના કહેવાથીજ જણાય છે. (૧) જે નિષ્પુણ્યક જીવ માટે તેઓએ આ પ્રસ્તાવ લખ્યો છે તેનો ઉપનય ઉતારતાં લખે છે કે "તે નગરમાં નિષ્પુણ્યક નામનો દરિદ્રી કહ્યો તે આ સંસાર નગરમાં સર્વજ્ઞ શાસનની પ્રાપ્તિ પહેલાં રખડતો મારો જીવ જાણવો." (૨) આ જીવને ધર્મ બોધકર મંત્રીશ્વર મળે છે અને આ ધર્મબોધકર કોણ છે તેનો ખુલાસો બહુજ ઉપયોગી છે. આ ગ્રંથની પ્રશસ્તિમાં લખ્યું છે કે "ધર્મબોધકરતે આચાર્ય હરિભદ્રસૂરિ મારા ગુરૂ છે અને તે પ્રમાણે પ્રથમ પ્રસ્તાવમાં બતાવ્યું છે." આ હકીકત બહુજ ઉપ-

યોગી છે, તે સિદ્ધર્ષિનો સમય નક્કી કરવામાં પણ સહાયભૂત થઇ હતી (ઉપર જુઓ). (૩) ઉપનયમાં વારંવાર મદીયો જીવઃ લખે છે તે પણ ઉક્ત હકીકતને ટેકો આપે છે આ ઉપરથી આખો પ્રસ્તાવ શ્રી સિદ્ધર્ષિ ચરિત્ર કહેવાય.

એક મહા વિદ્વાન્ પોતાને માટે લખે અને તેમાં પણ જ્યારે સામાન્ય શબ્દોમાં લખે ત્યારે વાંચનારને બહુ આનંદ થાય છે. પોતાને માટે કાંઇપણ લખવું તે બહુ મુશ્કેલ છે જો તેમાં આત્મ પ્રશંસા કરવામાં આવેતો લોકો લખનારને મિથ્યાભિમાની માની તેની અવગણના કરે. જો પોતાને માટે હલકું લખવામાં આવે તો તે પોતાના મનનેજ ગમે નહીં. આવે પ્રસંગે મનની સ્થિતિસ્થાપકતા જાળવી રાખવી એ મુશ્કેલ છે.

**ગ્રંથ કર્ત્તાનો બેવડો હેતુ—** મહાત્મા સિદ્ધર્ષિ ગણિએ પોતાનું ચરિત્ર લખ્યું તેમાં બે પ્રકારનો હેતુ રાખવામાં આવ્યો છે. પોતે હરિભદ્રસૂરિના બહુ આભારમાં આવ્યા હતા, અને તેનો બદલો વાળવો તે લગભગ અશક્ય જેવું તેમને લાગતું હતું. તોપણ જો આવો ગ્રંથ બનાવી તેમાં તેઓનું નામ અમર કરે તો તેનો કાંઇક અંશે બદલો વળી શકે-એમ હોવાથી તેઓએ આખો પ્રથમ પ્રસ્તાવ હરિભદ્રસૂરિના ગુણ ગાવા માટેજ લખ્યો છે. ગુરૂ મહારાજ જે મહેનતથી અંજન આંજે છે, પાણી પાય છે, ભોજન ખવરાવે છે, તદ્દયા અને સદ્બુદ્ધિ નામની પરિચારિકા આપે છે; તે ભગીરથ પ્રયત્નના બદલામાં શિષ્ય જે કરે તે ઓછુંજ છે આવા સખ્ત પ્રયત્નના પરિણામે ગુરૂ મહારાજના દયારૂપ વ્યાખ્યાનને અનુસારે અને પોતાની સદ્બુદ્ધિના કહેવાથી સિદ્ધર્ષિ ગણિ બૌધ પ્રસંગ મૂકી જૈનોમાં હમેશ માટે જોડાયા. પ્રથમ પ્રસ્તાવમાં આવેલી સર્વ હકીકત જૈન અને બૌધના સંબંધમાં વિચારવાથી—જોડવાથી તદ્દન સ્ફુટ થઇ જશે. સિદ્ધર્ષિ ગણિ બે ચાર વખત બૌધ થયા અને પાછા જૈન થયા હતા એવી જે હકીકત જણાઇ છે તેને પ્રથમ પ્રસ્તાવથી ટેકો મળે છે. પીઠબંધ રચવાનો એક મુખ્ય હેતુ તે પરથી એજ જણાય છે કે તેઓપર હરિભદ્રસૂરિએ કરેલા ઉપકારનો કાંઇક બદલો વાળવો.

**પ્રથમ પ્રસ્તાવ લખવાનો હેતુ—** ઉપમિતિ ભવ પ્રપંચ કથા લખતાં તેઓને જણાયું છે કે જો ઉપમાન પૂર્વક ઉપમેય લખાય તો વાર્તા સાથે બોધ મળે; પણ જો તેનો ઉપનય સાથેજ લખવામાં આવે તો બે પ્રકારનું નુકશાન થાય. એક તો ગ્રંથની અલંકાર સંબંધી ખૂબીનો નાશ થાય અને બીજુ ગ્રંથનું પ્રમાણ (ગ્રંથ લાઘવ) બહુજ થઇ જાય; લગભગ બે લાખ શ્લોક થઇ જાય. જેવો મોટો ગ્રંથ ટુંક આયુષ્યવાળા જીવો વાંચી શકેજ નહિ. આ બન્ને હકીકત ધ્યાનમાં રાખી તેઓએ પ્રથમ પ્રસ્તાવમાં પોતાની હકીકત લખી અને તેનો ઉપનય ઉતારી બતાવ્યો. આ ઉપનય એવી તો અસરકારક રીતે ઉતાર્યો છે કે ગમે તેવી કાચી બુદ્ધિનો માણસ પણ તે સમજી શકે. પછી છેવટે લખ્યું

છે કે 'આ પ્રમાણે પ્રથમ લખેલી કથાના દરેક પદનો ઉપનય અમે બતા-
વ્યો છે. જેઓ સંકેત સમજી ગયા હોય તેઓને ઉપમાન બતાવવાથી ઉપ-
મેય સમજવું મુશ્કેલ પડતું નથી, આ કારણથીજ આ ગ્રંથની આદિમાં
ઉપન્યાસ કર્યો છે કે આ કથામાં ઉપનય વગરનો એક શબ્દ પણ નહિ આવે.
આ બાબતમાં તમે શિક્ષિત હોવાથી હવે તમને તેની સમજણ સહેલાઇથી
પડી શકશે (જુઓ ભાષાંતર પૃષ્ટ ૧૭૦). આવી રીતે પ્રથમ પ્રસ્તાવ બીજા
પ્રસ્તાવોને સમજાવનાર અને ગ્રંથલાઘવ હદમાં રાખનાર છે.

મુખ્ય કથા અને ઉપનયના વખાણમાં કાંઇપણ લખવું તે ગ્રંથ ગૌરવ
ઘટાડવા જેવું છે. આખો ઉપનય અનુપમ છે. તેવા પ્રકારની વિદ્વત્તાવાળા
ગ્રંથો બહુજ થોડા છે. અનુભવ, જન સ્વભાવના અમુક સંજોગોમા વિચિત્ર
ભાવો, કાવ્ય માધુર્ય અને અસ્થિ મજ્જાએ ધર્મનો પ્રસાર જે સ્થળે-સ્થળે
દેખાય છે તે સિદ્ધર્ષિ ગણિનોજ છે એમ ખાસ કહી શકાય. બહુ થોડા
પ્રસગોની અત્ર નોંધ લીધી છે.

**પીઠબંધના જવાહીરો—** ચારે ગતિમાં દુઃખજ છે તેનો અનુભવ (ભા. પૃ. ૫૧) જીવના સંકલ્પ વિકલ્પનો બહુ સારો અનુભવ. એક વ-
સ્તુમાં પ્રતિબંધ થવાથી થતી અનર્થ પરંપરા (પૃષ્ઠ
૫૬ થી ૬૮). ધર્મ સંબધી ઉપદેશ (પૃ. ૯૮). યુકિત
અને ન્યાયથી ધર્મનું પ્રતિપાદન (પૃષ્ટ ૧૧૪-૧૨૦). અર્થ અને કામ પુરૂષા
ર્થની વાત કરી ધર્મ તરફ આ જીવને જોડવાની જે યુકિત ધર્મ બોધકરે
માંડી તેજ યુકિતથી સિદ્ધર્ષિ ગણિ ઉપમિતિ ભવપ્રપંચ લખેછે એ બાબત
ખાસ ધ્યાન ખેંચનારી છે. (પૃ૪૧૧૪)

સિદ્ધર્ષી ગણિને કોઇ આ ગ્રંથ લેનાર મળતું નથી ત્યારે એની પ્રા-
પ્તિથીજ તે સંતોષ બતાવે છે તે આશ્ચર્યકારક છે. તદ્દયા અને સદ્બુદ્ધિનો
પ્રબંધ. (આખી કથામાં). સુસાધ્ય વિગેરે ત્રણ પ્રકારના પ્રાણીઓ (પૃ. ૧૪૩).
પોતાનો ઔષધ આપવાનો પ્રયત્ન અને લોકોનો અનાદર, તેથી થયે-
લી વિકળતા અને ગ્રથ બનાવવાનો નિશ્ચય.

આ વિગેરે અનેક પ્રસંગો ધ્યાન ખેંચનારા છે, જેનું મનન પૂર્વક અ
ધ્યયન થાય તો આભવ અને પરભવમાં મહાલાભ થાય તેમ પ્રસક્ષ જણાય છે.

## પીઠબંધ ભાષાંતર.

આ પીઠબધનું ભાષાંતર કટકે કટકે શ્રીજૈનધર્મ પ્રકાશમાં બહાર પા-
ડ્યું છે; સાથે વાચી ન શક્યા હોય તેઓએ સર્વ અંકોમાંથી તે ભાગ જુદો કઢાવી
બંધાવવો, પણ આખો ગ્રથ જરૂર વાંચવાની ભલામણ કરવામાં આવે છે.

ભાષાંતર કરવામાં મૂળ ગ્રંથ ઉપરજ નજર રાખવામાં આવી છે અને
તેથી પારણામે ભાષા ક્વચિત્ ક્લિષ્ટ થઇ ગઇ હોય તો તે બનવા જોગ છે.

ઘણી ખરી જગાએ ગુજરાતી સારા પ્રકારનું અને નવિન પદ્ધતિનું લખવા પ્રયત્ન કર્યો છે અને તેથી મૂળ ગ્રંથની વાક્ય રચના ફેરવી નાખી છે. ભાવ મૂળનોજ રાખ્યો છે, પણ બહુધા તદન અક્ષરશઃ ભાષાંતર નથી કર્યું. નવી શૈલી પ્રમાણે લખતાં કેટલીક મુશ્કેલી પડે છે, છતાં જે ભૂલો અને ક્લિષ્ટતા અત્ર રહી ગઇ હોય તે દરગુજર કરશો.

ભાષાંતરમાં જેમ બને તેમ સંસ્કૃત શબ્દો ઓછા વાપરવા પ્રયત્ન કર્યો છે; તોપણ સંસ્કૃતના ભાષાંતરમાં સંસ્કૃત શબ્દો આવ્યા વગર રહેજ નહિ. આ ઉપરથી નોટ પણ આપવામાં આવી છે. ઘણા શબ્દો મૂળ સંસ્કૃતરૂપેજ ગુજરાતી હોય છે અને કેટલાકનું ગુજરાતી બહુ ક્લિષ્ટ હોય છે ત્યાં ઘણે ભાગે સંસ્કૃત શબ્દજ વાપર્યા છે. ઘણી જગોએ નોટ આપવી પડી છે તેનું કારણ એ છે કે કથા અને ઉપનયમાં વપરાયલા શબ્દો શ્લેષ (બે અર્થવાળા) છે, તેનો અર્થ સ્પષ્ટ કરવા નોટ બેવડી થઇ ગઇ છે.

આ ઉપરાંત કેટલાક પારિભાષિક શબ્દોની નોટ આપી છે. ત્રણ કરણ, અઢાર હજાર શિલાંગ વિગેરેપર લાંબી નોટો આપી છે. કથા અને ઉપનયના બે ભાગ હોવાથી ઉપનયમાં સંબંધ મેળવવા માટે કથાના પાનાનો નંબર આપવામાં આવ્યો છે; આવી આવી અનેક બાબતોમાં વાંચનારની સગવડ પર ધ્યાન આપવામાં આવ્યું છે.

આ આખો ગ્રંથ બહુજ રસિક છે. તેના વખાણમાં અમુક શબ્દો કહેવા તે મહત્વ ઓછું કરનારા છે. ભાષાંતર કદીપણ મૂળ ગ્રંથને લગી શકેજ નહિ. જેનામાં જ્ઞાન હોય તેમણે મૂળ સંસ્કૃત ગ્રંથજ વાંચવો, તે ગ્રંથ બહુ શુદ્ધ કરીને બેંગાલ રોયલ એશીયાટીક સોસાઇટી તરફથી છપાય છે. બની શકત તો આખા ગ્રંથનું ભાષાંતર રજુ કરત, પરંતુ ઓછા અવકાશને લીધે અને આ પછીનો ભાગ નાના રૂપમાં શ્રી જૈનધર્મ પ્રસારક સભા તરફથી અગાઉ બહાર પડેલ હોવાથી હાલ તુરત તે કામ હાથ ધરવામાં આવશે નહિ. ઇચ્છા છે કે કોઇવાર આખું ભાષાંતર જુદા ગ્રંથરૂપે જૈનભાઇઓને અર્પણ કરવાનો પ્રસંગ ભવિષ્યમાં મળી આવે.

આ ભાષાંતરમાં મારા કાકા કુંવરજી આણંદજી તરફથી મને સંપૂર્ણ મદદ મળી છે અને તેઓની મદદ શિવાય આવા રૂપમાં ભાષાંતર રજુ નહિજ થઇ શકત અમુક જગોએ સંસ્કૃત સારૂં સમજનાર અને તેને અર્વાચિન ગુજરાતીમાં મૂકનારની મદદની ખાસ જરૂર પડે છે, અને આ બન્ને બાબતમાં સરખું જ્ઞાન ધરાવનારા વિરલ હોય. છે, આવા પ્રકારની મદદ મને ઉક્ત સ્થળેથી મળી છે

ભૂલો ઓછી કરવાની બાબતમાં બહુ પ્રયત્ન કર્યો છે; છતાં પણ દૃષ્ટિદોષ અને અજ્ઞાનતાથી થયેલ ભાષદોષ, ક્લીષ્ટ વાક્ય રચના, અસ્પષ્ટ અર્થ વિગેરે માટે ક્ષમા યાચના કરૂં છું. ઇતિશ.

| | |
|---|---|
| સંવત ૧૯૫૯, મૌન એકાદશી | મોતીચંદ ગીરધર કાપડીઆ. બી, એ. |
| શ્રી ભાવનગર | ભાષાંતર કર્તા. |

ॐ परमात्मने नमः

# श्री उपमिति भव प्रपंच.

## પીઠબંધ.

नमो निर्नाशिताशेष, महामोह हिमार्त्तये ।
लोकालोकामलालोक, भास्वते परमात्मने ॥१॥

"મહા મોહરૂપ હિમની સર્વ પીડાને જેમણે નાશ કર્યો છે અને જેઓ લોક અને અલોકને શુદ્ધ દેખાડવાને સૂર્ય સમાન છે એવા પરમાત્માને નમસ્કાર થાઓ."

नमो विशुद्धधर्माय, स्वरूपपरिपूर्तये ।
नमो विकार विस्तार, गोचरातीत मूर्तये ॥२॥

"જે પરમાત્મા વિશુદ્ધ ધર્મવાન છે, જેમણે નીજ સ્વરૂપની સંપૂર્ણતા મેળવી છે; અને જેમની મૂર્ત્તિ સર્વ પ્રકારના વિકાર સમૂહને દ્રષ્ટિગોચર નથી તેમને નમસ્કાર થાઓ."

नमो भुवनसंताप, राग केसरि दारिणे ।
प्रशमामृत तृप्ताय, नाभेयाय महात्मने ॥३॥

"સ્વર્ગ મૃત્યુ અને પાતાળના લોકોને સંતાપ કરનાર 'રાગ' રૂપી સિંહનું જેમણે વિદારણ કરી નાખ્યું છે, અને જેઓ સમતારૂપી અમૃતવડે તૃપ્ત થયેલા છે, એવા મહાત્મા શ્રી ઋષભદેવ સ્વામીને નમસ્કાર થાઓ."

नमो द्वेष गजेंद्रारि, कुंभनिर्भेद कारिणे ।
अजितादिजिनस्तोम, सिंहाय विमलात्मने ॥४

"જેમનો આત્મા શુદ્ધ છે, અને જે દ્વેષ ગજેંદ્રરૂપી શત્રુના કુંભસ્થળોનો ભેદ કરવાને સિંહ સમાન છે એવા અજિતનાથ વિગેરે સર્વ જિનોને નમસ્કાર થાઓ."

नमो दलितदोषाय, मिथ्यादर्शनसूदिने ।
मकरध्वजनाशाय, वीराय विगतद्विषे ॥५॥

"જેમણે સર્વ દોષોને દળી નાંખ્યા છે, મિથ્યા દર્શનનો નાશ કર્યો છે, કામદેવને વિનાશિત કર્યો છે, અને જેમના દ્રવ્ય ભાવ સર્વ શત્રુઓ કથાશેષપણાને પામ્યા છે એવા વીર પરમાત્માને નમસ્કાર થાઓ."

अथवा-अंतरंगं महासैन्यं, समस्तजनतापकं ।
दलितं लीलया येन, केनचित्तं नमाम्यहं ॥६॥

"સર્વ જીવોને સંતાપ કરનાર, અંતરંગ મહા સૈન્ય (રાગ દ્વેષ અને મોહાદિ) નો જે કોઇએ લીલા માત્રમાં નાશ કર્યો હોય તેમને હું નમસ્કાર કરૂં છું."

समस्त वस्तु विस्तार, विचारापारगोचरम् ।
वचो जैनेश्वरं वंदे, सूदिताखिलकल्मषम् ॥७॥

"સર્વ વસ્તુનો સંપૂર્ણ વિચાર-પાર પર્યંત જેમાં દ્રષ્ટિગોચર થાય છે, અને જેના વડે સર્વે પાપોનો વિનાશ થાય છે એવા જિનરાજનાં વચનને હું નમસ્કાર કરૂં છું."

मुखेंदोरंशुभिर्व्यासं, या बिभर्ति विकस्वरम् ।
करे पद्ममचिंत्येन, धाम्ना तां नौमि देवताम् ॥८॥

"મુખ ચંદ્રના કીરણવડે વિકસ્વર થયેલા કમળને જે હાથમાં ધારણ કરે છે એવા અને અચિંત્ય પ્રતાપવાળા વાગ્દેવીની હું સ્તુતિ કરૂં છું."

## परोपदेश प्रवणो, मादृशोपिप्रजायते !
## यत्प्रभावान्नमस्तेभ्यः सद्गुरुभ्यो विशेषतः ॥९॥

"મારા જેવો (અજ્ઞ) પણ જેમના પ્રભાવથી બીજાને ઉપ. દેશ દેવાને તત્પર થાય છે તે સદ્ગુરૂને વિશેષપણે નમસ્કાર થાઓ."

## इत्थं कृत नमस्कारः शान्त विघ्न विनायकः ।
## विवक्षितार्थ प्रस्तावं, रचयिष्ये निराकुलः ॥१०॥

"આ પ્રમાણે નમસ્કાર થવાથી જેની વિઘ્નરૂપી મુશ્કેલી નાશ પામી ગઇ છે એવો હું (સિદ્ધર્ષિગણી) શાંતપણે મારે કહેવાની વસ્તુનો ઉપોદ્ઘાત રચું છું."



ભવ્ય પ્રાણીએ આ અતિ દુર્લભ મનુષ્યપણું પામીને અને શુભ કર્મના ઉદયથી ઉત્તમ કુળ વિગેરે સામગ્રી પામીને તજવા યોગ્ય વસ્તુનો ત્યાગ કરવો જોઇએ, કરવા યોગ્ય કર્મો કરવા જોઇએ, વખાણવા યોગ્ય વસ્તુઓ વખાણવી જોઇએ અને શ્રવણોચિત તત્વાદિકના વ્યાપારોનું શ્રવણ કરવું જોઇએ. ( નીચેના ચાર વાકયોથી હેય, કર્ત્તવ્ય, શ્લાઘ્ય અને શ્રોતવ્ય કર્મો બતાવેછે.)

પોતાનું હિત ઇચ્છનાર મનુષ્યે જે કાંઇ ચિત્તની મલીનતાના કારણરૂપ અને મોક્ષને અટકાવનાર મન વચન અથવા કાયાનું કર્મ હોય તે તજી દેવું. (હેય)

જે કામ કર્યાથી પોતાના મનને, મોતીની માળા, બરફ, ગાયનું દુધ, ડોલરનું પુષ્પ અને ચંદ્ર જેવું ઉજવળ [શુદ્ધ] કરે તે કર્મ બુદ્ધિવંત માણસે કરવું. ( કર્ત્તવ્ય. )

વિશુદ્ધ અંતરાત્માવડે, ત્રિલોકના નાથ ( દેવ ) તેમનો બતાવેલો ધર્મ, અને તે ધર્મને આચરનારા મનુષ્યોના નિરંતર વખાણ કરવાં ( શ્લાઘ્ય )

શ્રદ્ધાથી શુદ્ધ થયેલ બુદ્ધિવડે સર્વ દોષોનો નાશ કરવા માટે સારભૂત સર્વજ્ઞોનાં વચનોનું ભાવથી શ્રવણ કરવું. (શ્રોતવ્ય.)

ઉપર જણાવેલા ચાર પ્રકારમાંથી શ્રવણ કરવા યોગ્યનું શ્રવણ કરવું તે જગતને હિતકારી છે, એમ વિચારીને 'સર્વજ્ઞ ભાષિત વચન' એજ અહીં પ્રસ્તુત વિષય છે. તેથી તે અનુસારે મહા મોહનો વિનાશ કરનારી અને જેમાં ભવનો વિસ્તાર બતાવવામાં આવ્યો છે એવી આ કથા કહેવાનો પ્રારંભ કરીએ છીએ. (અહીં 'સર્વજ્ઞ ભાષિત વચન કેવું હોય છે અને 'કથા' કેવી અને કેટલા પ્રકારની છે તે બતાવે છે).

પાંચ આશ્રવ (પ્રાણાતિપાત, મૃષાવાદ, અદત્તાદાન, મૈથુન અને પરિગ્રહ) રૂપી મહા દોષો, પાંચ ઇંદ્રિયો, મહા મોહ યુક્ત ચાર કષાય (ક્રોધ, માન, માયા અને લોભ,) મિથ્યાત્વ, રાગ દ્વેષ વિગેરે અંતરંગ સેનાનો જે દોષ બતાવે છે તે 'સર્વજ્ઞ ભાષિત વચન' કહેવાય છે; તેમજ જ્ઞાન, દર્શન, ચારિત્ર, સંતોષ, પ્રશમ, તપ, સંયમ, સત્ય વિગેરે કોટિ ગમે સુભટોવાળું બીજું અંતરંગ સૈન્ય છે તેના સર્વ ગુણોને પણ 'સર્વજ્ઞ ભાષિત વચન' પદે પદે વર્ણવે છે; વળી એકેંદ્રિયાદિ ભેદે કરીને દુઃખરૂપ એવા અનંત ભવ પ્રપંચ 'સર્વજ્ઞ ભાષિત વચન' સંપૂર્ણ રીતે સમજાવે છે.

આવી મહાન ભીંતનો મેં આશ્રય કર્યો છે. તેથી મારા જેવાથી પણ જે વચન બોલાય તે જૈન સિદ્ધાંતનાંજ નિઝરણા છે, એમ સમજવું.

લોકોમાં અર્થ સંબંધી, કામ સંબંધી, ધર્મ સંબંધી અને સંકીર્ણ (ધર્મ, અર્થ, કામમિશ્ર) રૂપવાળી-એમ ચાર પ્રકારની કથા હોય છે.

સામાદિક નીતિ સંબંધી, ખનીજ પદાર્થો સંબંધી અને કૃષિ સંબંધી પ્રતિપાદન કરનારી–દ્રવ્યોપાર્જન સંબંધી જે કથા તે 'અર્થ કથા' કહેવાય છે.–એ કથા ચિત્તને કિલષ્ટ કરનારી હોવાથી પાપનો સંબંધ કરાવનારી છે અને તેથી દુર્ગતિ માર્ગે લઇ જવામાં તે કથા પ્રવીણ મનાએલી છે.

વિષયના ઉપાદાનવાળી, વય અને દાક્ષિણ્યનું સુવચન કરનારી અને અનુરાગ તથા ચેષ્ટાઓ વિગેરેથી ઉત્પન્ન થયેલી જે

કથા તે 'કામ કથા' કહેવાય છે. તે કથા અપવિત્ર વિષયોમાં રાગને વધારનારી છે અને વિપર્યાસ કરનારી છે, તેથી દુર્ગતિના હેતુ રૂપ છે.

જે કથા દયા, દાન ક્ષમા વિગેરે ધાર્મિક વિષયોથી પ્રતિષ્ઠિત હોય છે અને જેમાં ધર્મની ઉપાદેયતા સમાયેલી હોય છે તે કથાને વિદ્વાનો 'ધર્મ કથા' કહે છે. આ કથા ચિત્તને શુદ્ધ કરનારી હોવાથી પુણ્યને અને કર્મની નિર્જરાને કરનારી છે, તેથી તેને સ્વર્ગ અને મોક્ષના કારણભૂત જાણવી.

જે કથા અનેક પ્રકારના રસ યુક્ત અને ધર્મ, અર્થ તથા કામ ત્રણે વર્ગના સાધનના ઉપાયનું પ્રતિપાદન કરનારી હોય છે તે 'સંકીર્ણ કથા' કહેવાય છે. જુદા જુદા અભિપ્રાયના હેતુ પણાથી આ કથા અનેક પ્રકારના જુદા જુદા ફળની દેનારી છે અને મનુષ્યોને વિદ્વાન્ બનાવવામાં હેતુ રૂપ છે.

આ જગત્માં તેવી કથાઓના શ્રોતા (સાંભળનારા) પણ ચાર પ્રકારના હોય છે, તેનું હવે સંક્ષેપથી વર્ણન કરૂં છું.

માયા, શોક, ભય, ક્રોધ, લોભ, મોહ અને મદથી યુક્ત એવા જે મનુષ્યો 'અર્થ કથા' ને ઇચ્છે છે તે તામસ પ્રકૃતિવાળા અને અધમ-મનુષ્યો છે. વિવેક વિનાના અને રાગમાં ગ્રસ્ત ચિત્તવાળા જે મનુષ્યો 'કામ કથા'ને ઇચ્છે છે તેઓ રજસ્ પ્રકૃતિવાળા અને મધ્યમ મનુષ્યો છે. મોક્ષની ઇચ્છાના એક તાનથી જે મનુષ્યો અંતઃકરણથી શુદ્ધ 'ધર્મ કથા'ને ઇચ્છે છે તેઓ સાત્વિક પ્રકૃતિવાળા અને ઉત્તમ મનુષ્યો છે. કાંઇક સત્વવંત અને આલોક તથા પરલોક બન્નેની અપેક્ષાવાળા જે મનુષ્યો 'સંકીર્ણ કથા'ને ઇચ્છે છે તેઓ વરમધ્યમ પુરૂષો છે. એ પ્રમાણે સમજવું.

રજસ્ અને તમસ્ પ્રકૃતિવાળા પ્રાણીઓ ધર્મ શાસનના ચલાવનાર અને અર્થ તથા કામ કથાના નિવારણ કરનાર તિર્થંકરાદિને અવગણીને પોતે અર્થ અને કામ કથામાં આનંદ માને છે. આવા પ્રાણિઓની રાગ, દ્વેષ અને મહા મોહરૂપ ત્રણ પ્રકારની અગ્નિ અર્થ અને કામ કથાની આહુતિવડે તૃપ્ત થાય છે

(વિશેષ પ્રજ્વલિત થાય છે). જેમ મયૂરના ટઉકા રોમરાયના પ્રફુલ્લિતપણાને વધારે છે તેમ અર્થ અને કામ સંબંધી કથા પાપને વિષે ઉત્સાહને વધારે છે, તેટલા માટે અર્થ અને કામ કથા કદી પણ કરવી નહિ. "કયો વિચક્ષણ માણસ ક્ષત[1] ઉપર ક્ષારનો[2] નિક્ષેપ કરે?" પરોપકાર તત્પર મનીષિ પુરૂષોએ સર્વ પ્રાણીઓનું હિત કરવું, જેથી આ ભવ અને પરભવને વિષે પોતાનું હિત થાય. તેટલા માટે જો કે અર્થ અને કામ કથા લોકોને અતિ ઈષ્ટ[3] લાગે છે તોપણ વિદ્વાન્ મનુષ્યે તેનો ત્યાગ કરવો જોઇએ, કારણ કે તે બન્ને કથાઓ, કરતી વખત કદાચ સુંદર લાગે, તોપણ પરિણામે અતિ ભયંકર છે અને જે વસ્તુ પરિણામે દુઃખદાયી હોય તે કદી પણ આચરવી ઉચિત નથી.

આ પ્રમાણે જાણીને ભાગ્યશાળી પ્રાણીઓ આ લોક અને પરલોકમાં હિતની ઇચ્છાથી સર્વ પ્રાણીઓને અમૃત તુલ્ય એવી શુદ્ધ ધર્મ કથા કરે છે. કેટલાક આચાર્યો સંકીર્ણ ( ધર્મ, અર્થ, કામ-મિશ્ર ) કથાને પણ આકર્ષણ કરનારી સત્કથા માને છે અને માર્ગ તરફ અવતરણ કરનાર હોવાથી એવી કથાને પણ ઇચ્છે છે. જે પ્રમાણે કરવાથી પ્રાણીઓને બોધના ભાજન કરી શકાય તે પ્રમાણે કરીને તેઓને બોધ આપવાનો હિત ઇચ્છનારા મનુષ્યોએ યત્ન કરવો જોઇએ. મુગ્ધ બુદ્ધિવાળા પ્રાણીઓનાં મનમાં શરૂઆતમાં ધર્મ ભાસમાન થતો નથી, તેથી કામ અને અર્થ કથાના કહેવાથી તેઓનાં મનનું આકર્ષણ કરી શકાય છે. આ પ્રમાણે તેઓનાં મનનું આકર્ષણ કર્યા પછી તે પ્રાણીઓ ધર્મ ગ્રહણ કરવાને શક્તિમાન થાય છે—આ પ્રમાણે હોવાથી વિક્ષેપદ્વારથી[4] સંકીર્ણ કથા પણ સત્ કથા કહેવાય છે. તેટલા માટે આ કથા શુદ્ધ ધર્મ કથાજ છે; પણ કવચિત્ કવચિત્ આમાં સંકીર્ણ રૂપ કથા છે, ત્યાં ત્યાં તે ધર્મ કથાનાં ગુણની અપેક્ષા રાખે છે.

---

૧ ગુમડું. ૨ મીઠું. ૩ વહાલી.
૪ આડકતરી રીતે.

સંસ્કૃત અને પ્રાકૃત બન્ને ભાષાઓ પ્રાધાન્યપણાને યોગ્ય છે, તેમાં પણ દુર્વિદગ્ધ મનુષ્યોનાં હૃદયમાં સંસ્કૃત ભાષા સ્થિત થયેલી હોય છે. પ્રાકૃત ભાષા જો કે બાળ જીવોને સદ્બોધ કરનારી અને કર્ણને[1] સુંદર લાગે છે તોપણ તેઓને (દુર્વિદગ્ધ પ્રાણીઓને) તે ભાષા તેવી લાગતી નથી. 'ઉપાય જો વિદ્યમાન હોય તો સર્વનાં મનનું રંજન કરવું યોગ્ય છે' તેટલા માટે આ કથા સંસ્કૃતમાં રચવામાં આવી છે. અને લાંબા લાંબા વાક્યોથી અને અપ્રસિદ્ધ પર્યાયોથી અતિ ગૂઢ અર્થવાળી ન હોવાને લીધે સર્વ જનને ઉપયોગી છે.

કથા શરીર[2]—આ કથાના નામથીજ પ્રતિપાદન કરવામાં આવ્યું છે. (કોઈ પ્રકારના મીસે કરીને જેમાં ભવ પ્રપંચનું ઉપમાન કરાય છે તે કથા.)—આ સંસાર વિસ્તાર [ભવપ્રપંચ] જો કે સર્વ પ્રાણીઓ અનુભવે છે તોપણ જાણે પરોક્ષ હોય તેમ લાગે છે અને તેટલા માટે તેના વ્યાખ્યાનની જરૂર છે.

ભ્રાંતિ વ્યામોહના નાશ માટે સ્મૃતિરૂપી બીજને પ્રબોધન રૂપ કથાનો અર્થ સંગ્રહ કરીને હવે કથાશરીર કહીએ છીએ. આ કથા બે પ્રકારની છે—અંતરંગ અને બહિરંગ—તન્મધ્યે અંતરંગ કથાશરીર કહીએ છીએ.

## अंतरंग कथा शरीर.

આ કથાના આઠ પ્રસ્તાવ પાડવામાં આવશે; અને તેમાં નીચે જણાવ્યા પ્રમાણે વિષયો કહેવામાં આવશે.

પ્રથમ પ્રસ્તાવમાં જે હેતુથી આ કથા આવી રચવામાં આવી છે તે હેતુનું પ્રતિપાદન કરવામાં આવશે.

બીજા પ્રસ્તાવમાં 'ભવ્ય પુરૂષ' સુંદર મનુષ્યપણું પામીને આત્મહિત કરવામાં તત્પર થઇ 'સદાગમ'ની સોબત મેળવશે

---

૧ કાન.

૨ મુખ્ય ભાગનો સંક્ષીપ્ત સાર.

અને તેની પાસે રહેશે. ‘સદાગમ’ના સુચવવાથી ‘અગ્રહીત સંકેતા’ ને ઉદ્દેશીને ‘સંસારીજીવ’ પોતાનું ચરિત્ર કહેશે, તે ‘પ્રજ્ઞાવિશાળા’ સહીત ‘ભવ્યપુરૂષ’ સાંભળશે; આ કહેવાતાં ચરિત્ર માંહેનો સંસારી જીવનો તિર્યંચ ગતિમાં બનેલો સર્વભાવ (બીજા પ્રસ્તાવમાં) પ્રતિપાદન કરવામાં આવશે.

ત્રીજા પ્રસ્તાવમાં હિંસા અને ક્રોધને વશ થવાથી અને સ્પર્શેંદ્રિયવડે મૂઢ થવાથી સંસારીજીવ દુઃખોને અનુભવી છેવટે મનુષ્ય જન્મથી ભ્રષ્ટ થાય છે; એ સર્વ હકીકત સંસારી જીવના મુખથીજ નિવેદન કરવામાં આવશે.

ચોથા પ્રસ્તાવમાં માન, અસત્ય અને રસેંદ્રિયમાં લુબ્ધ થવાથી સંસારી જીવ મહા દુઃખે કરી પીડાય છે, અને દુઃખે કરીને ભરેલા અપાર સંસાર સમુદ્રમાં પરિભ્રમણ કરે છે, તે સર્વ બતાવવામાં આવશે.

પાંચમા પ્રસ્તાવમાં ચોરી, માયા, તથા ઘ્રાણેંદ્રિયનો વિપાક સંસારી જીવ કહેશે.

છઠ્ઠા પ્રસ્તાવમાં લોભ, મૈથુન અને ચક્ષુરિંદ્રિયનો વિપાક સંસારી જીવ કહેશે, જે વિપાક સંસારી જીવે પૂર્વે અનુભવ્યો હતો.

સાતમા પ્રસ્તાવમાં પરિગ્રહ તથા શ્રોતેંદ્રિયનો વિપાક અને મહા મોહની અનેક પ્રકારની ચેષ્ટાઓનું વર્ણન કરવામાં આવશે.

આ પ્રમાણે ત્રીજાથી સાતમા પ્રસ્તાવ સુધીના પાંચ પ્રસ્તાવમાં હિંસા, અસત્ય, સ્તેય, મૈથુન, તથા પરિગ્રહ એ પાંચ આશ્રવોથી, તથા સ્પર્શેંદ્રિય, રસેંદ્રિય, ઘ્રાણેંદ્રિય, ચક્ષુરિંદ્રિય તથા શ્રોતેંદ્રિય એ પાંચ ઇંદ્રિયોથી અને ક્રોધ, માન, માયા અને લોભ એ ચાર કષાયોથી તેમજ મહામોહના વશ વર્ત્તિપણાથી સંસારી જીવ ઉપર જે દુઃખો પડે છે તે સર્વનું વર્ણન કરવામાં આવશે. તે વૃત્તાંતમાંથી કેટલુંક સંસારી જીવે પોતે અનુભવેલું છે અને કેટલુંક બીજા પુરૂષોએ નિવેદન કરેલું છે. છતાં પણ તે સર્વ પ્રતીતવાળું હોવાથી સંસારી જીવ સંબંધીજ છે એમ કહ્યું છે.

આઠમા પ્રસ્તાવમાં પૂર્વે સૂચવેલી સર્વ હકીકતનો મેળ મળે છે અને સંસારી જીવ આત્મહીત કરે છે. તે સંસારી જીવનું સંસારથી વૈરાગ્ય ઉત્પન્ન કરનારૂં ચરિત્ર સાંભળીને ભવ્ય પુરૂષ બોધ પામે છે; તેમજ સંસારી જીવે વારંવાર પ્રેરણા કરેલી 'અગ્રહીતસંકેતા' મહા મુશ્કેલીથી બોધ પામે છે—એમ નિવેદન કરવામાં આવશે. કેવળજ્ઞાને કરીને સૂર્ય સમાન નિર્મળાચાર્યને પૂર્વ ભવમાં મળેલ ત્યારે સંસારી જીવે પોતાનો સર્વ વૃત્તાંત પુછીને સમ્યક્ પ્રકારે અવધારણ કર્યો હતો તેમજ સદાગમે વારંવાર તે સંસારી જીવને સ્થિર કરવાથી તેને અવધિજ્ઞાન ઉત્પન્ન થયું હતું તેથી તેણે આ સર્વ વાત પ્રતિપાદન કરી છે.

આ કથામાં અંતરંગ ગુણદોષોના જ્ઞાન, બોલવું, જવું આવવું, વિવાહ અને મૈત્રિ વિગેરે સર્વ લોકસ્થિતિ કરવા-કહેવામાં આવી છે, તેને દોષવાળી ન જાણવી, કારણ કે ગુણાન્તરની અપેક્ષા કરીને ઉપમાદ્વારથી બોધને માટેજ તેનું નિવેદન કરવામાં આવ્યું છે.

'પ્રત્યક્ષથી કે અનુભવથી જે સિદ્ધ થતું હોય અને યુક્તિથી જેમાં કોઇપણ પ્રકારનો દોષ ન આવતો હોય તે સત્કલ્પિત ઉપમાન કહેવાય છે.'

આવા પ્રકારના ઉપમાન સિદ્ધાંતમાં ઘણી જગ્યાએ દ્રષ્ટિગોચર થાય છેઃ—

શ્રી આવશ્યક સુત્રમાં આક્ષેપયુક્ત મુદ્ગશૈલ (મગશેળીઓ પાષાણ) અને પુષ્કળાવર્ત મેઘની સ્પર્ધા બતાવેલી છે અને નાગદત્તના કથાનકમાં ક્રોધાદિક સર્પો કહેલા છે; તેમજ પિંડૈષણા અધ્યયનમાં મત્સ્યે પોતાનું ચેષ્ટિત કહેલું છે, અને ઉત્તરાધ્યયનમાં સુકાં પાંદડાએ (નવા કુંપળો પ્રત્યે) કહેલું છે.

સિદ્ધાંતમાં પણ આ પ્રમાણે છે તેથી જે સર્વ હકીકત આ કથામાં કહેવામાં આવશે તે યુક્તિયુક્ત છે એમ સમજવું, કારણ કે તે સર્વ ઉપમા છે. આ પ્રમાણે અંતરંગ કથાશરીર કહેવામાં આવ્યું.

અધુના બાહ્ય કથાશરીર કહીએ છીયે—

# बाह्य कथा शरीर.

મેરૂ પર્વતની પૂર્વ દિશામાં સુકચ્છ નામનો વિજય છે; તે વિજયમાં ક્ષેમપુરી નામે નગરી છે. આ નગરમાં સુકચ્છ વિજયના પ્રભુ 'અનુસુંદર' નામે ચક્રવર્ત્તિ થયા. એ અનુસુંદર ચક્રવર્ત્તિ પોતાના આયુષ્યને છેડે દેશ જોવાની ઇચ્છાથી વિલાસ કરતા કરતા નિકળ્યા; અન્યદા ફરતા ફરતા તે શંખપુરે પહોંચ્યા. શંખપુરની બહાર 'ચિત્તરમ' નામે એક મહા ઉદ્યાન છે અને તે ઉદ્યાનમાં મનોનન્દન નામે એક જૈનભુવન છે. આ જૈનભુવનમાં 'સમન્તભદ્ર' નામે મહા ધુરંધર આચાર્ય પધાર્યા; તેમની સાથે 'મહાભદ્રા' નામે સાધ્વી છે, 'સુલલિતા' નામે અતિ ભોળી રાજપુત્રી છે, 'પુંડરીક' નામે રાજપુત્ર છે, અને એ ઉપરાંત મોટી સભાછે.

તે સમયે 'સમન્તભદ્ર' આચાર્યે જ્ઞાનદ્રષ્ટિથી તે ચક્રવર્ત્તિએ મહા પાપ કર્યું છે એમ જોયું તેથી તે આ પ્રમાણે બોલ્યા— 'લોકમાં જેનો આ વખતે કોળાહળ સંભળાય છે તે સંસારી જીવ નામે ચોર છે, અને તેને વધ્ય સ્થાનકે (મારી નાખવાની જગ્યાએ) લઈ જવામાં આવે છે'—આ પ્રમાણે આચાર્યનું વચન સાંભળીને અતિ વિચક્ષણ 'મહાભદ્રા' સાધ્વીએ વિચાર કર્યો કે જે જીવનું આચાર્યે વર્ણન કર્યું તે કોઈ નરકગામી જીવ હોવો જોઇએ. આવા વિચારથી સાધ્વીને તેના ઉપર કરૂણા ઉત્પન્ન થઈ, તેથી તે તેની સમીપે ગયા. તે સાધ્વીના દર્શને ચક્રવર્ત્તિને સ્વગોચર[1] જ્ઞાન થયું. પછી તેમણે સાધ્વી પાસેથી આચાર્યે કહેલો સર્વ વૃત્તાંત સાંભળ્યો, એટલે વૈક્રિય લબ્ધિથી ગુરૂના કથનાનુસાર તસ્કરનો આકાર ધારણ કરીને 'મહાભદ્રા' સાધ્વી સાથે આચાર્ય પાસે આવ્યા. રાજપુત્રી 'સુલલિતા'એ અશેષ ચૌર્ય વૃત્તાંત પૂછ્યું, એટલે આચાર્યની પ્રેરણાથી તે રાજપુત્રીને બોધ પમાડવાને માટે તીવ્ર સંવેગના કારણભૂત પોતાનું સર્વ ભવ સ્વરૂપ ઉપમા દ્વારવડે સંસારી જીવે કહી બતાવ્યું. આ વૃત્તાંત પ્રાસંગીક

---

૧ જાતિ સ્મરણ જ્ઞાન.

પણ સાંભળીને પણ લઘુ કર્મીપણાએ કરીને રાજપુત્ર 'પુંડરીક' ક્ષણવારમાં બોધ પામી ગયો; પરંતુ રાજપુત્રીમાં પૂર્વ કર્મોના દોષો હોવાથી, વારંવાર તેને કહેવામાં આવ્યું તોપણ તે બોધ પામી નહિ; તેથી તેને ઘણી વખત પ્રેરણા કરવામાં આવી. છેવટે અતિ પ્રયત્ને રાજપુત્રી સુલલિતા પણ બોધ પામી, અને એ સર્વ—આચાર્ય, સાધ્વી, રાજપુત્ર, રાજપુત્રી અને સંસારી જીવ તે ચક્રવાર્ત્તિ-આત્માને પથ્ય એવી આચરણા કરીને શિવાલયને પામ્યા.

આ કથાશરીર હાલ મનમાં ધારણ કરી રાખવું, કારણ કે તે સર્વ હકીકત આઠમા પ્રસ્તાવમાં વ્યક્ત કરવામાં આવશે.

## ઇતિ કથા શરીર.

જલ બિંદુરૂપ આ કથા સર્વજ્ઞે કહેલા સિદ્ધાંતનાં વચનરૂપી અમૃતના સમુદ્રમાંથીજ આકૃષ્ટ કરાયેલી છે એમ પરમાર્થથી સમજવું.

તેટલા માટે દુર્જન વર્ગ આ કથા શ્રવણ કરવાને યોગ્ય નથી. કેમકે 'કાળકુટ ઝેર અમૃત બિંદુ સાથે જોડવું ઉચિત નથી.' એજ કારણથી અત્ર દુર્જન વર્ગના દોષની પણ વિચારણા કરવી નહિ, કારણ કે પાપની કારણભૂત એવી પાપી સંબંધી (દુર્જન વર્ગની) કથાથી પણ સર્યું. દુર્જન પુરૂષની સ્તુતિ કરી હોય તોપણ તે કાવ્યમાંથી દોષોનેજ પ્રકાશે છે અને જો તેઓની નિંદા કરી હોય તો તો વિશેષે કરીને દોષ પ્રકાશે છે, માટે તેઓની અવધીરણાજ[1] યુક્ત છે.

દુર્જન વર્ગની નિંદા કરવામાં પોતાનું દુર્જનપણું પ્રગટ થાય અને તેઓની સ્તુતિ કરીએ તો અસત્ય ભાષણ થાય, માટે તેઓ વિષે અપકર્ણનાર[2] કરવી તેજ યુક્ત છે.

પૂર્વોક્ત કારણથી ક્ષીર સમુદ્ર તુલ્ય ગંભીર હૃદયવાળા, લઘુકર્મી અને ભવ્ય સજ્જન પુરૂષો આ કથા શ્રવણ કરવાને અધિકારી છે. આવા સજ્જન પુરૂષોની પણ નિંદા અથવા સ્તુતિ

૧ ઉપેક્ષા. ૨ આંખ આડા કાન કરવા તે.

કરવી નહિ, પરંતુ મૌન ધારણ કરવું તેજ પરમ શ્રેયસ્કર છે. તેઓની સ્તુતિ વા નિંદા ન કરવાનું કારણ એ છે કે અનંત ગુણયુક્ત એવા સજ્જન પુરૂષોની નિંદા કરવી તે તો મહા પાપ છે અને મારા જેવા જડ બુદ્ધિથી તેઓની સ્તુતિ થવી તે અત્યંત દુષ્કર છે. વળી સજ્જન પુરૂષોની સ્તુતિ ન કરી હોય તોપણ તેઓ કાવ્યમાં સ્પષ્ટ રીતે ગુણોનેજ જુએછે અને દોષોને આચ્છાદન કરે છે--આવી મહાત્મા પુરૂષોની પ્રકૃતિજછે:-માટે હું એવા સજ્જન પુરૂષોની સ્તુતિ કરતો નથી; ફક્ત તેઓને શ્રવણ કરવા માટે વિનંતિ કરવા રૂપે આ પ્રમાણે કહું છું—'હે ભવ્ય પ્રાણીઓ! હું જે મારૂં વૃત્તાંત કહુંછું તે મારા અનુરોધથી કાન દઇને અને એકાગ્ર ચિત્ત કરીને સાંભળો.'

ઇતિ ઉપોદ્ઘાત.



## દ્રષ્ટાંત પ્રારંભ.[૧]

લોકને વિષે અનંત પ્રાણીઓએ કરીને પૂર્ણ અને સનાતન[૨] એક 'અદ્રષ્ટમૂલપર્યંત' નામનું નગર છે એ નગર આકાશ જેટલા ઉંચા અને મનોહર ધવળ ગૃહની પંક્તિઓથી[૩] વ્યાપ્ત છે; જેનો આદિ કે અંત પામી શકાય નહિ તેવા બજારોથી વિરાજિત છે; અપાર અને અતિ વિસ્તાર વાળા જુદા જુદા પ્રકારના કરિયાણાઓથી ભરેલું છે અને કરિયાણાનાં મુલ્ય જેટલાં કોટિ ગમે રત્નોથી આકીર્ણ છે; તે નગરી અનેક દેવ મંદિરોથી શોભી રહી છે, જે દેવ મંદિરોમાં જુદા જુદા પ્રકારનાં ચિત્રો ચિતરવામાં આવ્યા છે, વળી જે મંદિરો બાળજીવોનાં હૃદયને હરણ કરે છે અને નેત્રને તેના ઉપર નિશ્ચળ કરી દે છે; કલકલ કરી રહેલા વાચાળ બાળ સમૂહથી તે નગર આકુળ છે; અલંઘ્ય[૪] અને તુંગ[૫] કિલ્લાઓથી વેષ્ટિત[૬] છે; જેનો મધ્યભાગ અલભ્ય[૭] છે અને અતિ ગંભીર ફરતી ખાઇવડે તે નગર અતિ દુર્ગમ[૮] છે; ચપળ કલ્લોલ વાળા સરોવરવડે તે નગર વિસ્મય પમાડે છે; શત્રુઓના મહા ત્રાસનું કારણ એવા અનેક ઘોર અંધકાર કુવાઓ કીલ્લાની નજીક તે નગર ફરતા આવી રહ્યાં છે; તે નગર ઝંકારવ કરતાં ભમરાઓનાં ઝંકાર શબ્દ રૂપી સંગીતથી સુંદર અને નાના પ્રકારના પુષ્પો તથા ફળોથી ભરપૂર દેવવનો[૯] વડે શોભી રહ્યું છે;—આ પ્રમાણે અનેક આશ્ચર્યોવાળું અને ચમત્કારનું કારણ 'અદ્રષ્ટમૂલપર્યંત' નામનું મોટું નગર છે.

---

૧ આ વર્ણનના દરેક ભાગનું ધ્યાનથી મનન કરવું, આગળ દરેક વર્ણનનો ઉપનય ઉતારવામાં આવશે અને તે પ્રસંગે આ વર્ણન સાથે વાંચવું, જેથી, તેની ખરી ખુબી સમજી શકાશે.

૨ હમેશ હોનાર. ૩ શ્રેણિ, હાર. ૪ ઓળંગી ન શકાય એવા. ૫ ઉચા. ૬ વીંટાયેલ. ૭ ન પહોંચી શકાય તેવો. ૮ અતિ મુશ્કેલીથી જઇ શકાય તેવું. ૯ આરામ વન, બગીચા.

તે નગરમાં 'નિષ્પુણ્યક' નામે એક દરિદ્રી રહે છે, તે મોટા પેટવાળો છે; સગા સંબંધી વિનાનો છે; અતિ દુર્બુદ્ધિ છે; પૈસા તથા પુરૂષાતન વિનાનો છે; ક્ષુધાથી તેનું શરીર કૃશ થઇ ગયું છે; અને તે દીન ભાંગેલું ઠીકરૂં લઇને ભિક્ષા માટે સર્વ ઘરે ઘરે ફરે છે, જ્યાં સર્વત્ર તે નિંદાય છે; તે અનાથ છે; ભૂમિઉપર શયન કરવાથી તેનાં પડખાં તથા વાંસો ઘસાઇ ગયાં છે; ધૂળે કરીને તેનું આખું શરીર મલીન થઈ ગયું છે અને ચીરા ચીરા વાળાં ફાટેલાં વસ્ત્રથી તેનું શરીર ઢંકાયલું છે.

આવા તે દરિદ્રીને જોઇને સેંકડો દુર્દાંત[1] છોકરાઓ તેને ક્ષણે ક્ષણે મારતા હતા તેથી અને લાકડી, મુઠી, તથા માટીનાં ઢેફાંના પ્રહારથી તે જર્જરીભૂત થઇ ગયો હતો; સર્વ અવયવો ઉપર ઘણા ઘા વાગવાથી તે અત્યંત તાપીત થઇ ગયો હતો; અને દીનતાના દુઃખ વડે અત્યંત વિહ્વળ થઈ જવાથી 'હે માતા! આ દુઃખથી રક્ષણ કર' એમ બોલતો હતો; વળી તે અત્યંત ઉન્માદ, જવર, કોઢ, ખસ અને શૂળની પીડાથી પીડાતો હતો; ટુંકામાં તે સર્વ રોગોનું સ્થાનક થઈ પડયો હતો અને વેદનાના જોરથી અત્યંત વિહ્વળ થઈ ગયો હતો. ટાઢ, તડકો, ડાંસ, મચ્છર, ભુખ વિગેરે ઉપદ્રવોથી તે પીડા પામતો હતો અને તેથી મહા ઘોર નારકીના જેવી વેદનાને અનુભવતો હતો.

જો તે દ્રષ્ટિપથમાં આવે તો સજ્જન પુરૂષોને મહા કૃપાનું સ્થાનક થઈ પડે, માની પુરૂષોને હાસ્યનું સ્થાન થઈ પડે, બાળકોને રમતનું સ્થાન થઈ પડે અને પાપ કર્મો કરનારાને દ્રષ્ટાંત રૂપ થઈ પડે તેવો તે દરિદ્રી હતો.

આ અદ્રષ્ટમૂલપર્યંત નગરમાં બીજા પણ ઘણા રાંકો રહેતા હતા પરંતુ આ નિષ્પુણ્યક નામના રંક જેવો બીજો કોઈ પણ નિર્ભાગ્ય શેખર નહોતો.

વળી મને આ ઘરમાં ભિક્ષા મળશે, હું આ ઘરમાંથી ભિક્ષા મેળવીશ, એ પ્રમાણે વિકલ્પો તે નિરંતર કર્યા કરતો હતો

---

[1] દુઃખે કરીને દમન કરી શકાય તેવા, અશાંત.

અને તે રૌદ્ર ધ્યાનમાંજ મગ્ન રહેતો હતો; આવી રીતે સ્થાને સ્થાને ભિક્ષાવૃત્તિ કરતાં છતાં પણ તે કાંઇપણ મેળવી શકતો નહોતો, માત્ર પરિતાપજ પામતો હતો. કોઈ વખત કદાચ જરા કુત્સિત અન્ન મેળવતો તો જાણે રાજ્ય મળ્યું હોય તેમ માનતો હતો. લોકોએ અપમાન પૂર્વક આપેલું કુત્સિત અન્ન ખાતાં પણ 'કોઈ બળવાન મારૂં ભોજન લઈ જશે' એમ તે ભય પામ્યા કરતો હતો! વળી આ ભોજનથી તેને જરા પણ તૃપ્તિ થતી નહોતી, પરંતુ ઉલટી તેથી તો તેની ક્ષુધા વૃદ્ધિ પામતી હતી અને તે ભોજન પચતાં પચતાં પણ તેને વાતવિસૂચિકા[1] ઉત્પન્ન કરીને પીડા ઉપજાવતું હતું; તેમજ વળી તે ભોજન સર્વ રોગોનું કારણભૂત હતું, અને પૂર્વે થયેલા સર્વ વ્યાધિઓને વધારનાર હતું—આટલું છતાં પણ તે રાંક તે ભોજનને સુંદર માનતો હતો !! અને તેથી બીજા સુંદર ભોજન તરફ દ્રષ્ટિ પણ કરતો નહોતો; એટલે તેથી કરીને ખરેખરા સ્વાદિષ્ટ ભોજનનો સ્વાદ તે સ્વપ્નમાં પણ ચાખી શકયો નહોતો.

આ પ્રમાણે ભિક્ષા માગતો તે દરિદ્રી અદ્રષ્ટમૂલપર્યંત નગરના ઉચ્ચનીચ સર્વ ઘરોમાં અને સર્વ શેરીઓ તથા મહોલ્લાઓમાં થાકયા વિના ઘણી વખત ફર્યો હતો. મહા પાપે કરીને હણાયો છે આત્મા જેનો એવા અને દુઃખમાં ડૂબી ગયેલા તેને આ નગરમાં ભટકતાં કેટલો કાળ વ્યતિક્રમ થયો તેની ખબર પડતી નથી.

તેજ નગરમાં 'સુસ્થિત' નામે એક અતિ પ્રખ્યાત રાજા છે. તે સર્વ પ્રાણી સમૂહને સ્વભાવથી અતિ વત્સળ[2] છે. અન્યદા ઉપર વર્ણવેલો રાંક ભિખારી રખડતો રખડતો તે રાજાના મંદિર પાસે આવ્યો; તે વખતે 'સ્વકર્મવિવર' નામે દ્વારપાળ તે રાજમંદિરના દરવાજા પાસે ઉભો હતો; તેણે તે રંકને કરૂણાસ્પદ[3] જાણીને દયાળુપણાથી અપૂર્વ રાજમંદિરની અંદર દાખલ કર્યો.

---

૧ કોલેરાને લગતો વ્યાધિ. ૨ વહાલો. ૩ દયાને યોગ્ય.

તે રાજ્યમંદિર અનેક રત્નોની પ્રભાથી અંધકારની બાધા રહિત છે; કટીમેખલા અને ઝાંઝરથી થયેલા ભૂષણોના અવાજથી સુંદર છે; તેમાં ઝૂલતી મુક્તાફળની માળાઓથી અલંકૃત દેવદુષ્ય વસ્ત્રોના ચંદરવા બાંધેલા છે; તે મંદિરમાં રહેનારા લોકો તાંબુળ[1] ચાવવાથી રક્ત થયેલા મુખવડે મનોહર છે; તે રાજમંદિરમાં અનેક પ્રકારની માળાઓ મૂકવામાં આવી છે, જે માળામાં વિચિત્ર પ્રકારના વિભાગો પાડવામાં આવ્યા છે, જેની સુગંધ આનંદ ઉપજાવનારી છે, જેનો વર્ણ સુવર્ણ જેવો છે અને જે ભમરાઓના ઝંકાર રાગોથી સુંદર લાગે છે; વિલેપનના ઢોળાઈ જવાથી તેની ભૂમિ કાદવવાળી થયેલી છે; અને તે રાજમંદિરમાં રહેનારા સર્વ પ્રાણીઓ હર્ષ પામેલા હોવાથી આનંદકારી મર્દલ[2] વગાડે છે.

તે રાજમંદિરમાં અનેક રાજાઓ વસે છે; તે રાજાઓના અંતર્ગત તેજથી સર્વ શત્રુઓ નાશ પામી ગયા છે અને તેથી તે રાજાઓને મંદિર બહારનો સર્વ વ્યાપાર શાંત થઈ ગયો છે.

તે રાજમંદિર ઘણા મંત્રીઓથી પણ પ્રપૂરિત[3] છે; આ મંત્રીઓને સર્વ જગત્‌ની ચેષ્ટાઓ સાક્ષાત થયેલી છે, વળી તેમણે બુદ્ધિથી શત્રુને પણ ઓળખી લીધા છે; અને તેઓ સર્વ નીતિ શાસ્ત્રોમાં પ્રવીણ છે.

તે રાજમંદિરમાં અસંખ્ય મહા યોદ્ધાઓ છે. જેઓ રણક્ષેત્રમાં યમને પણ સામા આવેલ જોઇને ક્ષોભ પામતા નથી.

વળી ત્યાં અનેક નિયુક્તકો[4] છે, જેઓ અવ્યાકુળપણે ક્રોડો ગમે નગરોનું તથા અસંખ્ય ગામો અને આકરોનું[5] પરિપાલન કરે છે; તેજ મંદિરમાં અનેક તલવર્ગિકો[6] છે જેઓ સ્વામી ઉપર અત્યંત પ્રીતિ રાખે છે તેમજ બળવાળા અને અંતઃકરણના ડાહ્યાછે.

તે મંદિરમાં કેટલીક સ્થવિરા[7] છે જે મદોન્મત્ત થયેલી સ્ત્રીઓનું નિવારણ કરે છે અને પંડે પણ વિષયના રસથી નિવૃત્ત

---

૧ પાન વિગેરે. ૨ એક જાતનું વાજિત્ર. ૩ ભરેલું.
૪ કામદાર. ૫ ખાણ. ૬ કોટવાળ. ૭ વૃદ્ધ સ્ત્રી.

થયેલી છે. તે રાજમહેલની ચોતરફ અનેક સુભટો છે અને આનંદ કરતી અનેક વિલાસિનીઓથી તે મંદિર દેવલોકને પણ જીતી લેય છે.

તે મહેલમાં મધુર કંઠવાળા અને પ્રયોગના જાણનાર ઉસ્તાદ ગવૈયાઓ પણ મધુર ગાયનથી અને ગાયન સાથે વળી વિણા, વેણુ વિગેરે વાજિત્રોના રવથી[૧] કાનને આનંદ પમાડે છે. તે મહેલમાં જુદા જુદા પ્રકારના સુંદર ચિત્રો મૂકવામાં આવ્યા છે. તેઓ અત્યંત ચિત્તાકર્ષક હોવાથી ચિત્ત તેના તરફ ખેંચાય છે અને તેથી તેના ઉપર આંખો નિશ્ચળ થઈ જાય છે. ચંદન, અગર, કપૂર, કસ્તુરી વિગેરે સુગંધી દ્રવ્યોથી તે મહેલ નાસિકાને[૨] પણ તૃપ્ત કરે છે. કોમળ વસ્ત્ર, કોમળ શય્યા અને લલનાઓના યોગથી તેને યોગ્ય સર્વ જનોની સ્પર્શેંદ્રિય ત્યાં પ્રસન્ન થાય છે. તે મહેલમાં મનને પ્રીતિ ઉત્પન્ન કરનાર અને જીભને સ્વાદિષ્ટ લાગે તેવા ભોજનોથી સર્વ પ્રાણીઓ સ્વસ્થ થઈ જાય છે.

સર્વ ઇંદ્રિયોને તત્વથી નિર્વાણનું[૩] કારણ એવા તે રાજ મંદિરને જોઇને 'આ શું હશે' એમ તે રંક વિસ્મય પૂર્વક વિચારવા લાગ્યો.

ઉન્મત્તપણાથી તે રંકે એ મહેલ સંબંધી કાંઇપણ તાત્વીક વિશેષ હકીકત જાણી નહિ; તોપણ કાંઇક ચેતના પ્રાપ્ત થવાથી તેને મનમાં સ્ફુરણા થઈ આવી, તેથી તે વિચારવા લાગ્યો કે આ રાજભુવન કે જેમાં નિરંતર ઉત્સવ થઈ રહ્યો છે તે મેં કદી પણ પહેલાં જોયું નહોતું, તે ભુવન આ દ્વારપાળના પ્રસાદથી આજેજ જોઉં છું. પહેલાં પણ હું આ મહેલની નજીક ઘણી વાર પરિભ્રમણ કરતો હતો પણ તેની પાસે જાઉં ન જાઉં તેટલામાં તો મહા પાપી દ્વારપાળો અને કાઢી મૂકતા હતા.

હું ખરેખર નિષ્પુણ્યકજ[૪] છું, કારણ કે આવું દેવને પણ દુર્લભ એવું રાજમંદિર મેં અગાઉ કદી પણ જોયું નહિ અને તે જોવાનો ઉપાય પણ મેં કદી કર્યો નહિ! વળી મોહથી મારી

---

૧ સુંદર અવાજ. ૨ નાક ૩ શાંતિ. ૪ પુન્ય વિનાનો, તેનું નામ પણ તેજ હતું.

ચેતના શુન્ય થઈ ગયેલ હોવાથી આ રાજમંદિર કેવું છે એમ જાણુવાની મને જિજ્ઞાસા પણ કદી થઈ નહિ!! આ દ્વારપાળે મને નિર્ભાગ્યને ચિત્તને આલ્હાદ[1] કરનાર આવું સુંદર રાજમંદિર બતાવ્યું તેથી તે મારો પરમબંધુ છે. સર્વ પ્રકારના કલેશથી રહિત જે પ્રાણીઓ અંતઃકરણના આનંદ પૂર્વક આ રાજમંદિરમાં નિરંતર હર્ષથી રહે છે તેઓ ખરેખર ભાગ્યશાળી છે.

કાંઈક ચેતના પ્રાપ્ત થયેલ તે રંક જેવામાં આ પ્રમાણે વિચાર કરે છે તેવામાં ત્યાં જે થયું તે સાંભળો:—પરમ ઐશ્વર્ય[2] વાન્ તે રાજા સાતમી ભૂમિ ઉપર સુંદર મહેલના શિખરે લીલામાં લીન[3] થઇને બેઠા છે અને પોતાની નીચે સતત આનંદવાળા પુર્વોકત નગરને સર્વશઃ જુએ છે; તે નગરની બહાર તથા નગરમાં એવી કોઈ પણ વસ્તુ નથી કે જે તે રાજાને દ્રષ્ટિગોચર થતી ન હોય.

આ અવસરે તે મહેલમાં આવેલા, અત્યંત બીભત્સ[4] દર્શનવાળા, મહા રોગથી પીડાયલા અને સારા પુરૂષોને કરૂણા લાવવા લાયક એવા તે રાંકને જોઇને તે મહાત્મા રાજા જેની દ્રષ્ટિ મલીનતાથી રહિત છે તેમણે કરૂણા લાવીને તેના ઉપર દ્રષ્ટિ નાખી-તેના તરફ જોયું-અને તેમ કરીને તેને પવિત્ર કર્યો.

તે વખતે રસોડાના ઉપરી 'ધર્મ બોધકર' મંત્રીએ રાજાની દ્રષ્ટિ તેના ઉપર પડતી જોઈ અને તેથી જિજ્ઞાસાયુક્ત વિચારવા લાગ્યો કે 'અહો! આ આશ્ચર્યકારી હું શું જોઉં છું! કેમકે જેના ઉપર આ રાજાની દ્રષ્ટિ પડે છે તે તરતજ ત્રણ લોકનો રાજા થઈ જાયછે પરંતુ આ રંક—જે દીન છે, રોગગ્રસ્ત શરીરવાળો છે, અલક્ષ્મીનું ભાજન છે, મૂઢ[5] છે અને જગત્‌ને ઉદ્વેગનું કારણ છે તે—ના ઉપર રાજાની દ્રષ્ટિ પડી તે પુર્વાપર[6] વિચાર કરતાં કેમ ઘટે? પણ જાણ્યું! આને જોવામાં એજ હેતુ છે કે તેને 'સ્વકર્મવિવર' દ્વારપાળે અહીં પ્રવેશ કરાવ્યો છે. સ્વ કર્મ વિવર દ્વારપાળ બહુજ બારીકીથી પરિક્ષા કરીને કોઇને પણ

---

૧ આનંદ. ૨ ઠકુરાઇ. ૩ આસક્ત. ૪ ખરાબ. ૫ અજ્ઞાત, બેવકુફ. ૬ આગળ પાછળનો.

મહેલમાં દાખલ કરે છે તેથીજ રાજાએ સમ્યક્[1] દ્રષ્ટિથી તેના તરફ જોયું છે એમ જણાય છે. વળી તેના ઉપર દ્રષ્ટિ થવાનું બીજું પણ કારણ જણાય છે કે જેઓને આ ભુવન ઉપર પક્ષપાત થાય છે[2] તેઓ પરમેશ્વરને પ્રિય થઈ પડે છે.

આ દ્રમક[3] જો કે નેત્રનાં રોગથી નિરંતર પીડાતો હતો તો પણ મહેલનાં જોવાથી તેનાં નેત્રો અત્યંત ઉઘડી ગયાં છે. વળી આ મહેલને સહસા પણ આનંદ પૂર્વક જોવાથી તેનું મુખ જે અત્યંત ખરાબ દેખાવવાળું હતું તે પણ સુંદર થઈ ગયેલું જણાય છે. તેમજ તેના અવયવો જો કે ધૂળથી ખરડાયલા છે તોપણ વિકસ્વર થાય છે; તેથી એમજ જણાય છે કે તેને આ ભુવન ઉપર પ્રીતિ ઉત્પન્ન થઈ છે અને તેથીજ રાજાએ તેના ઉપર દ્રષ્ટિ કરી છે. તેથી આ દરિદ્રી જો કે હાલ તો રાંકનો આકાર ધારણ કરે છે તોપણ રાજાએ તેના ઉપર દ્રષ્ટિ કરી છે તેથી તે વસ્તુપણાને[4] પામી જશે.'

આ પ્રમાણે વિચાર કરીને તે 'ધર્મબોધકર' મંત્રી તેના ઉપર કરૂણાયુક્ત ચિત્તવાળો થયો કારણ કે 'યથા રાજા તથા પ્રજા' એવી કહેવત લોકોમાં સાંભળીએ છીએ તે સત્ય છે.

પછી તરતજ આદર પૂર્વક તે મંત્રી તેની પાસે ગયો અને 'આવ આવ ! તને (ભિક્ષા) આપીએ' એમ કહ્યું. ધર્મબોધકરના આવાં વચન માત્રથી તેને કદર્થના કરવાને જે મહા દારૂણ અને દુર્દાંત[5] છોકરાઓ તેની પછવાડે આવ્યા હતા તેઓ તરતજ નાશી ગયા.

આ પ્રમાણે થયા પછી ધર્મબોધકર મંત્રી તે દરિદ્રીને યત્નપૂર્વક ભિક્ષાચરને યોગ્ય જગ્યાએ લઈ ગયો અને તેને દાન આપવાને પોતાના સેવકોને આદેશ કર્યો.

'ધર્મબોધકર' મંત્રીને 'તદ્દયા'[6] નામની દીકરી છે. તે પો-

---

૧ સારી, ૨ પ્રીતિ ઉપજે છે. ૩ દરિદ્રી, ભીખારી. ૪ ધનાઢ્યપણું, રાજાપણું. ૫ દુઃખે કરીને દમન કરી શકાય તેવા. ૬ (તે દરિદ્રી ઉપરની દયા).

તાના પિતાનાં વચન સાંભળીને તરતજ ઊભી થઈ અને 'મહા-કલ્યાણક' નામનું સુંદર પરમાન્ન[1] લઇને તેની પાસે જલદી આવી. તે ભોજન સર્વ પ્રકારના વ્યાધિઓનો નાશ કરે તેવું, રૂપ, શક્તિ અને પુષ્ટિને વધારનારૂં, સુગંધી, સારા રસવાળું, સ્નિગ્ધ અને દેવને પણ અતિ દુર્લભ હતું. પરંતુ તે દરિદ્રી તુચ્છ અભિપ્રાયના[2] વશવર્તીપણાથી મનમાં શંકા લાવી વિચારવા લાગ્યો કે—'આ પુરૂષ (ધર્મબોધકર) મને બોલાવીને પરંતુ ભિક્ષા દેવા માટે લઈ જાય છે તે મને કાંઈ સારૂં લાગતું નથી. મને એમ લાગે છે કે કોઈ એકાંત સ્થાનકમાં લઈ જઇને ભિક્ષાએ કરીને ભરેલા આ મારા ઘડાના ઠીંકરાને તે જરૂર ઉપાડી જશે. ત્યારે શું હું નાશી જાઉં? કે અહીં બેસીને મારૂં ભોજન કરી લઉં? કે ભિક્ષાનું મારે કાંઈ કામ નથી એમ કહીને ચાલ્યો જાઉં?'

આવા આવા અનેક સંકલ્પ વિકલ્પોથી તેનો ભય વૃદ્ધિ પામતો ગયો, તેથી તે પોતે ક્યાં આવ્યો છે અને ક્યાં બેઠો છે તે પણ જાણી શક્યો નહિ અને ગાઢ મૂર્છાએ વ્યાપ્ત થઈ જવાથી 'સંરક્ષણ નિમિત્તક' રૌદ્ર ધ્યાનમાં[3] લીન થઈ ગયો અને તેથી તેનાં બન્ને નેત્રો મીંચાઈ ગયાં. સર્વ ઇંદ્રિયોનો વ્યાપાર તત્કાળ બંધ પડી જવાથી કાષ્ટની જેમ નષ્ટ ચેતનાવાળો તે કાંઈ પણ સમજી શક્યો નહિ. તેમજ તદ્દયા નામની તે મંત્રીશ્વરની કન્યા 'આ લે, આ લે' એમ વારંવાર કહેતી હતી, પણ તે અપુણ્ય રાંક તેને પણ જાણી શક્યો નહિ, પોતાની પાસે રહેલું તુચ્છ ભોજન સર્વ પ્રકારના રોગોને ઉત્પન્ન કરનાર છે એમ ન જાણનારો તે નષ્ટાત્મા તદ્દયાએ લાવેલા અમૃત ભોજનની કિંમત જાણતો નથી.

આવો અસંભાવિત[4] વૃત્તાંત પ્રત્યક્ષ જોઇને વિસ્મય પામેલ તે મંત્રીશ્વર વિચાર કરવા લાગ્યો કે 'આ રાંકને આવું પ્રત્યક્ષ

---

૧ ખીર. ૨ હલકા વિચાર. ૩ રૌદ્ર ધ્યાનનો એક ભેદ. ૪ અશક્ય.

સુંદર ભોજન આપીએ છીએ તો પણ તે લેતો નથી અને ઉત્તર પણ આપતો નથી તેનું કારણ શું હશે? ઉલટું જાણે ઉંઘમાંથી જાગ્યો હોય તેના જેવું તેનું મુખ થઈ ગયું છે, આંખો બંધ થઈ ગઈ છે અને જાણે પોતાનું સર્વસ્વ કોઈ હરી ગયું હોય તેમ મોહથી તે લાકડાના ખીલા જેવો સ્થિર થઈ ગયો છે! તેથી પાપનો ભાજનભૂત આ દરિદ્રી પરમાન્નને લાયક નથી એમ જણાય છે. પણ વળી વિશેષ વિચાર કરતાં એમ જણાય છે કે તેમાં આ બિચારાનો દોષ નથી, કારણ કે આ બિચારો શરીરના બહારના તેમજ અંદરના અનેક પ્રકારના રોગોથી ઘેરાયલો છે અને તે સર્વ વ્યાધિઓની પીડાથી ગભરાઈ ગયેલ હોવાથી કાંઈપણ જાણી શકતો નથી. નહિતો એ સચેતન પ્રાણી આવા કુત્સિત ભોજનના લવમાં[1] શા માટે આટલો બધો લંપટ થાય અને અમૃત જેવા સ્વાદિષ્ટ ભોજનને શામાટે ગૃહણ ન કરે? તો હવે આ પ્રાણી શા ઉપાયથી નિરોગી થાય તેનો મારે વિચાર કરવો જોઇએ. અરે સાંભર્યું! મારી પાસે તેને નિરોગી કરવાના મહા સુંદર ત્રણ ઔષધ છે.

'તેમાં પ્રથમ તો મારી પાસે 'વિમળાલોક' નામનું પરમ અંજન[2] છે, તે સર્વ પ્રકારના નેત્રના રોગોને દૂર કરવાને શક્તિમાન છે; અને જો તેને વિધાન પૂર્વક આંજ્યું હોય તો સુક્ષ્મ રીતે રહેલા અતીત[3] અને આગામી[4] સર્વ ભાવોને જોવાને માટે તે અંજન પરમ કારણ છે.

'તેમજ મારી પાસે બીજું 'તત્ત્વપ્રીતિકર' નામે તીર્થ જળ છે, તે સર્વ રોગોને વિનાશ તુલ્ય સ્વલ્પ કરી નાખે છે, વળી વિશેષે કરીને તે ઉન્માદનો નાશ કરે છે અને સમ્યગ્ રીતે જોવામાં તે દ્રઢ કારણભૂત છે એમ પંડીત જનો કહે છે.

'અને ત્રીજું આ દરિદ્રી આગળ લાવવામાં આવેલું 'મહાકલ્યાણક' નામનું પરમાન્ન છે; તે સર્વ પ્રકારના વ્યાધિઓનો મૂળથી નાશ કરવાને શક્તિમાન છે અને જો વિધિ પૂર્વક તેનો

---

૧ લેશ, થોડું. ૨ આંજણ. ૩ આગલા, ભૂત. ૪ આવતા, ભવિષ્ય.

ઉપયોગ કરવામાં આવ્યો હોય તો વર્ણ, પુષ્ટિ, ધૃતિ, બળ, મનની શાંતિ, વયસ્તંભં[1], વીર્યતા તથા અજરામરપણાને કરે છે. લોકમાં આથી શ્રેષ્ટ કોઇપણ ઔષધ નથી.

'તેથી આ ઔષધોનો સમ્યગ્ રીતે ઉપયોગ કરીને તે બિચારા રાંકને વ્યાધિથી રહીત કરૂં' આ પ્રમાણે તેણે મનમાં નિશ્ચય કર્યો. પછી એક સળી લાવીને તેનાવડે તે રાંક તો જો કે ડાકું ધુણાવતો હતો તોપણ તેની આંખમાં વિમળાલોક અંજન આંજી દીધું. તે અંજન આનંદ કરાવનાર હોવાથી તથા શીતળ હોવાથી અને તેનો અચિંત્ય ગુણ હોવાથી તે આંજ્યું કે તરતજ તે ભિક્ષુકને ચેતના આવી.

તેણે આંખો ઉઘાડીને જોયું તો તેના સર્વે રોગો લગભગ નાશ પામી ગયા હોય એમ તેને જણાયું. તેથી આલ્હાદિત ચિત્તવાળો થઇને 'આ શું થયું ?' એમ તે મનમાં વિચાર કરવા લાગ્યો. પણ પોતાની ભિક્ષાનું રક્ષણ કરવાનો વિચાર પૂર્વની મિથ્યા ટેવથી સમ્યગ્ પ્રકારે નિવર્તન પામ્યો નહિ. ઉલટું આ નિર્જન[2] સ્થાનક છે તેથી કોઈ મારી ભિક્ષા લઈ જશે એમ ચિંતવવા લાગ્યો અને નાસી જવા સારૂ ચારે બાજુએ વારંવાર દ્રષ્ટિ ફેરવવા લાગ્યો.

હવે અંજનના પ્રભાવથી તેને ચેતના આવી છે એમ જોઇને ધર્મબોધકર મંત્રીએ તેને મધુર વચનોથી કહ્યું 'ભદ્ર ! તું તાપની શાંતિને કરનાર આ પાણી પી, જેથી કરીને તારા શરીરને સારી રીતે સ્વસ્થતા થશે.'

આ વચન સાંભળીને ભિક્ષુક તો શંકાકુળ ચિત્તથી વિચારવા લાગ્યો કે આ પાણી પીવાથી શું થશે તેની મને કાંઈ સમજણ પડતી નથી. આવા આવા વિચારથી તે મુઢાત્માએ પાણી પીવાની ઈચ્છા કરી નહિ તેથી અત્યંત કૃપાયુક્ત ચિત્તવાળા મંત્રીશ્વરે તે ભિક્ષુકની ઈચ્છા નહોતી તો પણ તે ઉદક[3] તેને હિત કરે એવું હોવાથી તેનું મોઢું પહોળું કરીને તેમાં રેડી દીધું. તે પાણી શીતળ હતું, સ્વાદમાં અમૃત જેવું હતું, ચિત્તને અ-

---

૧ નિરંતર યુવાવસ્થા–જુવાની ટકાવી રાખવી તે. ૨ એકાંત. ૩ પાણી.

ત્યંત આનંદ કરે તેવું હતું અને સંતાપને દૂર કરનાર હતું તેથી તે પાણીના પાનથી તે સ્વસ્થ થઈ ગયો; તેનો મહા ઉન્માદ નષ્ટ પ્રાય થઈ ગયો, વ્યાધિઓ નરમ પડયા અને આખા શરીરને દાહ થવાથી જે પીડા થતી હતી તે ક્ષણવારમાં ટળી ગઈ. પછી જેની સર્વ ઇંદ્રિયો આનંદિત થયેલી છે એવો અને કાંઈક શુદ્ધ ચેતનાવાળો તે સ્વસ્થ અંતરાત્માવડે ચિત્તમાં વિચારવા લાગ્યો;–

'અહો! આ મહાત્મા પુરૂષ મારા ઉપર અત્યંત કૃપાળુ છે. તો પણ મહા મોહથી હણાયલા મેં તેને ઠગારો છે એમ કલ્પ્યો! તે મહોપકારીએ મારી આંખમાં અંજન આંજીને દુષ્ટ દ્રષ્ટિપણું દૂર કર્યું (નેત્રના રોગોને દૂર કર્યા) અને જળનું પાન કરાવીને મને ઉત્કૃષ્ટ સ્વસ્થતા કરી, તેટલા માટે તે મારા અત્યંત ઉપકારી છે બાકી મેં તો તેઓનો શું ઉપકાર કર્યો છે કે જેથી તે આમ કરે? તેથી આ મહાત્માએ જે પ્રવર્તન કર્યું છે તેનું તેમના મહાનુભાવપણા શિવાય બીજું કાંઇ પણ કારણ જણાતું નથી'.

આ પ્રમાણે તે દરિદ્રી સારા વિચાર કરતો હતો તો પણ પોતાની સાથે લાવેલા કુભોજન ઉપર તેનું ચિત્ત ગાઢ ચોંટી રહેલ હોવાથી તેના ઉપરની મૂર્છા કોઈ રીતે નિવર્તનપામતી નહોતી.

પોતાની સાથે લાવેલા કુભોજન ઉપર તે દરિદ્રી વારંવાર દ્રષ્ટિ નાંખ્યા કરે છે એમ જોઇને ધર્મબોધકર તેનો અભિપ્રાય સમજી ગયા અને તેથી તેને કહ્યું 'અરે દુર્બુદ્ધિ દ્રમક[1]! આ કન્યા તને ભોજન આપે છે તે શું તું જાણતો નથી? તારી પાસેના કુભોજન ઉપરની તારી લોલુપતાથી[2]–આવું અમૃત જેવું ભોજન આપવામાં આવે છે તે પણ તું ગ્રહણ કરતો નથી તેથી મને ખાત્રી થાય છે કે–જો કે આ નગરમાં ઘણા પાપી ભિખારીઓ છે તો પણ તેમાં તારા જેવો તો કોઈ પણ નિર્ભાગી નથી.

'વળી આ નગરની બહાર ઘણાએ દુઃખી જીવો રહે છે પણ તેઓના ઉપર અમારા રાજાએ દ્રષ્ટિ કરેલી નહિ હોવાથી

---

૧ ભીખારી. ૨ આશક્તિ.

અમને તેઓના ઉપર આદર નથી. આ રાજભુવન દેખીને તારા અંતઃકરણમાં જરા આનંદ થયો તેથી અમારા રાજાની તારા ઉપર કૃપા થઈ છે એમ અને જણાય છે. જેઓ સ્વામીના પ્રિય[1] હોય તેમનું સેવકોએ હંમેશાં પ્રિય[2] કરવું એ ન્યાય છે, તેથી જ અમને તારા ઉપર દયા આવે છે. અમારા અમૂઢલક્ષ્યવાળા[3] રાજા કદી પણ અપાત્ર પ્રાણીઓને માટે વિચાર કરતા નથી. આ વાતનો અમને સંપૂર્ણ વિશ્વાસ છે પણ તું તે વિશ્વાસને ખોટો પાડે છે. તુચ્છ અને કુત્સિત અન્ન ઉપર બંધાયલા મનવાળા હે દ્રમક! મધુર સ્વાદવાળું અને સર્વ વ્યાધિઓનો નાશ કરનારૂં આ ભોજન તું શામાટે લેતો નથી? હે દુર્બુદ્ધિ! આ ખરાબ ભોજનને તું તજી દે અને ખાસ કરીને આ ભોજનને તું ગ્રહણ કર. તું જરા દ્રષ્ટિ ફેરવીને જો કે એ ભોજનના પ્રભાવથી આ રાજ મહેલના સર્વ પ્રાણીઓ આનંદમાં લહેર કરે છે.'

આવાં તે મંત્રીશ્વર ધર્મબોધકરનાં વચનો સાંભળીને તે દરિદ્રીને વિશ્વાસ આવ્યો અને તેવોજ નિર્ણય થયો, પણ પોતાની પાસેના કુભોજનને ત્યાગ કરવાની વાતથી ખિન્ન થઇને બોલ્યો 'હે નાથ! તમે કહ્યું તે સર્વ મને સાચું લાગે છે, પરંતુ હું એક બાબતની વિજ્ઞાપના કરૂં છું તે સાંભળો:—આ મારા ઠીંકરામાં જે ભોજન છે તે સ્વભાવીક રીતે મને મારા જીવથી પણ વધારે વહાલું છે; તેને ઉપાર્જન કરવામાં મેં અનેક કષ્ટો સહન કર્યાં છે; અને ભવિષ્યમાં તેના ઉપર મારો નિર્વાહ થવા સંભવ છે; તેમજ તમારૂં ભોજન કેવું છે તે હું જાણતો નથી. તેથી હે સ્વામી! કોઈ પણ રીતે હું મારૂં ભોજન તજી શકું તેમ નથી, માટે જો આપને ભોજન આપવાની ઇચ્છા હોય તો મારૂં ભોજન મારી પાસે રહેવા દઇને આપનું ભોજન આપો.'

ધર્મબોધકર મંત્રી તેનાં આવાં વચનો સાંભળી વિચાર કરવા લાગ્યો 'અહો! અચિંત્ય સામર્થ્યવાળા મહા મોહની ચેષ્ટા

---

૧ વહાલા. ૨ સારૂં. ૩ લક્ષ્ય વિદૂત્તાવાળું અર્થાત્ અજ્ઞાન ચેષ્ટા વિનાનું છે એવા.

તો જુઓ!! જે (મોહ) ના પ્રભાવથી આ દરિદ્રી અત્યંત વ્યાધિ કરનારા તેની પાસેના ખરાબ ભોજનમાં એટલો તો આસક્ત થઇ ગયો છે કે આ મારૂં અમૃત જેવું ભોજન છે તેને તે તૃણ[1] તુલ્ય પણ ગણતો નથી. તોપણ તે બિચારાને વળી ફરીવાર પણ કાંઇક શીખામણ આપું કે તેથી કદી તેનો મોહ[2] નાશ પામે તો તેને અત્યંત લાભ થાય.'

આ પ્રમાણે મનમાં વિચાર કરીને તે રસવતી પતિ બોલ્યો 'ભદ્ર! તારે શરીરે સર્વે રોગો છે તે આ તારી પાસેનાં ખરાબ અન્નને લીધેજ થયેલા છે તે તું શું જાણતો નથી? એ ભોજનનું ભક્ષણ કરવાથી સર્વ પ્રકારના દોષોનો પ્રકોપ થાય છે, માટે તેનો સર્વ સમજુ પ્રાણીઓએ ત્યાગ કરવો જોઇએ. તારા પોતાના કુત્સિત અન્ન ઉપર તને પ્રીતિ થાય છે અને તેને તું સારૂં ધારે છે, તે સર્વ તને અંતઃકરણમાં વિપર્યાસ[3] ભાવ હોવાથી એ પ્રમાણે લાગે છે, પણ તું જ્યારે તત્વથી મારા અન્નનો સ્વાદ જાણીશ ત્યારે તું વારતાં છતાં પણ સ્વયમેવ[4] તે કદન્નને તજી દેશે, કારણ કે અમૃત પામીને પછી કોણ વિષ પીવાની ઇચ્છા કરે? વળી તારી આંખમાં આંજેલા અંજનની અને પાન કરાવેલા જળની શક્તિ તેં જોઈ નથી કે જેથી તું મારૂં વચન માનતો નથી? હે સૌમ્ય! તું કહે છે કે આ ભોજનને મેં કષ્ટથી ઉપાર્જન કર્યું છે તેથી હું તેને મૂકી શકતો નથી તો તે બાબતનો ખુલાસો પણ હું કહું છું તે તું મોહ તજીને સાંભળઃ—તારી પાસેનું ભોજન તેં ક્લેશથીજ ઉપાર્જન કર્યું છે, ક્લેશ રૂપજ છે, અને ભવિષ્યમાં પણ ક્લેશનું કારણ છે, અને તેથી તે અન્ન તજવા (મૂકી દેવા) યોગ્ય છે; વળી તું કહે છે કે ભવિષ્યમાં તેના ઉપર નિર્વાહ થવા સંભવ છે તેનો નિર્ણય તું વિપર્યય[5] તજીને સાંભળ—અનંત દુઃખોને ઉત્પન્ન કરવાના હેતુભૂત આ ભોજનથી કદાચ તારો ભવિષ્યમાં નિર્વાહ થાય એમ ધારીએ તોપણ દુઃખમાં ડૂબેલા તારાવડે શું તે સર્વદા રાખી શકાશે? વળી તું કહે છે કે આ તમારૂં ભોજન કેવું છે તે હું જાણતો નથી તે બાબતનો ખુલાસો હું કહું છું તે વિશ્વાસ

---

૧ તરખલું. ૨ અજ્ઞાન. ૩ ભૂલ. ૪ પોતાની મેળે. ૫ બુદ્ધિનો ફેરફાર.

લાવીને સાંભળ—હું તારી ઈચ્છા પ્રમાણે, વગર પ્રયાસે, હંમેશા આ ભોજન તને આપીશ. તેટલા માટે કોઈપણ પ્રકારનો અવિશ્વાસ રાખ્યા શિવાય આ ભોજન તું ગ્રહણ કર. આ ભોજન સર્વ વ્યાધિઓને મૂળમાંથી દૂર કરે છે અને તુષ્ટિ, પુષ્ટિ, બળ, શરીરનો વર્ણ, અને વીર્ય વિગેરેને વૃદ્ધિ પમાડે છે, તને વિશેષ શું કહીએ? જો! આ રાજા જેમ અક્ષય સ્થિતિએ સતત આનંદમાં પૂર્ણ થઈને રહેલા છે તેમ તું પણ આ ભોજનના બળથી તેવો થઈ શકીશ. તેટલા માટે હે ભદ્ર! તું આગ્રહ છોડી દઈ, મહા રોગના કારણભૂત તારા ખરાબ ભોજનને તજી દે અને મહા આનંદના કારણભૂત આ પરમ ઔષધરૂપ પરમાન્નને ગ્રહણ કર.'

ધર્મબોધકરના આવાં વચનો સાંભળ્યાં છતાં પણ તે દરિદ્રી બોલ્યો 'મને મારા ભોજન ઉપર એટલો બધો સ્નેહ છે કે તેને તજવા માત્રથી સ્નેહના વિભ્રમવડે હું મરી જઈશ. માટે હે ભટ્ટારક! આ ભોજન મારી પાસે રહેવા દઈને આપ મને આપનું ભોજન આપો.'

તેનો આ પ્રમાણે અતિ આગ્રહ જોઈ મંત્રીએ વિચાર કર્યો કે આને સમજાવવાનો અત્યારે બીજો કોઇપણ પ્રગટ ઉપાય નથી. માટે અત્યારે તો તેનું કદન્ન તેની પાસે રહેવા દઇને આ ઔષધ (ભોજન) તેને આપવું યોગ્ય છે. જ્યારે તે આ ઉત્તમ ભોજનનો પ્રભાવ જાણશે ત્યારે તે પોતાની મેળેજ તેને તજી દેશે.

આ પ્રમાણે વિચાર કરીને તેણે કહ્યું 'હે ભદ્ર! હાલ તો આ ભોજન તું લે અને તેનો ઉપયોગ કર.'

આ પ્રમાણે કહીને તેણે તદ્દયાને સંજ્ઞા કરી એટલે તેણે ભોજન લઇને તે દરિદ્રીને આપ્યું અને તેજ જગ્યાએ તેણે ભોજનનું ભક્ષણ કર્યું. તે ભોજનના ઉપયોગથી તેની ભુખ શાંત થઈ ગઈ અને સર્વ વ્યાધિઓ જે તેના શરીરે થયા હતા તે લગભગ નાશ પામ્યા હોય તેવા થઇ ગયા. પ્રથમ અંજનથી અને જળથી તેને જે સુખ થયું હતું તે સુખ આ ભોજન કરવાથી અનંત ગણું થઈ ગયું.

આથી તે દરિદ્રીને તેના ઉપર ભક્તિ ઉત્પન્ન થઈ અને સર્વ શંકાઓ નાશ પામી તેથી પ્રસન્ન થઈને તે બોલ્યો 'મેં આપના ઉપર કાંઈ પણ ઉપકાર કર્યો નથી તોપણ આપે હું કે જે ભાગ્યવર્જીત અને સર્વથી અધમ છું, તેના ઉપર આ પ્રમાણે અનુકંપા કરી તેથી હે પ્રભુ! હવે તમારા વિના મારે કોઈપણ નાથ નથી.'

તેનાં આવાં વચન સાંભળીને ધર્મબોધકર મંત્રીશ્વર બોલ્યા "હે ભદ્ર! જો તે પ્રમાણે છે તો હું જે કહું તે જરાવાર બેસીને સાંભળ, અને સાંભળીને તે પ્રમાણે આચરણા કર." પછી દરિદ્રી વિશ્વાસપૂર્વક તેની પાસે બેઠો, એટલે તેના ઉપર હિત કરવાની ઇચ્છાથી સુંદર વચનોવડે તેના મનને ખુશી કરતો ધર્મબોધકર બોલ્યો—'હે ભાઈ! તું કહે છે કે મારે હવે તમારા શિવાય કોઇપણ નાથ નથી તે બોલવું અયુક્ત છે કેમકે તારા તો મહા ઉત્તમ એવા આ રાજેંદ્ર સ્વામી છે. આ ભગવાન સર્વ ચર અને અચર પ્રાણી અને પદાર્થોના નાથ છે અને વળી આ ભુવનમાં જે જે પ્રાણીઓ રહે છે તેના તો વિશેષે કરીને નાથ છે. જે કલ્યાણ ભાગી મનુષ્યો આ રાજાનું કિંકરપણું[1] અંગીકાર કરે છે તે પ્રાણીઓના થોડા વખતમાં ત્રણ ભુવનના લોકો દાસ થઇ જાય છે અને જે પાપી પ્રાણીઓ સુખના ભાજન થવાને યોગ્ય નથી તેઓ બિચારા તો આ રાજાનું નામ પણ જાણતા નથી.

'જે ભાવિભદ્ર[2] મહાત્માઓ આ ભુવનમાં દેખાય છે તેમને 'સ્વકર્મવિવર' દ્વારપાળે અહીં પ્રવેશ કરાવ્યો છે, અને તે સર્વ આ રાજાને વસ્તુત: અનુસરે છે એમાં તો સંશયજ નથી. પરંતુ તેમાં જે મુગ્ધ પ્રાણીઓ હોય છે તેઓ અહીં પ્રવેશ કરાવ્યા પછી હું સર્વ હકીકત કહું છું ત્યારે તેઓ વિશેષ હકીકત જાણે છે-તેટલા માટે હે ભદ્ર! જ્યારથી તેં સુપુણ્યવડે આ ભુવનમાં પ્રવેશ કર્યો છે ત્યારથી આ નરેશ્વર તારા નાથ તો થયેલાજ છે, હવે ફક્ત મારા વચનથી તું યાવજજીવીત (જીવ ત્યાં સુધી) શુદ્ધ મનથી આ રાજાને નાથપણે વિશેષે કરીને ગ્રહણ કર. જેમ જેમ

૧ દાસપણું. ૨ ભવિષ્યમાં જેમનું કલ્યાણ થવાનું છે તેવા પ્રાણીઓ.

તું આ ઔષધોના ગુણોનું વિશેષે કરીને આસેવન કરીશ તેમ તેમ તારા શરીરના સર્વે રોગો ઓછા થતા જશે. આ ત્રણ ઔષધોનું વારંવાર સેવન કરવું તેજ સર્વ રોગોની સ્વલ્પતા[1] કરવાનું અને છેવટે નાશ કરવાનું એકજ કારણ છે. તેથી હે સૌમ્ય ! કોઇપણ પ્રકારનો સંશય તજી દઇને મારાં બતાવેલા અંજન, જળ અને ભોજન રૂપી ત્રણ ઔષધોનું વારંવાર સેવન કરતો કરતો આ રાજમંદિરમાં આનંદથી રહે જેથી તારા સર્વ વ્યાધિઓ નાશ પામી જશે અને આ મહારાજાનું સારી રીતે આરાધન કરવાથી છેવટે તું પંડે પણ એ નૃપોત્તમની પદવી મેળવીશ. વળી આ તદ્દયા તને દરરોજ ત્રણે ઔષધો આપશે-હવે આ બાબત વધારે શું કહેવું—ટુંકામાંજ કહું છું કે તારે આ ત્રણે ઔષધોનું નિરંતર સેવન કરવું."

ધર્મબોધકર મંત્રીનાં આવાં વચન સાંભળીને તે દરિદ્રી પોતાના મનમાં ખુશી થયો અને પછી અંતઃકરણમાં વિચાર કરીને બોલ્યો 'હે સ્વામી ! હજુ પણ હું મારૂં પાપમય કુત્સિત અન્ન તજવા શક્તિમાન નથી તેથી તેને તજવાની વાત શિવાય મારે શું કરવા યોગ્ય છે તે આપ બતાવો.'

તેનું આવું ભાષણ સાંભળીને ધર્મબોધકરને મનમાં થઈ આવ્યું કે 'અહો ! હું તો આને ત્રણ ઔષધોનું સેવન કરવાનુંજ કહું છું અને આ આમ કેમ બોલે છે? (હું કાંઈ તજવા વિષે તો કહેતોજ નથી.) પણ ખરેખર, તેના પોતાના હૃદયની તુચ્છતાથી મેં જે સર્વ કહ્યું તે તેનું ભોજન તજાવવાજ કહ્યું છે એમ તે માને છે; કેમકે "ક્લિષ્ટ[2] ચિત્તવાળા પ્રાણીઓ આખા જગત્‌ને દુષ્ટ મનવાળા માને છે અને શુદ્ધ અધ્યવસાયવાળા પ્રાણીઓ આખા જગત્‌ને શુદ્ધ મનવાળા માને છે."

આ પ્રમાણે વિચાર કરીને તેણે હસીને કહ્યું 'હે ભદ્ર ! ભય રાખ નહિ. હું તને હમણા તારૂં ભોજન તજવાનું કહેતો નથી, માટે કોઇ પણ પ્રકારના વિક્ષેપ વગર તારા ભોજનનો તું યથેચ્છ[3] ઉપયોગ કર.

---

૧ ઓછાશ. ૨ મલીન. ૩ ઇચ્છા પ્રમાણે.

હું તને જે પૂર્વે તારૂં કુભોજન તજવાનું કહેતો હતો તે તારા ઉપર માત્ર હિત બુદ્ધિથીજ કહેતો હતો, પણ જો તને તે વાત રૂચતી નહી તો હું તે વિષય પરત્વે મૌનજ રહીશ. પણ તારે શું કરવા યોગ્ય છે વિગેરે બાબતોની મેં તને અગાઉ શિખામણ આપી હતી તેમાંનું કાંઈપણ તેં હૃદયમાં ધારણ કર્યું છે કે નહિં ? ”

દરિદ્રીએ જવાબ આપ્યો ‘નાથ ! આપે કહ્યું તેમાંનું કાંઈ પણ ધ્યાન રાખીને મેં લક્ષમાં રાખ્યું નથી; હું તો ફક્ત તે વખતે આપના સુંદર બોલવાથી મનમાં ખુશીજ થતો હતો. “સજ્જન પુરૂષોની વાણીનો પરમાર્થ જાણ્યો ન હોય તોપણ તે વાણી અતિ સુંદર હોવાથી મનુષ્યોનાં ચિત્તને ખુશી કરે છે.” આપ ઉપદેશ આપતા હતા તે વખતે મારી આંખો તમારી તરફ હતી, પરંતુ ચિત્ત તો અન્યત્ર ભટકતું હતું; તેથી આપનું વચન એક કાનમાં પેસી બીજે કાને બહાર નીકળી જતું હતું. હવે મારે કોઇપણ પ્રકારના ભયની શંકા કરવાનું કારણ રહ્યું નથી તેથી તે વખતની મારા મનની વિધુરતા (ચંચળતા)નું કારણ નિરાકુળપણે કહું છું.

‘આપે મારા ઉપર દયા લાવીને જ્યારે અન્ન દેવા માટે પ્રથમ બોલાવ્યો ત્યારે મારા મનમાં એમ થયું હતું કે આ માણસ કોઇ એકાંત સ્થાનકમાં મને લઈ જઇને મારૂં ભોજન આંચકી લેશે—આવા અધ્યવસાયને વશ થઈ તેનોજ ગાઢ વિચાર કરવાથી હું અચેતન થઈ ગયો. પછી આપે અંજનના પ્રયોગથી જ્યારે મને જાગ્રત કર્યો ત્યારે ‘હવે જલદી અહીંથી નાશી જઉં’ એમ મેં વિચાર કર્યો હતો. પરંતુ તે વખત પછી આપે જ્યારે પાણી પાઇને મારા શરીરને ઠંડુ પાડયું અને મારી સાથે ભાષણ કર્યું ત્યારે મને આપના ઉપર વિશ્વાસ આવ્યો. તે વખતે મેં વિચાર કર્યો કે જે આ મારા ઉપકારી છે તે અત્યંત દોલત વાળા છે તેથી તે મારૂં અન્ન શામાટે હરણ કરે? પણ વળી જ્યારે તમે ‘આ (પરમાન્ન-ખીર) ગ્રહણ કર અને તે (મારૂં પોતાનું) કદન્ન તજી દે’ એમ કહ્યું ત્યારે હવે શું કરવું તેના

વિચારમાં હું આકુળ વ્યાકુળ થઈ ગયો અને ચિંતવવા લાગ્યો કે તે પોતે તો મારૂં ભોજન લઈ લેતા નથી, પરંતુ મારૂં ભોજન મારી પાસેથી તજાવે છે,પણ તે તજવાને હું સમર્થ નથી તેથી હવે હું શું ઉત્તર દઉં? છેવટે મેં આપને કહ્યું 'મારૂં ભોજન મારી પાસે રહેવા દઇને આપ તમારૂં ભોજન મને આપો' એટલે તમે તમારૂં ભોજન મને આપ્યું. તેનો સ્વાદ લીધા પછી મને વિશેષ ખાત્રી થઈ કે—આપ મારા ઉપર અત્યંત કૃપાવાન છો.

તે વખતે વળી મને વિચાર થયો કે 'ત્યારે આ મહાત્મા પુરૂષનાં વચનો અંગીકાર કરીને હું મારૂં ભોજન તજી દઉં? પણ નહિ. જો હું તે ભોજનને તજી દઇશ તો તેની પરની મૂર્છાથી આકુળ વ્યાકુળ થઇને મરી જઈશ. બાકી આ પુરૂષ જે કહે છે તે તો તત્વથી ખરેખરૂં કહે છે; પણ હું આ ભોજન તજી શકતો નથી તેથી મારે આ મહા દુષ્કર દુ:ખ આવી પડયું છે.' આવા આવા અનેક વિચારોની શ્રેણિ મારા મનમાં ચાલતી હોવાથી આપે અત્યાર સુધીમાં જે જે કહ્યું છે તે સર્વ જેમ ભરેલા ઘડા ઉપરથી જળ ચાલ્યું જાય તેમ ચાલ્યું ગયું છે. મારા મનને જાણનારા તમે હમણા જ્યારે એમ કહ્યું કે હું તને તારૂં ખરાબ અન્ન તજવાનું કહેતો નથી, ત્યારે કાંઈક સ્વસ્થતા થવાથી મેં આપનો કહેવાનો ભાવાર્થ કિંચિત્ જાણ્યો છે; તેથી હે નાથ! આવા હલકા ચિત્તવાળો અને પાપી એવો હું શું કરૂં તે આપ કૃપા કરીને કહો કે તે હું અવધારણ કરૂં."

તે સાંભળીને દયાના ભંડાર ધર્મબોધકર મંત્રીશ્વરે પહેલાં તેને જે હકીકત સમાસથી[1] કહી હતી તે વિસ્તારથી ફરીવાર કહી બતાવી. અને અંજન, જળ, અન્ન તથા રાજાના ગુણોથી તેને અજાણ્યો જાણીને આ પ્રમાણે કહ્યું—"હે ભાઈ! મને રાજાએ પૂર્વ આદેશ કર્યો છે કે—'તારે મારા આ ત્રણે ઔષધો યોગ્યનેજ આપવા. જો અપાત્રને આપીશ તો કોઈપણ પ્રકારનો ઉપકાર નહિ કરે, પણ ઉલટાં વિશેષ પ્રકારે અનર્થોને કરશે.' આ પ્રમાણે રાજાનો આદેશ સાંભળીને મેં પુછયું કે "હે

---

૧ ટુંકામાં.

નાથ! અમુક પ્રાણી પાત્ર છે કે અપાત્ર છે તેને મારે કેમ ઓ-ળખવો?" ત્યારે તેઓએ કહ્યું કે 'તેનું લક્ષણ આ પ્રમાણે છેઃ—

'જે રોગીઓ જ્યાં સુધી યોગ્યપણાને પામ્યા હશે નહિ ત્યાં સુધી તેઓને 'સ્વકર્મવિવર' દ્વારપાળ અહીં પ્રવેશજ કરાવશે નહિ. મેં તે દ્વારપાળને પ્રથમથીજ હુકમ કરી રાખ્યો છે કે જેઓ આ ત્રણે ઔષધોને યોગ્ય હોય તેઓનેજ તારે આ ભુવનમાં પ્રવેશ કરાવવો. બીજાઓને દાખલ કરવા નહિ. કદાચ કોઈ પ્રાણીઓ પ્રવેશ કર્યા પછી આ મારા ગૃહને જોઇને આનંદ નહિ પામે તો તેઓના ઉપર મારી દ્રષ્ટિ વિશેષે કરીને પડશે નહિ, એટલે એવા પ્રાણીઓને બીજા[1] દ્વારપાળોએ ભૂલથી પ્રવેશ કરાવ્યો છે એમ તારે સમજવું અને તેવા પ્રાણીઓને બીજા ચિન્હોથી પણ ઓળખીને તારે યત્ન પૂર્વક તજી દેવા. જે રોગી પ્રાણીઓ મારા મંદિરને જોઇને ખુશી થશે તેઓનું ભવિષ્યમાં સારૂં થવાનું હોવાથી હું તેમના ઉપર વિશેષ પ્રકારે દ્રષ્ટિ કરીશ. સ્વકર્મવિવર દ્વારપાળે જેમને અહીં પ્રવેશ કરાવ્યો હોય અને જેના ઉપર મારી દ્રષ્ટિ પડી હોય તે આ મારા ત્રણે ઔષધોને યોગ્ય છે એમ તારે સમજવું. તેઓની કસોટીને માટેજ આ ત્રણે ઔષધો છે અને તેનો ઉપયોગ કરવાથી તે પ્રાણીઓ આદરને યોગ્ય છે કે નહિ તે આ ઔષધોના ગુણોથી સ્પષ્ટ જણાઈ આવશે.

'જે પ્રાણીઓને આ ઔષધ ચિત્તમાં ગમે તથા પ્રયાસ કર્યા શિવાય તે ઔષધોનો ઉપયોગ કરવાથી ઔષધોનો ગુણ જેમને થાય તે 'સુસાધ્ય'[2] પ્રાણીઓ છે એમ તારે સમજવું.

'જેઓ પહેલાં તો આ ઔષધોને ગ્રહણ કરે નહિ પણ કાળક્ષેપથી બળાત્કારે પણ ઔષધોને વાપરે તેઓ 'કૃચ્છ્રસાધ્ય[3] પ્રાણીઓ છે એમ તારે સમજવું.

'છેવટે જેઓને આ ઔષધ તદ્દન ગમે નહીં અને યોજના કર્યા છતાં પણ કાંઇ અસર કરે નહીં અને તેના દેનારા (તારા)

---

૧ સ્વકર્મવિવર શિવાયના. ૨ તરત આરામ થઇ જાય તેવા.
૩ મુસ્કેલીથી આરામ થઇ શકે તેવા.

ઉપર ઉલટા દ્વેષ કર્યા કરે તે અસાધ્ય[1] પ્રાણીઓ છે એમ તારે સમજવું"

"આ પ્રમાણે રાજરાજેંદ્ર સુસ્થિત મહારાજે અને સંપ્રદાયર[2]થી જે કહી રાખ્યું છે તે લક્ષણથી તું કૃચ્છ્રસાધ્યના (વચલા) વર્ગમાં મૂકવાને યોગ્ય છે એમ મને ખાતરી થાય છે. વળી જે પ્રાણીઓ શંકારહીત મનવાળા થઇને આ નરેશ્વરને આખી જીંદગી સુધી નાથ તરીકે કબુલ રાખે છે તેઓનેજ આ ઔષધોની ક્રિયા ગુણ કરે છે. (જે ઔષધોની ક્રિયા અચિંત્ય શક્તિથી ભરેલી છે અને સર્વ પ્રકારના વ્યાધિઓનો નાશ કરનારી છે.) તેટલા માટે આ રાજાને તું નાથપણે કબુલ કર; કારણ કે મહાત્મા પુરૂષો ભાવપૂર્વક ભક્તિથીજ ગ્રાહ્ય થાય છે. રોગોથી પીડાયેલા અનેક પ્રાણીઓ આ રાજાને સ્વામીપણે સ્વીકારીને અગાઉ પણ હર્ષિત થયા હતા અને તેઓ સર્વ છેવટે કૃતક્રિય[3] થઈગયા છે. વળી તારા રોગો બહુજ આકરા છે અને તારૂં મન અપથ્ય[4] ઉપર ચોંટેલું છે તેથી બહુજ યત્ન શિવાય તારા વ્યાધિઓ ક્ષય પામશે નહિ એમ જણાય છે. તેટલા માટે હે વત્સ! તું યત્નવાન થઈ મનને નિશ્ચળ[5] કરી.આ વિચારવંત રાજમંદિરમાંજ નિરાકુળપણે રહી, આ કન્યાના હાથથી અપાતાં ત્રણે ઔષધો વારંવાર ગ્રહણ કરીને તારા આત્માને આરોગ્ય કર."

આ પ્રમાણે સાંભળીને તેણે ધર્મ બોધકરનાં વચનો અંગીકાર કર્યાં અને મંત્રીશ્વરે પણ 'તદ્દયા' ને તેની પરિચારિકા[6] બનાવી. તેણે પણ પોતાના ભિક્ષાપાત્રને એક બાજુએ મૂકી રાખ્યું અને તેની યોગ્ય પાલના કરતા કરતા કેટલોક કાળ ત્યાંજ ગાળ્યો, તદ્દયા તેને હમેશાં ત્રણે ઔષધો આપતી હતી, પણ આ દરિદ્રીને પોતાના કુભોજન ઉપર મૂર્છા હોવાથી તેના ઉપર

---

૧ , આરામ ન થઇ શકે તેવા.

૨ ઘણા કાળથી ચાલતા આવેલા પ્રવાહથી.

૩ જેઓનું ઇચ્છિત થયું છે તેવા પ્રાણીઓ. ૪ ન ખાવા યોગ્ય પદાર્થો.

૫ સ્થિર ૬ સેવા કરનારી દાસી)

આદર થતો નહોતો અને કુભોજનની ઉપરના મોહથી કુભોજનનો બહુજ આહાર કરતો હતો, માત્ર તદ્દયાએ આપેલું ભોજન તો સહેજસાજ કોઈ કોઇ વખતજ વાપરતો હતો. તેણીએ આપેલું અંજન તે કોઇકિજ વખત આંખમાં આંજતો હતો અને તીર્થોદક તો જ્યારે તે કહેતી હતી ત્યારેજ પીતો હતો. વળી તે 'તદ્દયા' 'મહા કલ્યાણક' ભોજન ઘણીએ વખત આપતી હતી, પણ દરિદ્રી તો તેમાંથી થોડુંક ખાઇને બાકીનું અન્ન અનાદર વડે પોતાના ઠીકરામાં નાંખી દેતો હતો. આવું ઉત્તમ ભોજન પોતાના ઠીકરામાં નખાતું હોવાથી પોતાનું ખરાબ ભોજન પણ વધતું જતું હતું તેથી હમેશાં તેમાંથી તે ખાતો હતો તો પણ તે ખુટી જતું નહોતું. ખાતાં છતાં પણ પોતાના ભોજનમાં વધારો થતો જોઇને તે દરિદ્રી મનમાં બહુજ ખુશી થતો હતો, પણ તે ભોજન શેના પ્રભાવથી વધતું હતુ તે તે જાણતો નહોતો. ઉલટો કુભોજનમાં વિશેષ આસક્ત થઇને ત્રણ ભોજનાદિ ઉપર શિથિળ આદરવાળો થતો હતો. તેમજ તેના ગુણ જાણતાં છતાં પણ ન જાણતો હોય તેમ મોહમાં કાળગમન કરતો હતો. અપથ્ય ભોજન દરરોજ પેટ ભરીને ખાતો હતો તેથી તે રૂષ્ટ પુષ્ટ થઈ ગયો અને અંજનાદિ ત્રણે ઔષધો ઉપર અનાદરવાળો હતો તેથી તેના રોગોનો વિશેષ ઉચ્છેદ થયો નહીં. જો કે ઉત્તમ ભોજન તે થોડું થોડું લેતો હતો તોપણ તેથી તેને ગુણ ઘણો થયો એટલે તેના વ્યાધિઓ લગભગ નાશ પામી ગયા જેવા થઈ ગયા. તથાપિ આત્મજ્ઞતાના અભાવથી અને અપથ્ય ભોજનના વધારે ઉપયોગથી પૂર્વના અનેક રોગો કોઈ કોઈ વખત તેના શરીરપર વિકાર કરતા હતા-કોઇવાર શૂળ થતું હતું, કોઇ વાર દાહ થતો હતો, કોઇવાર મૂર્છા આવતી હતી, કોઇવાર જ્વર આવતો હતો, કોઇવાર શરદી થતી હતી, કોઈવાર જડ જેવો થઈ જતો હતો (બહુજ સુસ્તી જણાતી હતી) અને કોઈવાર હૃદયમાં તથા પડખામાં વેદના થતી-હતી; તેમજ વળી કોઇવાર ઉન્માદ (ગાંડપણ) નો સંતાપ થતો હતો અને કોઇવાર પથ્ય ભોજન ઉપર અરૂચિ થઇ જતી હતી. એવી રીતે તેના પૂર્વ

રોગો પાછા પ્રાપ્ત થવાથી તેના શરીરને પણ વિક્રિયા થવા લાગી.

આ પ્રમાણે વ્યાધિઓથી હણાયલા તેને એક દિવસ તદ્દયાએ જોયો અને તેને તે તે વ્યાધિઓની પીડાવડે આક્રંદ કરતો જોઇને તેને દયા આવી ગઈ, તેથી તે વિચાર કરીને બોલી 'હે ભાઈ! તને મારા પિતાએ તો અગાઉથીજ કહ્યું હતું કે તારે શરીરે જે સર્વે રોગો છે તે સર્વ તને વલ્લભ લાગેલ: તારા ભોજનને લીધેજ થયેલા છે. અમે તારૂં સર્વ વૃત્તાંત જોઇએ છીએ તોપણ તને આકુળતા થાય નહિ તેટલા માટે તે ભોજન કરતાં બહુ વારતા નથી. પણ તારે યાદ રાખવું કે જે ઉત્તમ ત્રણે ઔષધો અત્યંત શાંતિના હેતુભૂત છે તેના ઉપર તારૂં અત્યંત શિથિળપણું છે અને કુભોજન ઉપર તને પ્રિયપણું છે તેજ તને સર્વ પ્રકારના સંતાપનું કારણ છે. અત્યારે તું રૂએ છે, પણ હમણા તને કોઇપણ ઔષધ સ્વાસ્થ્ય કરે તેમ નથી; કારણ કે અપથ્ય ભોજન ઉપર બહુ આસક્તિવાળા માણસો ઉપર કોઈ પણ ઔષધ અસર કરતું નથી. હું પણ તારી દાસી હોવાથી આ બાબતમાં મને પણ અપવાદ આવે છે પણ હમણા તને નિરંતરની શાંતિ કરવાને મારી શક્તિ નથી.'

આ પ્રમાણે સાંભળીને તે બોલ્યો "જો તેમજ હોય તો તમારે મને હવેથી હંમેશાં કુભોજન કરતાં વાર્યા કરવો, કેમકે તે ખાવાની મને અત્યંત અભિલાષા થયા કરે છે, તેથી મારી પોતાની મેળે તો હું તજી દેવાને સમર્થ નથી. તમારા પ્રભાવવડે થોડું થોડું તજતાં પણ કોઇ દીવસ સર્વ કદન્નને તજવાને હું સમર્થ થઈ શકીશ."

તદ્દયાએ કહ્યું 'સાબાશ છે! સાબાશ છે! તારા જેવાને, આ પ્રમાણે કરવું તેજ યોગ્ય છે!' એમ કહીને પછી તે તેને કુભોજન ખાતાં વધારે અટકાવવા લાગી; અને એ પ્રમાણે કુભોજન તજવાથી તેના રોગો લઘુતાને પામતા ગયા, અને અધિક પીડા હતી તે ઓછી થઇ ગઈ, તેમ ઔષધની પણ અસર થવા માંડી.

જ્યારે જ્યારે તદ્દયા પાસે હોય ત્યારે ત્યારેજ તે પથ્ય વ-

ધારે સેવે અને અપથ્ય ઓછું ખાય તેથી કરીને તેના વ્યાધિઓ પણ ઓછા થતા જાય છે, પરંતુ જ્યારે જ્યારે તે દૂર જાય ત્યારે ત્યારે તે પાછો પોતાનું કુત્સિત ભોજન લંપટતાથી ખૂબ ખાવા મંડી જાય અને તેણીએ બતાવેલ ઔષધ લે નહીં તેથી વળી અજીર્ણથી પીડા પામે છે.

ધર્મબોધકર મંત્રીશ્વરે તદ્દયાને આખા લોકના પાલકપણા ઉપર અગાઉથી નીમેલ હોવાથી તેતો અનંત પ્રાણીઓ સંબંધી વ્યાપારમાં ઉદ્યમવંતી હતી તેથી તે દરિદ્રી પાસે કોઈ કોઈવાર આવી શકતી હતી, પણ બાકીના વખતમાં તે છુટો રહેતો હતો અને તે વખતે તે અપથ્ય સેવવામાં આસક્ત રહેતો, તેને કોઈ વારતું પણ નહિ તેથી વારંવાર તેને વિકારો થઇ આવતા હતા.

કોઇ વખત ધર્મબોધકરે તેને પીડા પામતો જોયો તેથી તેને પુછ્યું કે 'ભદ્ર ! આ શું થયું ?' એટલે તેણે સર્વ વૃત્તાંત નિવેદન કર્યો અને કહ્યું કે 'સ્વામી ! તદ્દયા મારી પાસે હમેશાં રહેતી નથી તેથી કરીને મારે શરીરે સર્વ રોગો ઉપદ્રવ કરે છે; તેટલા માટે હે નાથ ! તમે એવો ઉત્તમ પ્રયત્ન કરો કે જેથી સ્વપ્નમાં પણ મારે શરીરે પીડા ન થાય !

ધર્મબોધકર મંત્રીશ્વરે કહ્યું 'વત્સ! અપથ્ય સેવવાથીજ તારે શરીરે સર્વ વ્યાધિઓ થાય છે, અને આ તદ્દયા બીજાં કાર્યોમાં રોકાયેલી હોવાથી વ્યગ્ર રહે છે, જેથી એવી કોઇ સ્ત્રી મળી આવે કે જે તને અપથ્ય સેવવાથી હંમેશાં વારે તો તેને તારી પરિચારિકા નીમી આપું. તું તારા આત્માને શું હિત છે તે જાણતો નથી, પથ્ય સેવવાથી પરાઙ્મુખ છે અને કદન્ન ભક્ષણ કરવામાં ઉદ્યમવંત છે તેથી તારૂં મારે કરવું ?' આવાં તેનાં વચન સાંભળીને તે દરિદ્રી બોલ્યો 'હે નાથ ! એમ બોલશો નહિ. આજ પછી ક્યારે પણ તમારા આ દેશનું જરા પણ ઉલંઘન કરીશ નહિ.

પછી તેનું હિત કરવામાં ઉદ્યમવંત મનવાળા ધર્મબોધકર મંત્રીએ તેનાં આવાં વચન સાંભળીને ક્ષણવાર કાંઈક વિચાર કરીને કહ્યું એક "સદ્બુદ્ધિ" નામની મારા હુકમમાં રહેનારી

બાલિકા છે, તેને હું હંમેશાને માટે તારી અવ્યગ્ર પરિચારિકા[૧] નીમું છું, તે મારી નીમેલી દાસી તારી પાસે હંમેશાં રહેશે અને પથ્ય અને અપથ્યનું સ્વરૂપ તને બતાવશે, માટે તારે મનને ડામાડોળ કરવું નહિ. તે વિશેષજ્ઞ[૨] હોવાથી વિપરીત રસ્તે વર્તનારા અને અનાદરવાળા પુરૂષોની ઉપર ઉપકાર કરતીજ નથી, માટે જો તને સુખ મેળવવાની ઇચ્છા હોય અને દુઃખથી ભય લાગતો હોય તો તે સદ્‌બુદ્ધિ જે કાંઈ કહે તેજ કરવું તારે યોગ્ય છે. મારો પણ એવોજ આદેશ છે કે તારે તેના કહ્યા પ્રમાણે વર્તવું કેમકે જે તેને નથી ગમતું તે મને પણ ગમતું નથી. વળી 'તદ્દયા' નામની મારી બીજી પુત્રી, જો કે તે બહુ કામમાં રોકાયલી છે તોપણ, તારી પાસે કોઈ કોઈવાર આવશે અને તને જાગૃત કરી જશે. કેવળ તારૂં હિત કરવાની ઈચ્છાથી આ પરમાર્થ કહીએ છીએ કે 'જે કોઈપણ સુખ ઇચ્છતો હોય તેણે સદ્‌બુદ્ધિમાં સારી પેઠે યત્ન કરવો. જે મુઢ પ્રાણીઓ તેનું સારી રીતે આરાધન કરી તેની મહેરબાની મેળવતા નથી તેના ઉપર રાજા, હું કે બીજો કોઇપણ પ્રસન્ન થતા નથી. એના પ્રસાદથી હણાયલા તેઓ હંમેશાં દુઃખના ભાજન થાય છે, કારણ કે સુખ દેવા માટે આના શિવાય બીજો કોઇપણ હેતુ નથી.' વળી તેણી તારે સ્વાધીન વર્તે છે; મારા જેવા તો દૂર રહેનારા છે અને તને તેજ સુખની હેતુભૂત છે, માટે તારા પોતાના સુખ માટે તારે તેનું આરાધન કરવું યોગ્ય છે."

આ બાબતમાં દરિદ્રીએ હા પાડવાથી ધર્મબોધકરે સદ્‌બુદ્ધિને તેની પરિચારિકા બનાવી. ત્યારથી ધર્મબોધકર તેની બાબતમાં નિશ્ચિંત થયો.

સદ્‌બુદ્ધિ નામની દાસી દરિદ્રી પાસે કેટલાક દિવસ રહી, તેટલા દીવસમાં ત્યાં જે બન્યું તે જાણવા લાયક હોવાથી અહીં કહેવામાં આવે છે:—પહેલાં તે દરિદ્રી અતિ લોલતાથી પોતાની પાસેનું કુભોજન ખાતો હતો, અને તેમ કરતાં પણ તેને તૃપ્તિ થઈ નહોતી તે સર્વ ઘાટ હવે બદલાઈ ગયા. હવે તો તે

૧-દાસી. ૨ ઘણું જાણનારી.

કદન્ન બહુ ખાતોજ નથી—આ વિચાર સદ્બુદ્ધિને લીધેજ તે દરિદ્રીને થયો હતો. પૂર્વના અભ્યાસથી કોઇ કોઇવાર તે કુભોજન ખાતો તોપણ તે તૃપ્તિ કરે તેટલુંજ ખાતો હતો અને તેમાં તેની આસક્તિ ન હોવાથી તેની શાંતિનો નાશ થતો નહોતો; અને પ્રથમ જે ઔષધો તેને બહુ આગ્રહથી આપવામાં આવતા હતા તે ઔષધો હવે તે પોતાની મેળે વાપરતો હતો અને તેના બળથી તેનો ઓસડ લેવામાં અભિલાષ પણ વૃદ્ધિ પામતો હતો. (સદ્બુદ્ધિના પ્રભાવથી તે ઔષધને ઇચ્છા અને આદર પૂર્વક વાપરતો હતો.) આવી રીતે અહિત વસ્તુઓને ન ગ્રહણ કરવાના ભાવથી અને હિતકારી વસ્તુઓને આગ્રહ પૂર્વક ગ્રહણ કરવાથી ક્ષીણ થયેલા સર્વે રોગો તેનાં શરીરને પીડા કરતા નહોતા અને કદાચ જરા જરા પીડા થતી તો તરતજ તે પીડા શાંત થઈ જતી હતી. હવે તેને અમૃત ભોજનનો સુસ્વાદ જણાયો, તેનું અપ્રિયરૂપ[1] હતું તે નાશ પામી ગયું અને મનસ્થિર થવાથી તેને અત્યંત સંતોષ થયો.

એક દીવસ અત્યંત હર્ષ પામી નિરાકુળ થઇને તે નિષ્પુણ્યક દરીદ્રી સદ્બુદ્ધિ સાથે આ પ્રમાણે વાત કરવા લાગ્યો— "હે ભદ્રે ! મારૂં શરીર તો હવે આશ્ચર્ય યુક્ત થઈ ગયું છે; પહેલાં તો તે દુઃખથી ભરેલું હતું પણ હવે તો તે સુખથી ભરપૂર થઈ ગયું છે!"

સદ્બુદ્ધિએ કહ્યું "એ સર્વ સમ્યગ્ રીતે પથ્ય સેવવાથી થયું છે, તેમજ સર્વ પ્રકારના દોષોનાં મૂળભૂત અહિતકારી ભોજનમાં લોલ્યતા તજવાથી થયું છે, જો કે પૂર્વના અભ્યાસથી તું તે કુભોજન ખાતો હતો તોપણ હું તારી પાસે હોવાથી તે ભોજન ખાતાં ખાતાં તને અત્યંત શરમ થતી હતી; અને લજ્જાથી તું તેનો ઉપભોગ કરતો હતો તોપણ તે અકાર્યરૂપ થઈ જતું હતું; અને તેના ઉપર ત્યાજ્યબુદ્ધિ[2] હોવાથી તેનો અત્યંત પ્રચાર નિવૃત્તિ પામતો હતો; તેમજ એવી રીતે ખાધાં છતાં પણ કુભોજન અત્યંત રોગની વૃદ્ધિ કરનારૂં થતું નહોતું—તેથીજ

૧ બિભત્સ. ૨ તજવાની ઇચ્છા.

આ હૃદયનો આલ્હાદ[1] તને અત્યંત સુખને ઉત્પન્ન કરનાર થયો છે."

દરિદ્રીએ કહ્યું 'જો તેમજ હોય તો હું કુભોજનનો સર્વથા ત્યાગ કરી દઉં જેથી મને બહુજ ઊંચા પ્રકારનું સુખ થાય.'

સદ્બુદ્ધિએ કહ્યું "કુભોજન પણ બરાબર વિચાર કરીને તજવું તે યુક્ત છે, કેમકે વિચાર કર્યા વગર તજવાથી તેના ઉપર તારે પૂર્વના સ્નેહ દોષથી અગાઉની માફક આકુળતા ન થાય. આ કુભોજનને તજ્યા પછી જો તેના ઉપર ફરી પ્રીતિ થાય તો તો તેનો ત્યાગ ન કરવો તેજ સારૂં; કારણ કે એની ઉપરનો સ્નેહ રોગોની વૃદ્ધિ કરનારો છે. વળી આ ત્રણ ઔષધનું જરાજરા સેવન કરવાથી પણ જેટલા તારા વ્યાધિઓ હલકા થયા છે તેટલી લાઘવતા[2] પણ પછી દુર્લભ થશે. એક વખત સર્વ પ્રકારે કદન્નનો ત્યાગ કરીને પછી જે પ્રાણીઓ ફરીથી તેની અભિલાષા કરે છે તેઓ મહામોહના દોષથી પછી વ્યાધિઓની લાઘવતા પણ મેળવી શકતા નથી; માટે સંપૂર્ણ રીતે વિચાર કરીને જો મનમાં નિશ્ચય થાય તોજ ઉત્તમ જનોએ કદન્નનો સર્વથા ત્યાગ કરવો ઉચિત છે."

સદ્બુદ્ધિનાં આવાં વચનો સાંભળીને તેનું મન કાંઇક દોલાયમાન થયું તેથી હવે શું કરવું તેનો તે સ્પષ્ટ નિશ્ચય કરી સકયો નહિ.

એક દીવસ મહાકલ્યાણક અન્નને ખૂબ ખાઇને બેઠા પછી તેણે લીલા માત્રથી જરા કુભોજન ખાધું. એ વખતે તેને અમૃત ભોજનવડે તૃપ્તિ થયેલી હોવાથી અને સદ્બુદ્ધિ પાસે હોવાથી તેમજ તે ભોજનમાં વાસ્તવિક ગુણો હોવાથી તેજ તેના ચિત્તમાં ગમી ગયું. તેથી તેણે વિચાર કરવા માંડયો " અહો! મારૂં કુભોજન તો બગડી ગયેલું, અત્યંત શરમ ઉપજાવે તેવું, ગંદુ, બિભત્સ, માઠાં રસવાળું, નીંદવા યોગ્ય તથા સવ દોષોના ભાજનભૂત છે! આવું ખરાબ છે છતાં પણ મને તે ભોજન ઉપરનો મોહ જતો નથી!! પરંતુ તજવું એમ તો નિશ્ચય છે,

---

૧ આનંદ. ૨ ઓછાશ.

પણ એને તજી દીધા પછી કદાચ પૂર્વની લોલ્યતાથી મને તેની સ્મૃતિ થશે તો તે પણ અત્યંત દુઃખની કરનાર છે એમ મને સદ્બુદ્ધિએ કહ્યું છે, અને તેને નહીં તજી દઉં તો દુઃખના દરિયામાં હંમેશા તણાયોજ જઉં એમ છે. તેથી હવે મારે શું કરવું? અહો, હું પાપી તેમજ સત્વ વગરનો છું! પણ નહિ! હવે આવાં મોહથી ઉત્પન્ન થતાં સંકલ્પ વિકલ્પો કરવાની શી જરૂર છે! હવે તો આ કુભોજનને હું સર્વથા તજી દઉં; પછી જે થવાનું હશે તે થશે. અથવા એમાં થવાનું શું છે! મને એ ખરાબ ભોજનની સ્મૃતિ થવાનીજ નથી, કેમકે કયો માણસ રાજ્યને પામીને પછી પોતાનાં પૂર્વના ચંડાળપણાંને સંભારે?"

આ પ્રમાણે નિશ્ચય કરીને તેણે સદ્બુદ્ધિને કહ્યું 'હે ભદ્રે! આ મારૂં ભાજન[1] લે અને તેમાંથી સર્વ કુભોજન કાઢી નાખી ધોઇને સાફ કરી આપ.'

સદ્બુદ્ધિએ કહ્યું 'ભદ્ર! આ વિષયમાં તું ધર્મબોધકરની સલાહ લે, કારણકે સારી રીતે વિચાર કરીને કરેલું કામ પણ અમુક સમય વ્યતીત થયા પછી વિક્રિયા[2] પામી જાય છે.'

સદ્બુદ્ધિના આ પ્રમાણે કહેવાથી તેને સાથે રાખીને દરિદ્રી ધર્મબોધકર મંત્રીશ્વર પાસે ગયો અને પોતાનો સર્વ વૃત્તાંત તેને જણાવ્યો. ધર્મબોધકરે કહ્યું 'તેં બહુજ સારો વિચાર કર્યો છે, પણ તારે આ બાબતમાં પાકો નિશ્ચય કરવો કે જેથી કરીને પાછળથી તું લોકોમાં હાસ્યને પાત્ર ન થાય.'

દરિદ્રીએ જવાબ આપ્યો 'હે નાથ! વારંવાર મને શા માટે આ પ્રમાણે કહો છો? આ બાબતમાં મારો નિશ્ચયજ છે. અને તે કુભોજનમાં મારૂં મન જરા પણ પ્રવર્તતું નથી.' તેનો આવો જવાબ સાંભળીને ધર્મબોધકર મંત્રીએ બીજા કેટલાક લોકોની સાથે વિચાર કરીને તેની પાસે ઠીંકરાનું પાત્ર હતું તે તજાવી દીધું, અને તે પાત્રને સારા જળવડે શુદ્ધ કર્યું; પછી તેમાં 'મહાકલ્યાણક' ભોજન સારી પેઠે ઠાંસીને ભર્યું. અને અતિશય પ્રમોદ થવાથી તેજ દીવસે તેમાં વૃદ્ધિ થવા માંડી.

---

૧ પાત્ર, વાસણ. ૨ ફેરફાર.

આ બનાવ બનવાથી ધર્મબોધકર હર્ષિત થયો, તદ્દયા હુ-રખઘેલી થઈ ગઇ, સદ્બુદ્ધિનો આનંદ અતિ વૃદ્ધિ પામ્યો અને આખું રાજમંદિર ખુશી ખુશી થઇ થયું.

તે વખતે લોકો આ પ્રમાણે બોલવા લાગ્યા "આ પ્રાણી, જેને પ્રથમ રાજા ( સુસ્થિત ) એ અવલોકયો હતો, જે ધર્મબો-ધકરનો ઇષ્ટ હતો, જેનું તદ્દયા પરિપાલન કરતી હતી, જે સદ્-બુદ્ધિથી અધિષ્ઠિત હતો અને જે નિરંતર થોડો થોડો અપથ્યનો ત્યાગ કરતો હતો, તે ત્રણે ઔષધોનું સેવન કરવાથી વ્યાધિઓનાં સમૂહથી લગભગ મુક્ત થઇ ગયો છે તેથી હવે તે 'નિષ્પુણ્યક' નથી, પરંતુ તે મહાત્મા તો 'સપુણ્યક' છે"—આ પ્રમાણે લો-કોમાં અનુવાદ[1] થવાથી તેનું તે દીવસથી 'સપુણ્યક' નામ પડયું.

પુણ્ય વિનાના પ્રાણીઓને આવી સામગ્રી ક્યાંથી મળી શકે ? કારણકે જે જન્મથીજ દરિદ્રી હોય છે તે ચક્રવર્તીપણાને યોગ્ય શી રીતે થાય ? નજ થાય.

સદ્બુદ્ધિ તદ્દયાના યોગથી તેની સાથે રાજમંદિરમાં રહેવા લાગી. તે વખત પછી 'નિષ્પુણ્યક દરિદ્રી' જે હવે 'મહાત્મા સપુણ્યક' થયો હતો તેનું શું થયું તે સાંભળો.—તે અપથ્ય સેવતો નહિ હોવાથી તેના શરીરે પ્રગટપણે કોઇ પણ પીડા થતી નહોતી. કદાચ પૂર્વના દોષોથી કાંઈ પીડા ઉત્પન્ન થતી તો તે સૂક્ષ્મજ થતી અને અલ્પકાળજ રહેતી હતી.

જેની સર્વ પ્રકારની આકાંક્ષાઓ નાશ પામી ગઈ છે અને જે લોક વ્યાપારમાં શુન્યબુદ્ધિવાળો છે તે મહાત્મા સપુણ્યક હવે દરરોજ પોતાનાં નેત્રમાં વિમળાલોક અંજન આંજતો હતો, અશ્રાંત મનથી તત્વ પ્રીતિકર પાણી દરરોજ પીતો હતો અને નિત્ય મહાકલ્યાણક નામનું ભોજન જમતો હતો, તેથી તેના શરીરમાં બળ, ધૃતિ, શાંતિ, રૂપ, શક્તિ, પ્રસન્નતા અને બુદ્ધિની તથા ઇંદ્રિયોની પટુતા નિરંતર વૃદ્ધિ પામ્યા કરતી હતી. એમ છતાં પણ તેને ઘણા રોગો હોવાથી સમ્યગ્ આરોગ્ય તો થયું

---

૧ લોકવાયકા.

નહિ, પરંતુ ત્રણે ઔષધોના સેવવાથી ફેર બહુ પડવા માંડયો. પ્રથમ તે ભૂતપ્રેત જેવો બહુજ ભયંકર દેખાવવાળો હતો તે હવે મનુષ્યના જેવા દેખાવવાળો થયો. તેના દરિદ્રીપણામાં તુચ્છતા, કલીબતા,[1] લૌલ્ય[2], શોક, મોહ, ભ્રમ વિગેરે જે જે ભાવો પહેલાં બહુ વખતથી થયેલા હતા તે ત્રણ ઔષધના ઉપભોગથી સેવનથી લગભગઃ નાશ પામી ગયા, અને તેથી તે ભાવો તેને જરા પણ બાધા કરતાં નહોતા અને તે આનંદી મનવાળો થયો હતો.

એક દીવસ અત્યંત હર્ષાત્માવાળા તેણે સદ્બુદ્ધિને પૂછયું 'હે ભદ્રે! આવાં અમુલ્ય ત્રણે ઔષધો મને શા કર્મના ઉદય-થી મળ્યા?' તેણે કહ્યું 'હે ભાઇ! જે પદાર્થો પૂર્વે દીધેલા હોય છે તે પદાર્થોજ મેળવી શકાય છે; તેથી એમ જણાય છે કે તેં પૂર્વે તે પદાર્થો કોઇને આપ્યા હશે તેથી તને આ ભવમાં મળ્યાછે.'

આવો જવાબ સાંભળીને તેણે વિચાર કર્યો 'જો કોઇને દીધેલું પાછું મેળવાય છે તો આ સર્વ પ્રકારના કલ્યાણ કરનાર ત્રણે ઔષધો યોગ્ય પાત્રને હું હવે વિશેષ કરીને દેવા માંડું જેથી જન્માંતરમાં તે પદાર્થો અક્ષયપણે મેળવી શકું.' પોતાનો આ નિશ્ચય રાજ રાજેશ્વર સુસ્થિત રાજાએ જોયો, ધર્મબોધકર ને બહુ પ્રીય લાગ્યો, તદ્દયાએ તો તેની પુજા કરી, સર્વ લોકોએ પણ તેની પ્રશંસા કરી અને સદ્બુદ્ધિને અત્યંત વલ્લભ લાગ્યો, એમ તેને જણાયું તેથી 'હું સપુણ્યક છુ અને લોકમાં ખરેખર ઉત્તમ થયો છું' એવો તેને મિથ્યાભાસ થયો. પછી તે વિચાર કરવા લાગ્યો કે 'જો મારી પાસે આવીને આ ત્રણ ઔષધો માટે કોઇ પ્રાર્થના કરશે તો તેને હું તે આપીશ'—આ પ્રમાણે તે દેવાની ઇચ્છાવાળો થઈને રહ્યો. "કોઈ પ્રાણી અત્યંત નિર્ગુ-ણી હોય તોપણ જો કોઇ મોટા માણસો તેનું ગૌરવ કરે તો તે આ અધમ દરિદ્રીની પેઠે અભિમાની થઈ જાય છે."

રાજમંદિરમાં જે જે લોકો હતા તે સર્વે ત્રણે ઔષધોનો જ ઉપયોગ કરનારા હતા અને તેની શક્તિથી સર્વ ચિંતા ર-હીત થઇને પરમેશ્વર થયા હતા. જેઓએ તરતમાંજ રાજમંદિ-

---

૧ નપુસકપણું. ૨ અતિશય ઇચ્છા, લોભ.

રમાં પ્રવેશ કર્યો હતો અને તેની જેવાજ નિર્ધન હતા તેઓ પણ બીજા માણસો પાસેથી એ ઔષધો પુષ્કળ મેળવતા હતા; તેથી તેની પાસે કોઇપણ માણસ ઔષધ લેવા આવતું નહોતું, પણ તે સપુણ્યકતો કોઈ લેવા આવે તો ઠીક એમ આકાંક્ષા રાખતો સર્વે દિશાઓમાં ચક્ષુ ફેરવ્યા કરતો હતો.

આવી રીતે ઘણા વખત સુધી રાહ જોતાં પણ જ્યારે તે ઔષધનો માગનાર કોઇપણ પ્રાણી તેને મળી આવ્યો નહિ ત્યારે તેણે હવે શું કરવું? એમ સદ્બુદ્ધિને પૂછયું. તેણે કહ્યું 'હે ભદ્ર! તારે બહાર આવીને ઘોષણા પૂર્વક ઔષધ દેવા તત્પર થવું, તેથી જો કોઈ ગ્રહણ કરનાર મળી આવે તો બહુ સારૂં થાય.' સદ્બુદ્ધિની આવી સલાહથી તેણે ઉંચે સ્વરે આઘોષણા કરી- "ભો લોકો! ગ્રહણ કરો, ગ્રહણ કરો!" તથા વળી તેના ખપવાળા જ્યાં હોય તેવાં ઘરોમાં પણ અટન કરવા માંડયું. આ પ્રમાણે આઘોષણા સાંભળીને પણ તેના જેવા અતિ તુચ્છ પ્રાણીઓજ તેની પાસેથી તે ગ્રહણ કરવા લાગ્યા. પરંતુ બીજા કેટલાક તો તે સાંભળીને ઉલટો વિચાર કરવા લાગ્યા કે—'અહો! પૂર્વે જે આ દરિદ્રી હતો તે હવે ગાંડો થઈ ગયો જણાય છે. રાજસેવકો પાસેથી ઔષધ પામીને-હવે તે ઔષધો આપણને આપવા ઇચ્છે છે!' વળી પૂર્વે પ્રમાણેની તેની ઘોષણા સાંભળીને કેટલાક તો તેની ખૂબ મશ્કરી કરવા લાગ્યા; કેટલાક તેને ઉડાવવા લાગ્યા અને કેટલાક તેના તરફ આદર રહીત થઈને પરાડ-મુખજ રહ્યા.

લોકનો વ્યાપાર તેના દાન દેવાના ઉત્સાહને ભંગ કરનારો જોઇને તેણે સદ્બુદ્ધિને કહ્યું-'ભદ્રે! આ ઔષધ મારી પાસેથી દરિદ્રીઓજ લે છે પણ કોઇ મોટાં માણસો લેતા નથી; જો કે મારી ઇચ્છા તો એવી છે કે સર્વે લોકો મારી પાસેથી તે ઔષધ ગ્રહણ કરે. હું ધારૂં છું કે તું ઘણી હુશિયાર છે, તેથી હે નિર્મળ ચક્ષુવાળી! મહાત્મા પુરૂષો મારી પાસેથી આ ઔષધ નથી ગ્રહણ કરતા તેનો હેતુ શું છે તે તું મને કહે.

આ પ્રમાણે સાંભળી-આણે મને મોટા કાર્યમાં જોડી દીધી એમ વિચારતી વિચિક્ષણ સદ્બુદ્ધિયે મહા ધ્યાનમાં પ્રવેશ કર્યો.

એ વિષયનો ઉંડો હેતુ વિચારી ચોકસ નિર્ણયપર આવીને તેણે કહ્યું 'સર્વે લોકો આ ઔષધ ગ્રહણ કરે તેવો હવે માત્ર એકજ ઉપાય છે તે એ કે-જાહેર રસ્તા ઉપર એક કાષ્ટના પત્રમાં આ ત્રણે વસ્તુઓ મૂકીને પછી વિશ્વાસયુક્ત મનથી તારે દૂર બેસી રહેવું, જેથી તારો રૈરભાવ[૧] સંભારીને જે લોકો તારી પાસેથી આ ઔષધો ગ્રહણ કરતા નથી તેઓમાંથીજ કોઈ કોઈ તેના અર્થી હશે તે પોતાની મેળેજ તે પાત્રમાંથી લઇ જશે. તેમાં એક પણ જો કોઈ ગુણવાન્ માણસ આવી જાય અને તે જો તેનાથી તરી જાય તો ઉપર રહેલા સર્વે ગુણો તને તેમજ તેને થાય. તેમાં કોઈ જ્ઞાનમય પાત્ર લઇને આવશે અથવા કોઈ તપોમય પાત્ર લઇને આવશે પણ જે પાત્ર આવશે તે તને તારશે.'

સદ્બુદ્ધિનાં આવાં સુંદર વચનો સાંભળીને તે બહુ ખુશી થયો અને તે પ્રમાણે તેણે કર્યું.

આ દરિદ્રીએ બતાવેલું ઔષધ જે પ્રાણી ગ્રહણ કરશે તે સર્વ નિરોગી થઇ જશે, કારણ કે તે ઔષધોજ નિરોગી થવાના કારણભૂત છે.

અનુકંપા તત્પરપણે જે અર્થ અહીં કહેવામાં આવ્યો છે તે ગ્રહણ કરવાનો અનુગ્રહ કરવાને ઉત્તમ જનો યોગ્ય છે.

આ પ્રમાણે સંક્ષેપથી દ્રષ્ટાંતનું પ્રતિપાદન કર્યું, હવે તેનો ઉપનય કહીએ છીએ તે સાંભળો.

## સંક્ષિપ્ત ઉપનય.

જે 'અદ્રષ્ટ મૂલ પર્યંત' નામનું નગર કથાનકમાં કહ્યું છે તે જેનો પાર દેખવામાં આવતો નથી તેવો 'સંસાર વિસ્તાર' સમજવો. મહા મોહથી હણાયેલો, અનંત દુઃખથી ભરેલો અને પુણ્ય વિનાનો એવો પૂર્વલી સ્થિતિનો મારો જીવ' તે દરિદ્રી નિષ્પુણ્યક' સમજવો. ભિક્ષાના આધારભુત તેનું ઠીકરૂં' તે આયુષ્ય અને ગુણદોષોનાં આધારભુત આ 'શરીર' સમજવું. તોફાની છોકરાઓ તે 'કુતીર્થીઓ' સમજવા. વેદનાએ કરીને જેઓ મનને પણ કિલષ્ટ કરી નાખે છે તેવા રોગો 'રાગ' વિગેરે સમજવા અને

[૧] દરિદ્રીપણું.

આજીર્ણ તે 'કર્મનો સંચય' સમજવો. ભોગ અને પુત્ર, સ્ત્રી, વિગેરે જે જે સંસારના હેતુ છે તે આ જીવને તેમાં ગૃદ્ધ[1] કરતાં હોવાથી 'કદન્ન' (કુભોજન) છે એમ સમજવું. જે 'સુસ્થિત' નામના રાજા કહ્યા તે પરમાત્મા 'જિનેશ્વર' ભગવાન્ છે એમ સમજવું. અત્યંત આનંદને ઉત્પન્ન કરનાર અને અનંત વિભૂતિથી ભરેલ રાજમંદિર તે 'જિનશાશન' સમજવું. સ્વકર્મવિવર નામે દ્વારપાળ કહેવામાં આવ્યો છે તે પોતાનાં 'કર્મનો વિચ્છેદ' સમજવો અને તેથી તે નામ તેનું ઉચિતજ છે. બીજા પણ ત્યાં પ્રવેશ કરાવનારા દ્વારપાળો છે. એમ કહ્યું તે દ્વારપાળો મોહ, અજ્ઞાન, લોભ વિગેરે સમજવા.

રાજાઓ તે 'આચાર્ય' મંત્રી તે 'ઉપાધ્યાય', યોદ્ધાઓ તે 'મહાગીતાર્થો', કામદારો તે ગણની ચિંતા કરનાર 'ગણીઓ', મુળવર્ગીઓ તે 'સામાન્ય સાધુઓ', સ્થવીરા[2] તે 'આર્યાઓ' (સાધ્વીઓ) અને સુભટો તે 'શ્રાવકો' સમજવા કે જેઓ તેમનું સર્વનું રક્ષણ કરવામાં તત્પર રહે છે. વિલાસીનીનો સમૂહ તે ભક્તિવાન્ 'શ્રાવિકાઓ' સમજવી. શબ્દાદિક વિષયોનાં આનંદનું અહીં વર્ણન કરવામાં આવ્યું છે તે ધર્મના પ્રભાવથી શબ્દાદિક પણ સુંદર પ્રાપ્ત થાય છે એમ સમજવું. ધર્મબોધકર મંત્રીશ્વર તેમને ધર્મના પ્રતિબોધ કરનાર 'આચાર્ય' મહારાજ સમજવા, અને તદ્દયા તે તેમની આરી ઉપર થયેલી 'મહાકૃપા' સમજવી. વિમળાલોક અંજન તે 'જ્ઞાન' જાણવું. તત્વપ્રીતિકર પાણી તે સમ્યકત્વ 'દર્શન' જાણવું અને મહાકલ્યાણક નામનું પરમાન્ન તે 'ચારિત્ર' જાણવું. સદ્બુદ્ધિ તે સારે માર્ગે પ્રવર્તાવનારી 'સારી બુદ્ધિ' સમજવી. ત્રણ વસ્તુઓથી યુક્ત કાષ્ટ પાત્ર તે આ કહેવાતી 'કથા' સમજવું.

આ પ્રમાણે ટુંકામાં સામાન્ય યોજના કરી, હવે વિશેષ યોજના ગદ્યમાં કરીએ છીએ.[3]

---

1 આસક્ત. 2 ડોશીઓ. 3 મૂળગ્રંથમાં અહીંસુધી પદ્યબંધ રચનાછે ત્યારપછી ગદ્યબંધ રચનામાં વિસ્તારયુક્ત ઉપનય બતાવેલોછે.

## દાર્ષ્ટાંતિક અર્થ. ( ઉપનય )

તત્વવેદી પુરૂષો અનેક જીવોના કલ્યાણ માટે જોડાયલા હોવાથી તેઓના મનમાં પ્રયોજન વગર કાંઇપણ વિકલ્પ[1] થાય નહિ. કદાચિત્ અભાવિત અવસ્થામાં[2] તેવો વિકલ્પ થઇ જાય તોપણ તેઓ નિમિત્ત વગર તેનું ઉચ્ચારણ કરે નહિ. કદાચ અતત્વજ્ઞ પુરૂષોમાં રહેવાથી નિમિત્ત વગરનું કાંઇ બોલાઈ જાય તોપણ તેઓ હેતુ વગર ચેષ્ટા તો કરેજ નહિ; કદાચ કારણ વગર ચેષ્ટા કરે તોપણ તત્વ નહિ જાણનાર પ્રાણીઓના સમૂહમાં અવિશેષપણે તત્વ વિદ્વત્તા ફેલાવે——આવો તત્વજ્ઞ પુરૂષોનો માર્ગ છે.

તેટલા માટે તત્વજ્ઞ પુરૂષોમાં પોતાનો અંતર્ભાવ ઇચ્છનારા સર્વે પ્રાણીઓએ પોતાના વિકલ્પ[1] જલ્પ[3] અને આચરણનું[4] સાર્થકપણું હમેશાં યત્ન પૂર્વક વિચારવું, અને વિચારવા સાથે વળી તે વાત પણ તત્વ જાણનારાને સંભળાવવી જેથી કોઇ પ્રાણીએ અથવા તે કહેનાર નકામા વિકલ્પ જલ્પ અને આચરણમાં સાર્થકબુદ્ધિ માનતા હોય તો તેમને તેઓ વારે (અટકાવે).

આ પ્રમાણે હોવાથી હું પણ ઉપર પ્રમાણે કરેલી પ્રવૃત્તિનું સાર્થકપણું જણાવું છું. (અહીં કથા લખવારૂપ પ્રવૃત્તિ સમજવી.) ઉપમિતિ ભવપ્રપંચ કથા કહેવા ઇચ્છનારા મેં પ્રારંભમાં આ દ્રષ્ટાંત[2] આપ્યું છે અને તે તમે ધારણ કર્યું છે (એટલે કે વાંચ્યું છે અથવા સાંભળ્યું છે) તો હવે હે ભવ્ય પ્રાણીઓ ! મારા અનુરોધે કરીને તેનો દાર્ષ્ટાંતિક અર્થ (ઉપનય) કહું છું તે સર્વ પ્રકારના વિક્ષેપ તજી દઇને સાંભળો.

[2] પ્રથમ 'અદ્રષ્ટમૂલપર્યંત' નામનું નગર અનેક પ્રાણીઓ-

---

૧ વિચાર, ૨ અજાણપણામાં, ૩ વચન, ૪ કાયાનું પ્રવર્તન.

૨ અહિંથી ઉપનય ઉતારવામાં આવ્યો છે, દ્રષ્ટાંત અને તેને મળતો ભાગ સાથે રાખીને વાંચવાથી બહુજ લાભ થશે અને કર્ત્તાની ખુબી સમજાશે; દ્રષ્ટાંત પૃષ્ટ ૧૩ થી શરૂ થાય છે. આ ઉપયના દરેક ભાગને ધ્યાન રાખીને વાંચવા ભલામણ કરવામાં આવે છે.

થી પૂર્ણ અને સનાતન (અનાદિ) કહ્યું છે તે આ અનાદિ અનંત, અવિચ્છિન્ન રૂપવાળો અને અનંત પ્રાણીઓના સમૂહથી ભરેલો સંસાર સમજવો.

આ નગરનું નગરપણું કહ્યું તે યોગ્ય છે—તે નગરમાં જે ધવળ ગૃહની પંક્તિ કહી હતી તે અહીં દેવલોકાદિ ઉત્તમ સ્થાનો છે. દુકાનની શ્રેણી તે એક જન્મથી બીજે જન્મ લેવારૂપ ઉત્તરોત્તર જન્મ પંક્તિ છે, જુદા જુદા પ્રકારના કરિયાણા તે નાના પ્રકારના સુખ દુઃખો છે. અને કરિયાણાના જેવીજ કીંમત પુણ્ય અને પાપની સંસારમાં થાય છે. તે નગરીમાં જુદા જુદા ચિત્રોથી ચિત્રેલાં ઉજ્વળ દેખાતા દેવમંદિરો કહ્યા છે તે આ સંસારરૂપ નગરમાં સુગત,[1] કણભક્ષ,[2] અક્ષપાદ,[3] કપિલ[4] વિગેરે એ બતાવેલા કુમતો છે. તેઓ માત્ર બહારની શોભાથી મોહ પામનારા અને આગળ પાછળનો વિચાર નહિ કરનારા મુગ્ધ પ્રાણિઓનાં ચિત્તને આકર્ષે છે અને અત્યંત હર્ષિત, તેમજ વાચાળ (બોલકા) દ્દષ્ટાંત બાલજીવો[5] તેમાં આનંદ માને છે.

---

૧ બૌધ—તેનો મત પ્રસિદ્ધ છે, તેઓ ક્ષણિક વાદી છે.

૨ કણાદ—વૈશેષિક દર્શનના પ્રણેતા—પરમાણુ વાદિના નામથી ઓળખાય છે.

૩ ગૌતમ—ન્યાય—નૈયાયિક દર્શનના પ્રણેતા.

વૈશેષિક અને નૈયાયિક દર્શનમાં ફેર એટલોજ છે કે ન્યાય દર્શનવાળા ૧૬ પદાર્થ માને છે અને વૈશેષિક ૭ પદાર્થો માને છે. અને 'વિશેષ' ઉપર બહુજ ભાર મૂકે છે.

૪ કપિલ—સાંખ્ય દર્શનના પ્રણેતા—

સાંખ્યદર્શન ૨૫ તત્વો માને છે અને પુરૂષ તથા પ્રકૃતિ માને છે, સૃષ્ટિ કર્તા ઇશ્વર માનતા નથી.

પાંચમાં દર્શનમાં જૈમિનિ આવે છે જે મિમાંસા દર્શનના સ્થાપનાર છે,

૫ અજ્ઞાની જીવો,

પૂર્વોક્ત નગરમાં ઉંચા ઉંચા કિલ્લાઓ કહ્યા તે સંસારમાં ક્રોધ, માન, માયા અને લોભ એ ચારે કષાયો છે, કારણ કે જેમ કિલ્લાઓથી જીતવા આવેલા શત્રુઓનાં ચિત્તને ઉદ્વેગ થાય છે તેમ ક્રોધાદિક કષાયોથી વિવેકી લોકોનાં મનને પણ ઉદ્વેગ થાય છે; વળી તે નગરમાં અલંધ્ય ખાઇ કહી તે રાગ દ્વેષથી ઉત્પન્ન થયેલી તૃષ્ણા સમજવી, કારણ કે ખાઇ ઉલંઘન કરવા માટે શત્રુઓને મહા મુશ્કેલી પડે છે અને જેમ ખાઇ નગર ફરતી ફરી વળે છે તેમ તૃષ્ણા પણ મહા મોહવડેજ[1] લંઘ્ય છે અને તેથીજ તે વ્યાપ્ત છે. તથા વળી જે પ્રાણીઓ તૃષ્ણા કરે છે તેને તે ઘેરી લે છે. તે નગરમાં મોટા સરોવરો કહ્યા તે સંસારરૂપ નગરમાં શબ્દ વિગેરે પાંચે ઇંદ્રિયોના વિષયો છે, કારણ કે જેમ મહા સરોવરો જળથી પૂરાં ભરાઇ શકાતા નથી તથા બહુજ ઉંડા હોય છે તેમ ઇંદ્રિયના વિષયો પણ વિષયરૂપી જળથી ભરી શકાતાજ નથી (એટલે વિષયના ભોગવનારને તૃપ્તિ થતીજ નથી) અને અતિ ગહન છે એટલે કે તેના મૂળને પહોંચવું તે અતિ મુશ્કેલ કામ છે.

અદ્રષ્ટ મૂલ પર્યંત નગરમાં કિલ્લા નજીક અતિ ઉંડા ઘોર અંધકાર કુવાઓ કહ્યા તે આ સંસાર નગરમાં વહાલાનો વિયોગ, અનિષ્ટનો સંયોગ, સ્વજનોનાં મરણ, ધનનું હરણ વિગેરે ભાવો સમજવાં, કારણ કે જેમ કુવાઓમાં પ્રબળ જળકલ્લોલ થાય છે અને શકુનોને[2] કુવાઓ આધારભૂત હોય છે તેમ ઉપર કહેલાં ભાવો પણ પ્રબળ જળ કલ્લોલ (તે વખત આવતાં રૂદન, શોક, ખેદાદિક ભાવો) થી આકુળ વ્યાકુળ છે અને છુટા પડેલા પ્રાણીઓના શકુનનો[3] તે આધારભુત છે. તે નગરમાં અતિ વિસ્તીર્ણ આરામ વનો કહ્યા છે તે સંસારરૂપ નગરમાં પ્રાણીઓના દેહ સમજવા, કારણ જેમ એ આરામ વનો અજાણ પંથી વિગેરેને ત્રાસના હેતુ છે અને તેઓનું મૂળ[4] પામી શકાય નહિ

---

1 મહા મોહજ એક તે કરતાં વધે તેમ છે. 2 પક્ષી. 3 શબ્દ. 4 શરૂઆત.

એટલા લાંબાં હોય છે તેમ જંતુ દેહો પણ ઇંદ્રિય અને મનરૂપી તીવ્ર દંશવાળા આખાઓનાં સ્થાનક ભૂત હોવાથી ત્રાસ હેતુ છે અને સ્વકર્મરૂપી વિવિધ વૃક્ષોનાં કુસુમ અને ફળોથી ભરેલા છે તેથી તેનું મૂળ[1] પણ પામી શકાતું નથી. આ પ્રમાણે જેમ અદ્રષ્ટ મૂલ પર્યંત નગર અનેક આશ્ચર્યોથી ભરેલું વર્ણવ્યું છે તેમજ આ સંસારમાં પણ અનેક ચમત્કારો માલુમ પડે છે.

તે નગરમાં જે 'નિષ્પુણ્યક' નામનો દરદ્રી કહ્યો તે આ સંસાર નગરમાં સર્વજ્ઞ શાસનની પ્રાપ્તિ પહેલાં—રખડતો મારો[2] જીવ જાણવો, અને તે મારો જીવ તે વખત પુણ્યરહિત હોવાથી તેનું 'નિષ્પુણ્યક' નામ યથાર્થ છો. તે દ્રમક મોટા પેટવાળો કહેવામાં આવ્યો છે તેમ આ જીવ પણ વિષયરૂપ કુભોજનવડે કદી પણ તૃપ્ત થતો નહીં હોવાથી મહોદરજ છે. જેમ તે રાંકના સર્વ સગા સંબંધીઓ નાશ પામેલા હતા તેમ આ જીવ પણ અનાદિ કાળથી ભવભ્રમણ કરે છે, જે દરમ્યાન તે એકલો ઉત્પન્ન થાય છે, એકલો મરણ પામે છે અને એકલો પોતાની કર્મ પરિણતી પ્રમાણે સુખ દુઃખો અનુભવે છે તેથી પરમાર્થથી કોઈ પણ તેના સગા સંબંધી નથી.

જેમ તે દ્રમક દુર્બુદ્ધિ હતો તેમ આ જીવ પણ અતિ દુર્બુદ્ધિ છે, કારણ કે અનંત દુઃખોના હેતુભૂત વિષયાદિકને મેળવીને સંતોષ માને છે અને જે પરમાર્થથી શત્રુભૂત એવા ક્રોધાદિક કષાયોને સગાની જેમ સેવે છે; પરમાર્થથી અંધપણા જેવા મિથ્યાત્વને શુભ દ્રષ્ટિરૂપ ગણે છે; અવિરતી જે નરકમાં પડવાના કારણભૂત છે તેને આ જીવ પ્રમોદનું કારણ માને છે; અનેક પ્રકારના પ્રમાદો જે બહુ પ્રકારના અનર્થોને કરે છે તેને આ

---

૧ ઉત્પત્તિ.

૨ ગ્રંથકાર મહાત્મા સિદ્ધર્ષિ ગણી પોતાની જાતને કેટલી હદ સુધી નિંદે છે તે અનુકરણીય છે, દરેકે પોતાને માટે પણ એજ રીતે સમજવાનું છે.

જીવ વહાલા મિત્રો ગણીને તેઓ તરફ જીએ છે; મન, વચન અને કાયાના દુષ્ટ યોગો જેઓ ધર્મરૂપી ધનને હરણ કરનારા હોવાથી ચોર તુલ્ય છે તેને આ જીવ બહુ પ્રકારનું ધન ઉપાર્જન કરી આપનારા પુત્રો જેવા માને છે; પુત્ર, સ્ત્રી, ધન, કનક વિગેરે વાસ્તવિક રીતે સખત બંધનની ઉપમાને યોગ્ય છે તેને આ જીવ પુષ્કળ આનંદના હેતુ માને છે-તેથી આ જીવ અત્યંત દુર્બુદ્ધિ છે.

જેમ તે દરિદ્રી દારિદ્રથી હણાયેલો હતો તેમ આ જીવ પણ, સદ્ધર્મરૂપી ધનની કોડી પણ પાસે નહિ હોવાથી, દારિદ્રની મૂર્ત્તિજ છે.

જેમ તે દ્રમક પુરૂષાર્થ રહિત હતો તેમ આ જીવ પણ પુરૂષાતનથી રહિત છે કારણ કે પોતાનાં કર્મોનો ઉચ્છેદ કરવાને તેનામાં વીર્ય[1] નથી.

જેમ તે દ્રમકનું શરીર ભુખથી કૃશ થઇ ગયું હતું તેમ આ જીવ પણ વિષયની ભુખથી તૃપ્ત નહીં થયેલ હોવાથી અત્યંત કૃશ શરીરવાળો છે.

જેમ તે દ્રમકને અનાથ કહ્યો તેમ આ જીવને પણ સર્વજ્ઞ રૂપ નાથ મળેલા નહિં હોવાથી તે અનાથજ છે.

ભૂમિ ઉપર શયન કરવાથી તે દ્રમકનાં પડખાં તથા વાંસો છોલાઈ ગયાં હતાં તેમ આ જીવ હંમેશાં અત્યંત આકરાં પાપો રૂપી ભૂમિમાં આળોટતો હોવાથી તેનાં સર્વે [2]અંગોપાંગ દબાઈ ગયેલાં છે, જેમ તે દ્રમકનું આખું શરીર ધૂળથી મલીન થઈ ગયેલું હતું તેમ નિરંતર બંધાતાં પાપકર્મોના પરમાણુરૂપી ધુળથી આ જીવનું આખું શરીર પણ મલીન છે.

તે ભીખારીએ જેમ ફાટેલ તુટેલ લુગડાં પહેર્યાં હતાં તેમ આ જીવની આકૃતિ પણ મોહની કળાઓને સૂચવનારી નાની નાની ધ્વજાઓથી વીંટાએલી છે અને અત્યંત ભયંકરરૂપ ધારણ કરે છે. તે દ્રમક જેમ નિંદનીક હતો તેમ આ જીવ પણ વિવેકના આવાસભુત સજ્જન પુરૂષોથી નિંદાય છે અને તે દ્રમકને જેમ

૧ શક્તિ, ૨ જ્ઞાન, દર્શનરૂપી અંગો.

દીન કહેવામાં આવ્યો છે તેમ આ જીવ પણ ભય, શોક વિગેરે ક્લિષ્ટ[1] કર્મોથી પરિપૂર્ણ હોવાને લીધે અત્યંત દીન છે.

જેમ તે દ્રમક અદૃષ્ટ મુલ પર્યંત નગરમાં ભિક્ષા માટે ઘેર ઘેર ફર્યા કરતો હતો, તેમ આ જીવ પણ સંસારરૂપ નગરમાં એક જન્મથી બીજા જન્મમાં જવારૂપ ઊંચા નીચાં ઘરોમાં વિષયરૂપી આશા પાસથી બંધાઇને અનાદિ કાળથી ભ્રમણ કર્યા કરે છે. તે દ્રમક પાસે ભિક્ષા લેવા માટે ખોખરૂં ઠીકરાનું ભાજન હતું એમ કહ્યું છે તે ભાજન સ્થાને આ જીવનું આયુષ્ય સમજવું કે જે વિષયરૂપી કુભોજનનું તેમજ સદા કલ્યાણ કરનાર ચારિત્ર વિગેરેનું આશ્રય સ્થાન છે; તેનેજ લઇને આ જીવ વારંવાર સંસાર નગરમાં પરિભ્રમણ કર્યા કરે છે.

તે રાંક ભિક્ષુકને તોફાની છોકરાઓ વારંવાર લાકડી, મુક્કીઓ તથા લોઢાના સળીઆથી પ્રહાર કરીને તેના શરીરને જર્જરીભૂત કરી નાંખતાં હતા તેવીજ રીતે આ જીવના સબંધમાં તોફાની છોકરાઓ તે કુવિકલ્પો સમજવા, અથવા તેવા કુવિકલ્પ કરાવનાર કુતર્કવાળા પુસ્તકો અથવા તેવા ગ્રંથના ઉપદેશક કુતીર્થીઓ સમજવા. તે કુતીર્થીઓ જ્યારે જ્યારે આ રાંક જીવને જુએ છે ત્યારે ત્યારે કુહેતુરૂપી હજારો મુદ્ગરના પ્રહાર કરવાવડે આ જીવના તત્વાભિમુખ શરીરને જર્જરીભૂત કરી નાંખે છે, તેવો જર્જરીત શરીરવાળો થયેલો આ જીવ કાર્ય અને અકાર્યનો વિવેક[2] જાણી શકતો નથી, ભક્ષ્ય[3] અભક્ષ્યને ઓળખતો નથી, પેય[4] અપેયના સ્વરૂપને વિચારતો નથી, તજવા યોગ્ય વસ્તુ તથા આદરવા યોગ્ય વસ્તુઓના વિભાગને સમજતો નથી અને પોતાને કે પરને ગુણ દોષના નિમિત્ત તે શું શું છે તે તરફ લક્ષ આપતો નથી; વળી કુતર્કોવડે પોતાના ચિત્તને ભ્રાંત કરીને પછી વિચારે છે કે—"પરલોક નથી, શુભ અશુભ કર્મોનું કાંઇ ફળ થતું નથી, આત્માજ સંભવતો નથી, સર્વજ્ઞ કોઇ જણાતું નથી, તેમ તેમણે ઉપદેશેલો મોક્ષમાર્ગ હોય તેવું પણ જણાતું નથી."

1 પીડાકારી. 2 ભેદ, 3 ખાવા યોગ્ય, 4 પીવા યોગ્ય

આ પ્રમાણે શુદ્ધ તત્વથી પરાડ્મુખ ચિત્તવાળો થઈ તે પ્રાણીઓની હિંસા કરે છે, અસત્ય બોલે છે, પરધનની ચોરી કરે છે, પરસ્ત્રી સાથે મૈથુન સેવે છે, પરિગ્રહને વધાર્યા કરે છે, પોતાની ઇચ્છા પ્રમાણે પણ પરિમાણ કરતો નથી, માંસ ભક્ષણ કરે છે, દારૂ પીએ છે, સદુપદેશ ગ્રહણ કરતો નથી, કુમાર્ગોને પ્રકાશીત કરે છે, વંદનીયની નિંદા કરે છે, અવંદનીયને નમે છે, પોતાના અને પારકાનાં ગુણદોષના નિમિત્ત કારણ તરફ દોડે છે, પારકાં અવર્ણવાદ બોલે છે અને સર્વ પ્રકારના પાપોને આચરે છે.

આ પ્રમાણે પાપાચરણ કરીને આકરાં કર્મો બાંધે છે, અને તેથી નરકમાં પડે છે. નરકમાં કુંભીપાકમાં રંધાય છે, કરવતવડે વેરાય છે, વજ્રના જેવા કાંટાઓથી વ્યાપ્ત શાલ્મલીના વૃક્ષ ઉપર તેને ચડાવવામાં આવે છે, ચીપીઆઓવડે મોઢું ઉઘાડીને તપાવેલું શીસું તેના મોઢામાં રેડવામાં આવે છે, પોતાનુંજ માંસ ખાય છે, અત્યંત તપાવેલા ભાઠાઓમાં ભુંજાય છે, પરૂ, ચરબી, રૂધીર, કલેદ, મુત્ર અને આંતરડાંથી અત્યંત ભયંકર વૈતરણી નદી તરે છે, અને તરવારની જેવી અણીવાળાં પાંદડાંઓથી ભરેલાં વૃક્ષોનાં વનોમાં પોતાના પાપવડે છેદાય છે. આ બધી પીડાઓ પરમાધાર્મિક જાતિના અસુરો કરે છે.

---

૧ નમસ્કાર કરવા યોગ્ય.

૨ નારકી સાત છે, તે દરેકમાં જીવો જ્યાંસુધી જીવે ત્યાં સુધી દુઃખજ અનુભવે છે, નારકીમાં વેદના ત્રણ પ્રકારની હોય છે, ક્ષેત્ર વેદના, અન્યોઅન્ય વેદના અને પરમાધામિકૃત વેદના.

પ્રથમ ક્ષેત્ર વેદના—તેમા નરકાવાસા બે પ્રકારના છે, શીત અને ઉષ્ણ, તે બન્ને પ્રકારના નરકાવાસમાં શીત અને તાપની વેદના અસહ્ય છે. તેનો ખ્યાલ આવવો મુસ્કેલ છે. વળી નારકીના દેહના પરમાણુઓ પણ તેને અનેક પ્રકારે દુઃખદાયી હોય છે. શીત અને ઉષ્ણ વેદના ઉપરાંત બીજી ક્ષેત્ર વેદના આઠ પ્રકારની છે, ભૂખ મટે નહિ, તૃષા મટે નહિ, ખરજ મટે નહિ, પરવશ રહે, હંમેશા તીવ્રજ્વર રહે, શરીર તાપમય હોય,

વળી નરકમાં સર્વ પુદ્‌ગળોનું ભક્ષણ કરવાથી પણ તેની ક્ષુધા તૃપ્ત થતી નથી, સર્વ સમુદ્રના જળનું પાન કરવાથી પણ તૃષા શાંત થતી નથી, ટાઢની વેદનાવડે પરાભવ પામે છે, અત્યંત તાપથી કદર્થના પામે છે અને બીજા નારકીઓ અનેક પ્રકારના દુઃખો આપે છે. આવા પ્રકારના મહા દુઃખમાં પડેલો જીવ આકુલ વ્યાકુલ થઇને 'હે માતા! રક્ષણ કર! હે નાથ! રક્ષણ કરો, રક્ષણ કરો' એમ આક્રોશ કર્યા કરે છે પણ તે સ્થાનકે તેના ગાત્રનું રક્ષણ કરનાર કોઈ હોતું નથી અથવા કોઇ રક્ષણ કરી શકતું નથી.

મહા મુશ્કેલીએ તે નારકીમાંથી નીકળીને તિર્યંચ ગતિમાં જાય છે તો ત્યાં પણ અનેક પ્રકારના દુઃખો ખમે છે;—તેની પાસે પુષ્કળ ભાર ઉપડાવે છે, લાકડી વિગેરેથી તેને માર મારવામાં આવે છે, તેના કાન અને પૂછડું વિગેરે છેદવામાં આવે છે, કૃમિ વિગેરે હજારો જીવ તેને ખાઇ જાય છે, ભુખ સહન કરે છે, પિપાસાથી મરણપ્રાય થઈ જાય છે અને તેવી અનેક પ્રકારની પીડાઓથી ત્રુટી જાય છે.

કોઈ વખત એ જીવ મનુષ્ય ભવ પામે છે તો ત્યાં પણ ઘણા દુઃખો ખમે છે—વ્યાધિઓ તેને કલેશ પમાડે છે, વૃદ્ધાવસ્થાના વિકારો તેને શિથીળ કરી નાંખે છે, દુર્જન મનુષ્યો તેને દુઃખ દે છે, વહાલાના વિયોગો વિહ્વળ કરી મૂકે છે, અનિષ્ટ સંબંધ ઘેરી લે છે, ધનહરણ રાંક બનાવી દે છે, સ્વજનના મરણો તેને આકુળ વ્યાકુળ કરી મૂકે છે, અને આવી જુદા જુદા પ્રકારની પીડાઓ તેને વિહ્વળ કરી નાખે છે.

---

ભય બહુજ હોય તથા શોક બહુજ હોય, આવી રીતે ક્ષેત્ર વેદના દશ પ્રકારની છે.

અન્યોન્યકૃત વેદના—વૈક્રિય શક્તિથી અનેક રૂપો કરી તથા અનેક હથિયારો વિકુર્વી, પરસ્પર લડે છે તથા પ્રહાર કરે છે તે બીજી અન્યોન્ય વેદના.

પરમાધાર્મિકૃત વેદના—આ વેદનાનું કાંઇક સ્વરૂપ ગ્રંથકારે ઉપર આપ્યું છે તેથી જાણી લેવું, આ સર્વ સામાન્ય પ્રકારે ખ્યાલ આપવા માટે લખ્યું છે, પણ તેનું તાદાત્મ્ય વર્ણન વાચતાં કંપારી છૂટે છે.

કદાચ એ જીવ દેવતાનો જન્મ પામે છે તો ત્યાં પણ જુદા જુદા પ્રકારની પીડાઓથી પીડાય છે—ઇંદ્રાદિકના હુકમો તેને પરવશપણે માનવા પડે છે, બીજા દેવોનો ઉત્કર્ષ જોઇને તેને ખેદ થયા કરે છે, પૂર્વ ભવમાં આચરેલા પ્રમાદનાં સ્મરણથી તેને દુઃખ ઉત્પન્ન થાય છે,[૧] પોતાને સ્વાધીન નહિ એવી પારકી દેવાંગનાઓની પ્રાર્થના કરતાં તે દુઃખાય છે, તેનો સંયોગ કેમ થઇ શકશે તેના વિચારથી નિરંતર તેનાં મનમાં શલ્ય રહ્યાં કરે છે, મહર્ધિક દેવતાઓથી નિંદાય છે, પોતાનો ચ્યવન[૨] સમય નજીક જાણે છે ત્યારે વિલાપ કરે છે, મૃત્યુ નજીક આવ્યું જાણી અત્યંત આક્રંદ કરે છે અને છેવટે સર્વ પ્રકારના અશુચિના સ્થાનરૂપભૂત ગર્ભરૂપી કાદવમાં પડે છે.

"સર્વ અંગે ઘા વાગેવાથી વિહ્વળ થઇને દીનતાના વિક્રોશથી વિકળ થઇ હે માતા! રક્ષણ કર" એમ તે દરિદ્રીનાં વર્ણનમાં કહેવામાં આવ્યું છે તે આ જીવના સંબંધમાં પણ સરખું જ સમજવું; કારણ કે આ જીવ પણ નરકાદિક ચાર ગતિનાં દુઃખોને અનુભવતો વારંવાર નિસાસા મૂકે છે અને વારંવાર વિહ્વળ થાય છે. આ સર્વ અનર્થોનું કારણ પોતાના કુવિકલ્પો, તેને સંપાદન કરાવનાર કુમતના ગ્રંથો અને તે ગ્રંથના પ્રણેતા કુતીર્થીઓ છે.

તે ભીખારીના શરીરમાં ઉન્માદ વિગેરે રોગો કહ્યા છે તે આ જીવના સંબંધમાં મહા મોહાદિક સમજવા. જેમ તે ભિક્ષુકને ઉન્માદ છે તેથી સર્વ પ્રકારના અકાર્યોમાં પ્રવૃત્તિ કરે છે તેમ આ જીવ પણ મોહ અને મિથ્યાત્વના ઉન્માદથી સર્વ પ્રકારનાં ન કરવા યોગ્ય કાર્યોમાં પ્રવૃત્તિ કરે છે,—તેથી ઉન્માદ તે મિથ્યાત્વ છે. જેમ જ્વરથી[૩] સર્વ અવયોમાં તાપ[૪] ચઢે છે તેમ રાગથી સર્વ અવયવોને તાપ[૫] થાય છે તેથી જ્વર તે 'રાગ' છે. દ્વેષ શૂળની[૬]

૧ દેવતાઓને અવધિજ્ઞાન અથવા વિભંગ જ્ઞાન હોય છે, તેથી તેઓ પૂર્વકૃત કૃત્યો તથા આગામી કાળના બનાવો ઉપયોગ દેવાથી જોઇ-જાણી શકે છે.
૨ કાળ કરીને બીજી ગતીમાં જવું તે. ૩ તાવ. ૪ ગરમી. ૫ પીડા.
૬ પડખામાં ચાસકા નીકળે છે તે વ્યાધિ.

જેમ હૃદયમાં ગાઢ વેદના કરે છે તેથી શૂળ તે 'દ્વેષ' છે. ખસથી જેમ ખરજ આવ્યા કરે છે તેમ કામથી તીવ્ર વિષયની ઇચ્છારૂપી ખરજ આવે છે તેથી ખસનો વ્યાધિ તે 'કામ' (વિષય) છે. 'ગળતા કુષ્ટથી' જેમ લોકો જુગુપ્સા કરે છે અને ચિત્તમાં ઉદ્વેગ થાય છે તેવીજ રીતે દીનતાથી પણ નિંદા થાય છે અને ચિત્તને ઉદ્વેગ થાય છે તેથી ગળતો કોઢ તે 'દીનતા' છે.

આંખના વ્યાધિથી જેમ દૃષ્ટિનો નાશ થાય છે તેમ અજ્ઞાનથી વિવેક રૂપ દૃષ્ટિનો નાશ થાય છે તેથી નેત્રનાં રોગો તે 'અજ્ઞાન' છે. જળોદરથી જેમ ઉત્સાહનો નાશ થાય છે[1] તેમ પ્રમાદથી પણ શુભ અનુષ્ઠાનોમાં ઉત્સાહ થતો નથી તેથી જળોદરનો વ્યાધિ તે 'પ્રમાદ' સૂચક છે.

આ પ્રમાણે મિથ્યાત્વ, રાગ, દ્વેષ, વિષયેચ્છા, દૈન્ય, અજ્ઞાન, પ્રમાદ વિગેરે ભાવ રોગો આ જીવને દુઃખ દીધાજ કરે છે, તેથી મુંઝાઇને આ જીવ કાંઈ પણ શુભ વિચાર કરી શકતો નથી અને ઉપર જણાવેલ ભક્ષ્યાભક્ષ્ય પેય અપેય વિગેરે કોઈ પણ ભેદને સમજવા ન દેનાર મહા અજ્ઞાનને પણ તે જાણી શકતો નથી. અને તેથી 'પરલોક નથી, શુભ અશુભ કર્મોનું ફળ નથી' વિગેરે જે વિકલ્પો કરે છે તેને ઉત્પન્ન કરનારા સહકારી કારણ પણે કુતર્ક ગ્રંથાદિક તે બાહ્ય કારણ છે અને રાગ દ્વેષ, મોહ વિગેરે તેના અંતરંગ ઉપાદાન કારણ છે, તેથી સર્વ પ્રકારના ગાઢતર અનર્થોને પરમાર્થથી રાગ દ્વેષ વિગેરેજ ઉત્પન્ન કરે છે. કુશાસ્ત્ર સંસ્કારાદિક તો કોઈ કોઇ વખતજ ઉત્પન્ન થાય છે અને રાગ દ્વેષ વિગેરે તો અનર્થો ઉત્પાદન કરવામાં હંમેશાં હાજરજ રહે છે. વળી કુદર્શનના ઉપદેશનું શ્રવણ, અનર્થ પરંપરાનું કારણ થાય અથવા ન પણ થાય એમ તેમાં વ્યભિચાર[2] છે, પરંતુ રાગ દ્વેષ વિગેરે તો જરૂર અનર્થ રૂપી કુવામાં પાડે છે; તેથી તે વિષયમાં જરાપણ વ્યભિચાર નથી. કારણ કે રાગ દ્વેષથી પરાભવ પામેલો આ જીવ અજ્ઞાન અંધકારમાં પ્રવેશ કરે છે, અનેક પ્રકારના

---

૧ જળોદર થાય તેને ઉઠવું બેસવું ગમતું નથી. ૨ વિકલ્પ.

વિપર્યાસ ભાવવાળા વિકલ્પો કરે છે, સેંકડો ન કરવા યોગ્ય અનુષ્ઠાનોનું આચરણ કરે છે અને મહા આકરાં કર્મોનો સમૂહ એકઠો કરે છે; પછી તે કર્મોના વિપાકોદયથી કોઈ વખત દેવગતિમાં ઉત્પન્ન થાય છે, કોઈ વખત મનુષ્ય ગતિમાં ઉત્પન્ન થાય છે, કોઈ વખત પશુભાવ પામે છે, કોઇ વખત મહા નારકીમાં પડે છે; અને તેવીજ રીતે અરઘટ્ટ ઘટિકા ન્યાયથી[1] મહા દુઃખ રૂપ ચારે ગતિમાં અનુભવ મેળવી મેળવીને વારંવાર પરાવર્તન કર્યા કરે છે. ( જે ચારે ગતિનાં દુઃખનું કાંઈક સ્વરૂપ ઉપર બતાવવામાં આવ્યું છે ). તેથી ભિક્ષુકના વર્ણનમાં 'તેને ટાઢ, તડકો, ડાંસ મચ્છર, ભુખ વિગેરે ઉપદ્રવો પીડે છે અને તેથી મહા ઘોર નારકીના જેવી વેદનાને અનુભવે છે' એમ કહેલું છે તે સર્વ આ જીવના સંબંધમાં ઉપર પ્રમાણે યથાસ્થિત ઘટાવવું. આજ કારણથી તે સ્થાનકે કહ્યું છે કે " જો તે દૃષ્ટિ પથમાં આવે તો સજજન પુરૂષોને મહા કૃપાનું સ્થાન થઇ પડે, માની પુરૂષોને હાસ્યનું સ્થાન થઇ પડે, બાળકોને ક્રીડાનું સ્થાન થઇ પડે, અને પાપ કર્મો કરનારાને દ્રષ્ટાંત રૂપ થઇ પડે" તે સર્વ આ જીવના સંબંધમાં પણ યોજવું; તે આ પ્રમાણે—

અત્યંત સાત્મીભૂત થઇ ગયેલાં શાંત સુખમાં મગ્ન એવા ભાવ ઐશ્વર્ય યુક્ત સુસાધુઓ, આ જીવને નિરંતર અસાતા વેદનીય કર્મરૂપ સંનિપાતથી યુક્ત જુએ છે તે વખત તેઓનું ચિત્ત કલેશ પામે છે અને સર્વ જીવો ઉપર સર્વદા કરૂણા ભાવના ભાવતા હોવાથી તેમને આ દરિદ્રી જીવ ઉપર કૃપા (કરૂણા) આવે છે. વીર રસથી તપસ્યા કરવામાં ઉદ્યમવંતા અને સરાગ સંયમી મુનિઓને આ જીવ હાસ્ય કરવા યોગ્ય થઇ પડે છે; કારણ કે તેઓ વિચાર કરેછે કે 'ધર્મ' પુરૂષાર્થ સાધવામાં વિકળ એવા આ જીવનું પુરૂષાર્થ શા કામનું છે? આ પ્રમાણે વિચારીને તેઓ તેના તરફ અનાદર દ્રષ્ટિથી જુએ છે. જેઓનાં ચિત્તમાં મિથ્યા

---

૧ પાણીનાં રેટનો ન્યાય. તે યંત્રમાં એક ઘડો ઠલવાય છે ઉપર ત્યારે નીચે એક ભરાય છે—તેવીજ રીતે આ જીવ એક દેહ મૂકે છે અને વળી બીજી ગતિમા જઇને બીજો દેહ ધારણ કરે છે.

ત્વ વાસીત થઇ ગયું છે અને જેઓએ મહા પ્રયત્નથી લવ મા ત્ર વિષય સુખ મેળવ્યું છે તેવા બાળ[1] જીવોને આ જીવ ક્રીડા સ્થાન થઇ પડે છે, કારણ કે ધનના ગર્વથી ઉદ્ધત થઇ જઇને ઘ. ણા પ્રાણીઓ આવાં કર્મ કરનારાઓને નાના પ્રકારની વિડંબના કરે છે. તે પ્રત્યક્ષ દેખાય છે. પાપ કર્મોના ફળ બતાવવાને અવસરે આવા જીવ દ્રષ્ટાંત ભૂત થાય છે કારણ કે તિર્થંકર ભગવંત જ્યારે પાપ કર્મોનું વર્ણન કરે છે ત્યારે ભવ્ય પ્રાણીઓને સંવેગ ઉત્પન્ન કરવા માટે આવા જીવોનું દ્રષ્ટાંત આપે છે.

વળી તે દરિદ્રીના વર્ણનમાં કહેવામાં આવ્યું છે કે 'આ અદ્રષ્ટ મૂલ પર્યંત નગરમાં બીજા પણ ઘણા રાંકો રહેતા હતા પરંતુ આ નિષ્પુણ્યક નામના રંક જેવો બીજો કોઈ પણ નિર્ભાગ્ય શેખર નહોતો'—તે મેં મારા પોતાના જીવનું અત્યંત વિપરીતવર્તન અનુભવીને કહ્યું છે. કારણ કે જાતિ અંધભાવને પણ હલકો કરી નાંખે એવો મારા જીવને 'મહામોહ છે' (જન્મથી અંધ માણસના અંધપણાથી પણ વધારે અંધ એવો મારા આત્માને મોહ છે)[2] નરકના તાપને પણ હસી કાઢે એવો તેને 'રાગ' છે, કોઇની પણ ઉપમા આપી ન શકાય એવો તેને પર ઉપર 'દ્વેષ' છે, વૈશ્વાનરને[3] પણ હસી કાઢે તેવો તેને 'ક્રોધ' છે, મેરૂપવતને પણ નાનો બતાવે તેવો ( અર્થાત્ તે કરતાં પણ અધિક ) તેને 'અહંકાર' છે, સાપણની ગતિને પણ જીતી લે તેવી તેને માયા છે, સ્વયંભૂરમણ સમુદ્રને પણ લઘુ દેખાડે એવો પારાવાર તેનો 'લોભ' છે, અને સ્વપ્નની તૃષા સરખું તેનું 'વિષય લાંપટ્ય' છે.[4] આ સર્વ ભગવત્ શાશનની પ્રાપ્તિ થયા પહેલાં મારાજીવને એ પ્રમાણમાં હતાં એમ સ્વસંવેદન વડે સિદ્ધ થયું છે તેથી હું એમ વિચાર કરૂં છું કે આવો ( જેવો મને હતો તેવો ) સખત દોષનો ભાવ ઘણું કરીને બીજા જીવોમાં નહિ હોય. આ બાબતની મને કેવી રીતે સમજ પડી તે મને પ્રતિબોધ થયાને અવસરે આગળ વિસ્તારથી કહેવામાં આવશે.

---

૧. અજ્ઞાની. ૨ આ પ્રમાણે નિચેનાં સર્વે વાક્યોમાં યોજના કરવી. ૩ અગ્નિ. ૪ સ્વપ્નમાં તરસ લાગે તે છીપી શકતી નથી અથવા બહુજ મુશ્કેલીથી છીપે છે તેમજ આ જીવની વિષયેચ્છા પણ તૃપ્ત થતી નથી,

તે દરિદ્રી અદ્રષ્ટમૂલપર્યંત નગરમાં ભિક્ષા માટે સર્વ ગૃહે ફરતો ફરતો વિચાર કરતો હતો કે " મને અમુક દેવદત્ત અથવા બંધુ મિત્ર અથવા જિનદત્તને ઘેરથી રસકસવાળી, સુગંધી અને સારી રીતે રાંધેલી ભિક્ષા ખૂબ મળશે;; તે ભિક્ષા લઇને બીજા ભિખારીઓ મને જુએ નહિ તેમ હું એકાંત સ્થાનકે જઇશ; તેમાંથી થોડીક ભિક્ષાનો હું આહાર કરીશ; બાકીની બીજા દિવસ માટે રાખી મૂકીશ; અનુક્રમે બીજા ભિખારીઓ કાંઇ નિમિત્તથી મને ભિક્ષાનો લાભ થયો છે એમ જાણશે તો તેઓ મારી પાસે આવીને તે ભિક્ષા માગશે અને મને ઉપદ્રવ કરશે; પણ મરી જતાં સુધી હું તેઓને તેમાંથી ભિક્ષા આપીશ નહિ; ત્યારે તેઓ મારો હાથ મરડીને પણ તે ભોજન લઈ જશે; તે વખત હું તેઓની સાથે યુદ્ધ કરવા માંડીશ; તેઓ મને યષ્ટિ[1] મુષ્ટિ, લોષ્ટ[2] વિગેરેનો માર મારશે ત્યારે હું મહા મુદ્દગર ઉપાડીને તે દરેકને ચૂર્ણ કરી નાંખીશ; તે લુચ્ચાઓ મારી પાસેથી ક્યાં નાશી જશે?"

આવા આવા અનેક ખોટા કુવિકલ્પોવડે આકુળ વ્યાકુળ થયેલાં મનવાળો તે રૈદ્ર ધ્યાન કર્યા કરે છે પરંતુ ઘણાં ગૃહમાં રખડતાં છતાં તે દ્રમક કાંઈ પણ ભિક્ષા મેળવતો નથી. અને તેથી હૃદયમાં ઉલટો ઘણોજ ખેદ થાય છે. વળી કોઈ વખત દૈવયોગથી જરાપણ કુત્સિત અન્ન મેળવે છે ત્યારે તો જાણે મોટાં રાજ્યનો તેને અભિષેક કરવામાં આવ્યો હોય તેમ તે આ દુનિયાને પોતાથી નીચી સમજે છે. આ સર્વ હકીકતની જીવના સંબંધમા પણ યોજના કરવી:—

આ સંસારમાં પરિભ્રમણ કરતાં પ્રાણીને શબ્દાદિ પાંચે ઇંદ્રિયોનાં વિષયો, બંધુ વર્ગ, ધન કનક વિગેરે તથા ક્રિડા અને વિકથાદિક જે જે સંસારના કારણરૂપ પ્રાપ્ત થાય છે તે સર્વે સંસાર વધારનાર હોવાથી તથા રાગ વિગેરે ભાવ રોગના કરનારા હોવાથી 'કદન્ન' (ખરાબ ભોજન) છે.

પૂર્વોક્ત કદન્નને લેશ માત્ર મેળવનારો અને મહા મોહમાં

---

[1] લાકડી [2] ધૂળનું ઢેફું.

ગ્રસ્ત થયેલો આ જીવ લહેરમાં આવી જઇને વિચાર કરે છે કે 'હું ઘણી સ્ત્રીઓ પરણીશ, તેઓ રૂપવડે ત્રણ ભુવનને હરાવશે, સૌભાગ્યવડે મકરધ્વજની[1] પણ સામી થશે, વિલાસવડે મુનિનાં હૃદયને પણ ક્ષોભ પમાડશે, કળાવડે બૃહસ્પતિને પણ હસી કાઢશે, વિજ્ઞાનવડે અત્યંત દુર્વિદગ્ધ માણસોનાં ચિત્તનું પણ રંજન કરશે, આવી સુંદર સ્ત્રીઓનો હું અતિ હૃદય વલ્લભ થઇશ.

'તે મારી સ્ત્રીઓ પરપુરૂષની ગંધને પણ સહન કરશે નહિ, મારી આજ્ઞાને કદાપિ પણ લોપશે નહિ, મારા મનને તેઓ અત્યંત આનંદ આપશે. હું તેઓ ઉપર જરા કૃત્રિમ કોપ બતાવીશ ત્યાં તો તેઓ મને મનાવવા આવશે, તેઓ કામને વધારનારા બહુ હાવભાવ કરશે, ઇંગીત આકારથી તેઓ મારા તરફ સદ્ભાવ પ્રગટ કરશે, અનેક પ્રકારનાં વિકાર અને કટાક્ષોથી મારા મનનું હરણ કરશે, તેમજ પરસ્પરની ઇર્ષાથી મારાપર વારંવાર કટાક્ષ વિક્ષેપ કરવાવડે મને હણશે.'

'તેમજ વળી મારે વિનયવાન્, ચતુર, દક્ષ,[2] સારા વેષવાળો, અવસરનો જાણ, હૃદય ગ્રાહી, મારાપર અનુરક્ત, સર્વ પ્રયોગોમાં કુશળ, શૌર્ય ઔદાર્ય વિગેરે ગુણોથી યુકત, સર્વ કળા અને કુશળતાથી શોભતો, સેવા ભકિત કરવામાં નિપુણ અને શક્રના પરિવારને પણ હસી કાઢે એવો પરિવાર[3] થશે.

'તથા મારા પોતા યશરૂપ શુભ્ર[4] અમૃતવડે ધવળતા પામ્યાથી મારા નિર્મળ ચિત્ત જેવા, બહુ ઉંચા હોવાથી હિમાચળ પર્વત જેવા, અનેક પ્રકારના ચિત્રોથી ઉજવળ, પડદાઓની માળાથી સુંદર લાગતાં, પુતળીઓ વિગેરે આંખને આનંદ આપનારા અનેક રૂપોની રચનાથી શોભતા, જીદા જીદા પ્રકારના ઓરડાઓથી યુક્ત, વિશાળ, નાના પ્રકારના પ્રકોષ્ટની[5] રચનાથી યુક્ત, અતિ વિસ્તીર્ણ અને અનેક આકારના આસ્થાન મંડપોથી મંડિત, ચોતરફ મોટા ગઢથી વીંટાયલા, અને ઇંદ્ર

---

૧. કામદેવ. ૨. પ્રવિણ, હુશિયાર. ૩ કુટુંબ. ૪ ધોળું, ચળકતું. ૫ દરવાજાના ચોકઠાનો એક ભાગ.

ના આવાસને પણ હસી કાઢે એવા સાત માળ વિગેરેના મારે ઘણા મહેલો થશે.

તથા 'મરકત, ઇંદ્રનીલ, મહાનીલ, કર્કેતન, પદ્મરાગ વજ્ર, વૈડૂર્ય, ચંદ્રકાન્ત, સૂર્યકાન્ત, ચૂડામણિ, પુષ્પરાગ વિગેરે અનેક જાતિના રત્નો મારા મહેલમાં હંમેશાં પ્રકાશ કરશે. વળી ચારે તરફ પીળો પ્રકાશ બતાવતા સોનાના ઢગલા મારા મહેલોમાં શોભા આપશે. તેમજ રૂપું, ધાન્ય અને બીજી ધાતુઓ મારા ઘરમાં એટલી તો થશે કે તેનો પાર નહીં હોવાથી લોકો માનતા પણ આંચકો ખાશે. તથા મુકુટ, અંગદ[1] કુંડળ, અને પ્રાલંબ[2] વિગેરે અનેક પ્રકારના પુષ્કળ ઘરેણાઓ મારા હૃદયાનંદમાં વધારો કરશે; અને ચીનાઇ વસ્ત્ર, સુતરૂ વસ્ત્ર, અને દેવ દુષ્ય વસ્ત્ર વિગેરે વસ્ત્રો મારા ચિત્તને રતિ ઉપજાવશે.

'વળી જે ક્રીડા પર્વતોમાં મણિ કનક વિગેરેની વિચિત્ર પ્રકારની રચના કરવામાં આવી છે. તેવા ક્રિડા પર્વતોથી શોભતા, વાવ, ગુંજાલિકા, યંત્ર વાપિકા વિગેરે અનેક જળાશયોથી મનોહર, બકુલ, પુન્નાગ,[3] નાગ[4], અશોક, ચંપક વિગેરે જુદાજુદા પ્રકારના ઝાડોના વિસ્તારથી વિસ્તૃત, પાંચે વર્ણના, સુગંધી અને મનોહર પુષ્પના ભારથી જેના અંત ભાગ નમી ગયા છે તેવા કુમુદ કોકનદ વિગેરે કમળોથી સુંદર, ભમતા ભમરાઓના આનંદી ઝંકારવથી ગાજી ઉઠેલ એવા મારા મહેલની સમિપમાં રહેલા લીલાવનો[5] મારા મનના આનંદમાં વધારો કરશે.

સૂર્યના રથના સૌંદર્યને પણ જીતે તેવા મારા રથો મને પ્રમોદ આપશે. ઇંદ્રના ઐરાવણ હાથીના મહત્વને પણ બાજુએ મૂકે એવી મારી હાથીઓની શ્રેણિ મને હર્ષ આપશે. સુરેંદ્રના અશ્વની ગતિને પણ જીતે એવા મારા કોટી ગમે અશ્વો મને સંતોષ આપશે. મારી આગળ દોડતાં, મારા ઉપર અનુરાગવાળા શત્રુઓને હઠાવવામાં ચતુર, પરસ્પર એક ચિત્તવાળા, અને કોઈથી પણ હણાય નહિ એવા અસંખ્ય પાળાઓ મારા મનમાં

---

૧ બાજુ બંધ. ૨ હૃદય સુધી લટકતી માળા.
૩ સોરગીતું ઝાડ. ૪ નાગકેશર. ૫ ક્રિડા કરવાના બગીચા.

અંત્યંત આનંદને ઉલ્લસિત કરશે. દરરોજ મને નમવામાં આસક્ત થયેલા અનેક રાજાઓ પોતાના મુગુટમાં રહેલા મણિના કિરણોની શ્રેણિથી મારાપગને રક્ત કરશે. હું બહુ પૃથ્વીનો સ્વામી થઇશ!! બુદ્ધિમાં દેવમંત્રી (બૃહસ્પતિ)ને પણ હસી કાઢે એવા મારા મોટા અમાત્યો સર્વ રાજ્ય કાર્યનું તંત્ર ચલાવશે:- આ સર્વ સારી ભિક્ષા મેળવવાની ઇચ્છા તુલ્ય સમજવું.

વળી પણ આ દરિદ્રી જીવ વિચારે છે-" પછી હું બહુ સમૃદ્ધિવાળો થયો સતો, કોઇ પણ પ્રકારની ચિંતાથી રહીતપણે સર્વ સામગ્રી સંયુક્ત હોવાથી અનેક સ્ત્રીઓને સાધ્ય કરનારૂં રસાયન વિધિ પૂર્વક ખાઇશ, તે રસાયણનો યોગથી મારૂં શરીર વળીઆ, શ્વેતવાળ, માથામાં તાલ અને વ્યંગથી[1] રહિત, જરા મરણના વિકારથી રહિત, દેવકુમારથી પણ અધિક કાંતિવાળું અને સર્વ વિષયો ભોગવવાને યોગ્ય તથા બહુ બળવાળું થશે"-આ બધું મેળવેલ ભિક્ષાને લઇને એકાન્ત સ્થાનકે જવાના મનોરથ તુલ્ય સમજવું.

વળી પણ આ રાંક જીવ વિચાર કરે છે—"ઉપર પ્રમાણેનું શરીર પ્રાપ્ત થયા પછી મારા ચિત્તમાં બહુજ પ્રમોદ થશે અને તેથી અગાધ રતિસાગરમાં ડૂબી જઇને અનેક સ્ત્રીઓ સાથે લહેર કરતો હું આ પ્રમાણે કરીશ.—કોઈ વખત અવિચ્છીન્ન પ્રવર્તતા મદન રસમાં પરવશ થઇને ઘણા વખત સુધી સુરત[2] સુખમાં મગ્ન થઇ સ્પર્શેંદ્રિયને તૃપ્ત કરીશ. કોઈ વખત રસેંદ્રિયને તૃપ્ત કરાવા માટે જે રસો સર્વ ઇંદ્રિયોને સ્વસ્થ કરે છે એવા મનોજ્ઞ રસોનો હું સ્વાદ લઇશ. કોઇ વખત કપૂર મિશ્રિત સુખડ કેશર કસ્તુરી વિગેરે વિલેપન કરીને અને પાંચે સુગંધોથી યુક્ત તાંબૂલના આસ્વાદને કરીને ઘ્રાણેંદ્રિયને[3] તૃપ્ત કરીશ. કોઇ વખત વારંવાર વગાડેલા મરૂજના[4] ધ્વનિથી યુક્ત દેવીઓના વિભ્રમ અને ચપળ દૃષ્ટિ યુક્ત, જે નાટકમાં અનેક

---

૧ શરીરનો એક ભાગ ન હોય તે, અવયવ વિનાનું. ૨ સ્ત્રી સંગમ. ૩ નાક, નાસિકા. ૪ નખલો-મૃદંગ વગાડવા માટે હાથની આંગળીમાં પહેરવામાં આવે છે તે.

પ્રકારના આકાર કરવાથી અંગહારના[1] નાચથી સુંદર લાગતા નાટકોને જોઇને ચક્ષુરિંદ્રિયના આનંદને વધારીશ. કોઈ વખત મધુર કંઠવાળા અને ગાયન કળામાં ચતુર ગંધર્વોના વેણુ, વીણા, મૃદંગ, કાકલી,[2] વિગેરે વાજીત્રો સાથે ગાયેલા ગાયનો સાંભળીને શ્રોત્રેંદ્રિયને આલ્હાદ આપીશ. કોઇ વખત સર્વ કલાઓમાં કુશળ, સરખી વયના, પોતાના હૃદયની સર્વ વાત એક બીજાને કહે તેવા શૌર્ય ઔદાર્ય તથા વીર્યવડે શ્રેષ્ટ અને રૂપવડે કામદેવને પણ હસી કાઢે તેવા મિત્ર વર્ગ સાથે જુદા જુદા પ્રકારની ક્રિડા કરતો કરતો સર્વે ઇંદ્રિયોને સામટી રીતે એક સાથે તૃપ્ત કરીશ."-આ સર્વ ભિક્ષાને એકાંતમાં ખાવાની ઈચ્છા તુલ્ય સમજવું.

વળી પણ આ જીવ વિચાર કરે છે "હું આવી રીતે નિરતિશય સુખ ભોગવીશ! બહુ કાળ સુધી એ પ્રમાણે રહેતાં મારે દેવકુમાર જેવા આકારને ધારણ કરનારા, શત્રુઓની સ્ત્રીનાં હૃદયમાં દાહ ઉત્પન્ન કરનારા, સર્વ સગા સંબંધીઓ વહાલા સ્નેહીઓ અને પ્રધાન વર્ગને આલ્હાદ કરનારા અને મારા પ્રતિબિંબ જેવા સેંકડો પુત્રો થશે. પછી હું સર્વ મનોરથ પૂર્ણ થયેલ હોવાથી અને સર્વ વિઘ્નો નાશ પામેલાં હોવાથી અનંતકાલ સુધી મારી મરજી પ્રમાણે યથેષ્ટ વિહાર કરીશ."-આ ઘણા દીવસ માટે પોતા પાસેનું કદન્ન બાજુએ મૂકી રાખવાના મનોરથ તુલ્ય સમજવું.

વળી પણ આ જીવ વિચાર કરે છે "આવા પ્રકારની મારી દોલત સંબંધી સર્વ હકીકત બીજા રાજાઓ સાંભળશે; તેથી તેઓ સર્વ મત્સર લાવી એકઠા થઇને મારા દેશપર ચડાઈ લઈ આવશે. ત્યારે હું ચતુરંગ સેના[3] સહિત તેઓની સામો યુદ્ધ કરવા જઈશ ત્યારે તેઓ પોતાના બળના ગર્વથી, મારી સાથે સંગ્રામ કરશે; આથી કરીને બહુ કાળ પર્યંત મહા રણસંગ્રામ ચાલશે; તેઓ પરસ્પર જોડાયલા હોવાથી તથા તેઓ પાસે ઘણાં સાધનો હો-

---

૧ એક જાતનો નાચ. તે નાચમા આંગળી વિગેરેથી લટકા કરીને નાચવામાં આવે છે. ૨ કોયલ જેવો મધુર ધ્વનિ વાળું વાજિત્ર, ૩ હાથી, ઘોડા, રથ, અને પાયદળ એવા ચાર અંગવાળી સેના

વાથી મને જરા પાછો હઠાવશે; તેથી મારો ક્રોધ બહુજ વધી જશે અને પ્રબળ રણ ઉત્સાહ મારામાં પ્રગટ થશે એટલે હું તેના દરેક સુભટોને ચૂરી નાખીશ. મારા બાંધેલા સર્વ સેનાનીઓ કદી પાતાળમાં જશે તોપણ તેઓનો મોક્ષ[1] થશે નહિ"— આ હકીકત તે દરિદ્રી અકાળે લડાઇ કરવાના રસમાં વ્યાપ્ત થાય છે તે તુલ્ય સમજવી.

વળી આ જીવ વિચાર કરે છે કે—"પછી પૃથ્વી ઉપર હોનારા સર્વ રાજાઓને મેં જીતેલા હોવાથી હું ચક્રવર્ત્તિપણાના મોટા અભિષેકને યોગ્ય થઇશ. એટલે ત્રણ ભુવનમાં એવી કોઇ પણ વસ્તુ નહીં રહે કે જે મને મળી ન હોય"—આવી રીતે રાજપુત્ર વિગેરે અવસ્થામાં વર્તતો જીવ પ્રયોજન વિના અનેક વિકલ્પો કરીને વારંવાર પોતાના આત્માને હાની કરે છે.

આવી રીતે આ જીવ રૌદ્ર ધ્યાન કર્યા કરે છે તેથી કરીને આ કરાં કર્મો બાંધે છે, અને પરિણામે મહા નરકમાં પડે છે, ત્યાં પણ આ જીવ અનેક પ્રકારે ખેદ પામે છે તોપણ પૂર્વોપાર્જીત પુણ્ય નહીં હોવાથી ઉત્કૃષ્ટ હૃદયતાપ શિવાય બીજો કાંઇપણ અર્થ પ્રાપ્ત કરતો નથી. આ પ્રમાણેની હકીકત ઉપરથી એવા લક્ષણવાળો આ જીવ રાજપુત્ર વિગેરે અવસ્થામાં હોય ત્યારે જો કે તેનું ચિત્ત અત્યંત વિશાળ હોય છે, હલકી વસ્તુ તરફ તેનો મનોરથ થતો નથી કારણ કે ઘણા માણસો તેની પાસે યાચના કરવા આવે છે, વળી તે સ્થિતિમાં પોતાની બુદ્ધિએ કરીનેજ તે સારા અભિપ્રાયવાળો થાય છે; તોપણ જે મહાત્મા સાધુઓને શાંત સુધા રસના સ્વાદનું સુખ જણાયું છે, જેમણે વિષયોના ભયંકર પરિણામો જાણ્યાં છે અને સિદ્ધિરૂપી[2] સ્ત્રીની સાથે સંબંધ મેળવવાનો જેમણે નિશ્ચય કર્યો છે એવા મહાત્માઓને તે જીવ ક્ષુદ્ર ભિખારી જેવો લાગે છે. આવી રીતે રાજપુત્રપણામાં પણ જો તે ક્ષુદ્ર તુલ્ય લાગે છે તો પછી બીજી સ્થિતિમાં લાગે તેનું તો શું કહેવું? તેજ વાત સ્પષ્ટ કરી બતાવે છે.

જ્યારે આ જીવ બ્રાહ્મણ, વાણીઆ, આભીર,[3] અંત્યજ[4]

1 છુટકારો. 2 મોક્ષ. 3 ગોવાળ, આહેર. 4 ઢેઢ વિગેરે.

વિગેરે જાતિમાં ઉત્પન્ન થયેલ હોય છે ત્યારે તત્વ માર્ગનો અજાણ અને રાંક એવો આ જીવ તુચ્છ પરિણામવાળો હોવાથી કોઈ વખત બે ત્રણ ગામનો લાભ થઇ જાય તો તેને તે ચક્રવર્ત્તિપણાના લાભ જેવું માને છે; પોતે એકાદ ક્ષેત્રના કટકાનો સ્વામી થઈ જાય તો પોતાને મંડળિક રાજા જેવો માને છે; પોતાની કુલટા સ્ત્રીને પણ દેવાંગના જેવી માને છે; પોતાના કોઈ કોઈ અવયવો તદ્દન બેડોળ હોય છે તોપણ પોતાને કામદેવ જેવો રૂપવંત માને છે; ચંડાળના પાડાની આકૃતિને ધારણ કરનારા પોતાના પરિવારને ઈંદ્રના પરિવાર જેવો જુએ છે; ત્રણ ચાર હજાર અથવા ત્રણ ચાર સો અથવા ત્રણ ચાર વીશુ રૂપીઆનો લાભ થાય તો તેને કરોડો રૂપીઆ મળ્યા એમ ધારે છે; પાંચ છ દ્રોણ[1] જેટલા અનાજની ઉત્પત્તિને કુબેર ભંડારીના વૈભવ તુલ્ય માને છે; પોતાના કુટુંબનું ભરણપોષણ કરવું તે મોટા રાજ્ય તુલ્ય માને છે; દુઃખે કરીને પૂરી શકાય એવા પોતાના પેટને ભરવાથી પણ મોટો ઉત્સવ જાણે છે; ભિક્ષાની પ્રાપ્તિને જીવિતની પ્રાપ્તિ બરાબર સમજે છે; કોઇ વખત શબ્દાદિક વિષયોના ઉપભોગમાં આસક્ત એવા રાજા વિગેરેને જોઇને વિચારે છે કે, આ શક્ર છે! આ દેવ છે! આ વંદ્ય છે! આ પુણ્યશાળી છે! આ મહાત્મા છે! જો મને પણ આવા વિષયો પ્રાપ્ત થાય તો હું પણ તેની પેઠે વિલાસ કરૂં—આવા આવા વિચાર કરીને નાહક ચિત્તમાં ખેદ પામે છે.

વળી આવા આવા વિચારથી વિડંબના પામીને તેવા વિષયો મેળવવા માટે આ જીવ રાજાની સેવા કરે છે; તેઓની હંમેશા ઉપાસના કરે છે; વિનય બતાવે છે; તેઓને અનુકુળ બોલે છે (ખુશામત કરે છે); પોતે શોકમાં હોય તો પણ તેઓ હસે ત્યારે હસે છે; પોતાને ઘરે પુત્ર આવ્યો હોય અને તેથી બહુજ હર્ષ થયો હોય તોપણ તેઓ રોતાં હોય તો તે વખત પોતે પણ રૂએ છે; રાજાના માનીતાઓ પોતાના શત્રુ હોય તોપણ તેઓની સ્તુતિ કરે છે; રાજાના શત્રુઓ પોતાના પરમ મિત્ર હોય

---

૧ દ્રોણ=બત્રીશ શેરના વજનનું માપ. ( એક શેર ૮૦ રૂપીઆભારનો સમજવો )

તોપણ તેઓની નિંદા કરે છે; તેની આગળ રાત દિવસ દોડે છે; પોતે થાકી ગયો હોય તોપણ તેનાં પગ ચાંપે છે; તેના અશુચિ સ્થાનકો ધુએ છે; તેમની આજ્ઞાથી હરકોઈ પ્રકારનું હલકું કામ કરે છે; યમના મુખરૂપ ગુફા જેવા રણસંગ્રામમાં પ્રવેશ કરે છે; તરવારાદિકના પ્રહારને સહન કરવામાં પોતાનું હૃદય અર્પણ કરે છે અને ધનની ઇચ્છાવાળો આ રાંક જીવ આવી રીતે કષ્ટો ભોગવીને છેવટે અપૂર્ણ મનોરથપણાની સ્થિતિમાંજ મરણ પામે છે.

વળી આ જીવ કોઈ વખત 'ખેતી' આરંભે છે; તે કામમાં રાત દીવસ મહેનત કરે છે; જંગલમાં રહીને પશુની જીંદગીનો અનુભવ કરે છે; હળ ફેરવે છે; અનેક પ્રકારના પ્રાણીઓનો નાશ કરે છે; વરસાદના અભાવથી પરિતાપ પામે છે; અને બીજ બળી જવા વિગેરેથી દુઃખ પામે છે.

વળી કોઈ વખત 'વ્યાપાર' કરે છે; તેમાં અસત્ય બોલે છે; વિશ્વાસુ અને ભોળા લોકોને લુંટે છે; પરદેશ જાય છે, ટાઢની વેદના સહન કરે છે; તાપનો સંતાપ ખમે છે; ભૂખ વેઠે છે; તૃષા ગણતો નથી; ભય અને પ્રયાસ વિગેરેથી ઉત્પન્ન થતા સેંકડો દુઃખોને અનુભવે છે; મહા ભયંકર સમુદ્રમાં દ્રવ્યોપાર્જન માટે મુસાફરી કરે છે; વહાણ ભાંગી જવાથી આશા માત્ર નાશ પામે છે; પોતે જલચર પ્રાણીઓનો ભક્ષ્ય થઈ પડે છે; વળી કોઇ વખત પર્વતોની ગુફાઓમાં ભમે છે; રાક્ષસોની ગુફામાં જાય છે; રસ કૂપિકાઓ શોધે છે, તેના રક્ષક રાક્ષસો તેનું ભક્ષણ કરી જાય છે; વળી મહા સાહસ કરવા ધારે છે; રાત્રે સ્મશાનમાં જાય છે; માણસોના મડદાં ઉપાડે છે; મનુષ્યનું માંસ ખરીદ કરે છે; તેના બળિદાનવડે હલકી જાતિના વેતાળોને સાધે છે; અને તેમાં કાંઇક ખામી આવતાં ગુસ્સે થયેલા તે વેતાળો તેને મારી નાખે છે; વળી કોઈ વખત ભૂમિ ખોદીને દ્રવ્ય કાઢવાનો અભ્યાસ કરે છે; જ્યાં દ્રવ્ય દાટેલ હોય તેવી ભૂમિનાં લક્ષણો જુએ છે; તેવી ભૂમિ ખોદવાથી નિધાનના દર્શન માત્રથી ખુશી થાય છે; તેને ગ્રહણ કરવા માટે રાત્રે ભુતને બલિદાન

આપે છે; પછી બહાર કાઢતાં કોયલાથી ભરેલાં તે ભાજનને જોઇને અત્યંત ખેદ પામે છે. વળી કોઇ વખત ધાતુવાદનો[1] અભ્યાસ કરે છે; ધાતુર્વાદીની પાસે જાય છે; તેઓ જે કહે છે તે માન્ય કરે છે; અનેક પ્રકારના ઔષધો મેળવે છે; ધાતુની માટી લાવે છે; પારાને સમીપે રાખે છે; તે (પારા)નું જારણ, ચારણ અને મારણ કરવાવડે અત્યંત કલેશ પામે છે; રાત દીવસ તેને ધમે છે; દરેક ક્ષણે તેને તપાસે છે; સોના રૂપાને બનાવવાની ક્રિયા સંબંધી જરા પણ સિદ્ધિ થવાથી અત્યંત હર્ષ પામે છે; હંમેશા આશારૂપી લાડવા ખાય છે; અને તેને માટે પોતાની પાસે થોડા ઘણા પૈસા હોય છે તો તે પણ ખોઇ બેસે છે; છેવટે દુ:સાધિત કર્મના વિભ્રમથી મરણ પામે છે.

વળી આ જીવ 'વિષય ભોગની પ્રાપ્તિ' માટે ધન મેળવવા સારૂ ચોરી કરે છે; જુગટું રમે છે; યક્ષિણીની આરાધના કરે છે; મંત્રોનો જાપ કરે છે, જોષ જુએ છે; નિમિત્તનો પ્રયોગ કરે છે; લોકોનાં ચિત્તનું આકર્ષણ કરે છે, સર્વ કલાઓનો અભ્યાસ કરે છે; ઘણું શું કહેવું ? એવું કોઈપણ કાર્ય નથી કે જે આ જીવ દ્રવ્ય મેળવવા માટે ન કરે, એવું કોઈ વચન વિદ્યમાન નથી કે જે આ જીવ ન બોલે, તેમજ એવો કોઈ વિચાર સંભવતો નથી કે જેના વિષે આ જીવ વિચાર ન કરે. આવી રીતે દ્રવ્યની પ્રાપ્તિ માટે આ જીવ આમ તેમ નિરંતર ભમ્યા કરે છે તોપણ પૂર્વે પુણ્ય કરેલાં ન હોવાથી ઇચ્છિત પદાર્થમાંથી તિલ[2] તુષના[3] ત્રીજા ભાગ જેટલું પણ તે મેળવી શકતો નથી, માત્ર તેથી કરીને તેના ચિત્તમાં સંતાપ થાય છે અને તેથી થતાં આર્ત્તરૌદ્ર ધ્યાનવડે મહા કર્મોનો સમૂહ બાંધે છે જેથી પરિણામે દુર્ગતિના બંધને વધારે છે.

કદાચ પૂર્વે કરેલાં પુન્યનો લવ હોય તો તેના ઉદયથી આ જીવ હજાર કે લક્ષાદિ સંખ્ય રૂપીઆ, અથવા વહાલી સ્ત્રી અથવા શરીરનું સૌંદર્ય અથવા વિનયવાન્ કુટુંબ અથવા ધાન્યનો સંગ્રહ અથવા થોડાક ગામોના સ્વામીપણું અથવા રાજ્ય મેળવે છે તો પછી જેમ તે નિષ્પુણ્યક દરિદ્રી ખરા બ

---

૧ ધાતુને સિદ્ધ કરવી તે. ૨ તલભાર. ૩ ફોતરું (ધાન્યનું).

અન્નના જરા પણ લાભથી મદમાં આવી ગયો તેમ આ જીવ પણ હૃદયમાં મદરૂપી સંનેપાતથી ગ્રસ્ત થઇ જાય છે તેથી કોઈની અરજ સાંભળતો નથી, કોઇની સામું જોતો નથી, ડોકું પણ નમાવતો નથી. સરલ શબ્દોમાં બોલતો નથી, વિના વખતે આંખો મીંચે છે અને ગુરૂઓનું પણ અપમાન કરે છે.–ત્યારે આવા આવા તુચ્છ વિચારથી જે જીવનું આત્મ સ્વરૂપ નાશ પામ્યું છે એવો આ જીવ જ્ઞાનાદિક રત્નોથી ભરપૂર ભગવાન્ મહા મુનિઓને ક્ષુદ્ર દરિદ્રીથી પણ વધારે અધમ લાગે એમાં શું આશ્ચર્ય?

વળી જ્યારે આ જીવ નરક અવસ્થામાં તથા પશુ અવસ્થામાં હોય ત્યારે તો વિશેષે કરીને દારિદ્રીની ઉપમાને પણ ઉલ્લંઘી જાય છે, કારણ કે મહા ઋદ્ધિવાળા, મહા કાંતીવાળા, અનુપમ શબ્દાદિ વિષયો ભોગવવાને પાત્ર અને દીર્ઘકાળની સ્થિતિ (આયુષ્ય) વાળા શક્ર વિગેરે દેવો પણ જો સમકીત દર્શનરૂપી રત્ન રહિત હોય તો વિવેકી મહર્ષિઓને તેઓ મહા દારિદ્રથી ભરેલા અને વિજળીની લતા જેવા ચપળ જીવિતવાળા લાગે છે તો બાકીના સંસારી જીવોને માટે તો શું જ કહેવું?

વળી અવજ્ઞાપુર્વક લોકોએ આપેલું કુત્સિત અન્ન ખાતાં પણ કોઈ બળવાન[1] મારૂં ભોજન લઇ જશે એમ તે દરિદ્રી શંકા રાખતો હતો તેમ મહા મોહથી હણાયેલો આ જીવ પણ બહુ ક્લેશથી મેળવેલ ધન તથા સ્ત્રીને જ્યારે ભોગવે છે ત્યારે ચોરથી બીહે છે; રાજાથી ત્રાસ પામે છે; પીત્રાઇઓનો ભય રાખીને કંપે છે; યાચકોથી ઉદ્વેગ પામે છે; ઘણું શું કહેવું! અત્યંત નિસ્પૃહ એવા મહા મુનિઓથી પણ શંકા રાખે છે. (કારણ કે તે રાંક એમ માને છે કે આ મુનિઓ વચનોક્તિ કરી, અને છેતરીને મારી પાસેથી પૈસા લઇ લેવાની ઇચ્છા રાખે છે.) આવા આવા વિચારથી ગાઢ મૂર્છારૂપ વિષથી હણાયલો તે વિચાર કરે છે–હા ઇતિ ખેદે! મારા પૈસા વિગેરે અગ્નિથી બળી જશે અથવા પાણીના પૂરથી તણાઈ જશે, અથવા ચોર વિગેરેથી ચોરાઇ જશે માટે હું મારા ધનને બરાબર રક્ષણ થાય તેવી જગ્યાએ મૂકું.

1 પાઠાંતરે 'ઇંદ્ર' शक्त અને शक्र બે શબ્દો છે અને બન્ને ઉપયોગી છે.

તેને કોઇનો પણ વિશ્વાસ ન હોવાથી કોઈની મદદ લીધા સિવાય રાત્રે ઊઠીને, ભોંયમાં બહુ ઊંડા ખાડો ખોદે છે, અને ગુપ્ત રીતે સંચાર કરીને (લાવીને) દ્રવ્ય તેમાં મૂકે છે; પછી ખાડો પૂરીને ભોંયતળીયું સપાટ કરે છે; તેના ઉપર ધૂળ કચરો વિગેરે નાંખે છે; અને કોઇપણ માણસ ન જાણી શકે તેવું કરે છે; પછી તે સ્થાનક કદાચ પોતાને પણ યાદ ન આવે એવી શંકાથી પોતાના મનમાં વિચાર કરીને જુદા જુદા ચિન્હો કરે છે; (સ્થાન યાદ રાખવા એંધાણો રાખે છે.) બીજા કાર્યો માટે તે જગાએ સંચાર કરતાં દરેક માણસને વારંવાર જુએ છે; કોઈ વખત તે જગ્યા તરફ જતા માણસે જાણી લીધું છે એમ શંકા લાવે છે તેથી મૂર્છા આવી જાય છે, એવી રીતે તેના મનમાં દાહ થતો હોવાથી તેને રાત્રીએ ઉંઘ આવતી નથી; તેથી વળી રાત્રે ઊઠીને તે પ્રદેશથી ધનને ખોદી બહાર કાઢે છે અને બીજી જગ્યાએ મૂકે છે અને તે જગ્યાએ દ્રવ્ય મૂકતી વખત ભયથી ચારે તરફ દૃષ્ટિ ફેરવતો જાય છે. (કે રખેને કોઇ જોઇ જતો હોય!) રખે કોઈ પોતાને જોઈ જશે એવો વિચાર કરતો કરતો તે હીલચાલ માત્ર કાર્યાર્થીજ કરે છે અને મન તો ધનના બંધનમાં પ્રતિબદ્ધ થયેલ હોવાથી તે સ્થાનકથી એક ડગલું પણ ચાલતું નથી. આવી રીતે સેંકડો યત્નોથી જાળવેલું તે દ્રવ્ય પણ કોઇ વખત કોઈ જોઇ જાય છે અને ઉપાડી પણ જાય છે, તો તે વખતે અકાળે વજ્રપાતથી દલિત શરીરની પેઠે" "હે બાપ! હે મા! હે ભાઇ!" એવાં એવાં વિકળતાનાં વચન બોલી સર્વ વિવેકી લોકોને કરૂણાનું પાત્ર થઈ પડે છે. આથી તેને મૂર્છા આવી જાય છે, અને વારંવાર તેવી મૂર્છા આવવાથી કોઇ વખત તેનું મરણ પણ થાય છે. આ પ્રમાણે ધન લવમાં આસક્ત ચિત્તવાળા પ્રાણીઓની ચેષ્ટાનું દિગ્દર્શન સંક્ષેપમાં બતાવ્યું.

હવે પોતાની સ્ત્રીના પ્રતિબંધરૂપ ગ્રહથી ગૃહિત શરીરવાળો આ જીવ ઇર્ષ્યારૂપી શલ્યથી ત્રુટી ગયેલાં મનવાળો હોવાથી અને બીજા પુરૂષો તે સ્ત્રીને જોઇ જાય નહિ એવી ઇચ્છાથી ઘરથી બહારજ નીકળતો નથી; રાત્રે ઉંઘતો નથી; માબાપને તજી દે

છે; બંધુ વર્ગના પ્રેમને શિથિળ કરી દે છે; પોતાના પરમ મિત્રોને પણ ઘેર આવવા દેતો નથી; ધર્મ કાર્યોને ધિક્કારી કાઢે છે; લોકની નિંદાની પણ દરકાર રાખતો નથી; માત્ર તેણીનુંજ મોઢું આખો દીવસ નિરંતર જોયાં કરે છે અને સર્વ વ્યાપારથી નિવૃત્ત થઇ, યોગીની જેમ મન વચન કાયાના યોગથી તેનેજ પરમાત્માની મૂર્ત્તિ તરીકે ધ્યાવતો સતો રહે છે, તે (સ્ત્રી) જે જે કરે છે તે તે તેને સુંદર લાગે છે, જે તે બોલે છે તે તેને આનંદકારી લાગે છે; અને જેનો જેનો તે વિચાર કરે છે તે સર્વને ઇંગિત ચેષ્ટાથી જાણી લઇને તેને મેળવવા યોગ્ય બને છે. વળી મોહથી વિડંબાયેલા મનવડે વિચાર કરે છે કે—આ મારી સ્ત્રી મારા ઉપર અનુરાગવાળી છે, મારૂં હિત કરનારી છે, આવા સૌંદર્ય, ઔદાર્ય, સૌભાગ્ય વિગેરે ગુણગણોથી ભૂષિત બીજી કોઇ પણ સ્ત્રી જગતમાં વિદ્યમાન નથી, વળી કોઇ દીવસ કોઈ પરપુરૂષ માતા તરીકે, બહેન તરીકે અથવા દેવી તરીકે પણ તેની સામું જીએ છે ત્યારે આ જીવ મોહથી જોનારપર ક્રોધાયમાન થાય છે; આકુળ વ્યાકુળ થઈ જાય છે; મૂર્છા પામે છે; કદાચ મરણ પણ પામે છે. અને શું કરવું તેના વિવેકનું ભાન રહેતું નથી. કદાચ તે સ્ત્રીથી વિયોગ થાય છે અથવા તો તે સ્ત્રી મરણ પામે છે ત્યારે આ જીવ મોટે શબ્દે રૂએ છે, શોક કરે છે અને મરણ પણ પામે છે. વળી કોઈ ભવમાં સ્ત્રી ખરાબ ચાલવાળી મળી જવાથી તે પરપુરૂષ ચારિણી થાય છે અથવા પરપુરૂષો તેને બળાત્કારથી ગૃહણ કરે છે તો મહા મોહથી વિહ્વળ થયેલો આ જીવ જીવિત પર્યંત હૃદય દાહથી બળ્યા કરે છે અને અતિશય દુઃખથી કદાચ પ્રાણ પણ તજી દે છે—આવી રીતે એક એક વસ્તુમાં પ્રતિબંધ થવાથી અનર્થોની પરંપરાને પામે છે તોપણ વિપર્યાસ ભાવથી તે વસ્તુઓનું રક્ષણ કરવામાં તત્પર થાય છે અને મારી આ વસ્તુ કોઈ હરણ કરી જશે એવી શંકા નિરંતર રાખ્યા કરે છે.

"પેટ ભરીને કદન્ન મળતું હતું તોપણ તેથી તે દરિદ્રીને તૃપ્તિ થતી નહોતી પરંતુ ઉલટી પ્રતિક્ષણે તેની ક્ષુધા વૃદ્ધિ પામતી હતી".

એમ જે પૂર્વે કહ્યું છે તેવીજ રીતે આ જીવને પણ ધન, વિષય, સ્ત્રી વિગેરે કદન્ન પેટ ભરીને મળે તોપણ તેથી તેના અભિલાષનો નાશ થતો નથી પરંતુ ઉલટી તેથી વિષયાદિની તૃષા વધારે વધે છે. જો કદાચ સો રૂપીઆ ( તે વખતને માટે સોના મહોર સમજવી અથવા દરેક દેશ માટે જે ચલણ હોય તે. ) મળે તો હજારની ઇચ્છા થાય છે, અને કદી હજાર પણ મળે તો લાખની ઇચ્છા થાય છે, લાખની પ્રાપ્તિ થવાથી કરોડની ઇચ્છા થાય છે, તેનો લાભ થાય ત્યારે વળી રાજ્યની ઇચ્છા થાય છે, કદાચ રાજા થાય છે તો પછી ચક્રવર્તી થવાની ઇચ્છા થાય છે, ચક્રવર્તી થાય છે તો દેવતા થવાની ઇચ્છા થાય છે અને કદાચ દેવપણું પ્રાપ્ત થાય તો ઇંદ્રપણાની ઇચ્છા રાખે છે, કદાચ ઇંદ્રપણું મળે તો ઉત્તરોત્તર કલ્પના અધિપતિ[1] પણાની આતુરતા થાય છે—કોઈ રીતે આ જીવના મનોરથની પૂર્ણતા થતીજ નથી. જેવી રીતે સખત ઉનાળામાં કોઈ મુસાફર કે જેનું શરીર ચોતરફ લાગેલા દવના દાહથી બળી જતું હોય, અત્યંત તરસ લાગી હોય અને તેથી મૂર્છા ખાઇને પડયો હોય તે વખત સ્વપ્નમાં પ્રબળ કલ્લોલ સમૂહથી પ્રચલિત બહુ જળાશયોનું પાણી પીએ તોપણ તેથી તેની તરસ જરાપણ છીપતી નથી; તેવીજ રીતે આ જીવને ધન વિષયના સંબંધમાં સમજવું આ અનાદિ સંસારમાં પરિભ્રમણ કરતાં આ જીવે અનુપમ શબ્દ વિગેરે ઇંદ્રિયના વિષયો અનંતવાર ભોગવ્યા, અનંતા અમૂલ્ય રત્નો મેળવ્યા, કામદેવની સ્ત્રી રતિના વિભ્રમોને પણ બાજુએ મૂકે એવી વિલાસિની સ્ત્રીઓ સાથે વિલાસ કર્યો અને સ્વર્ગ મૃત્યુ તથા પાતાળની અતિસુંદર ક્રીડાઓથી પણ ઊંચા પ્રકારની ક્રીડાઓ કરી તોપણ બહુ ભુખ લાગવાથી કૃશ થયેલ પેટવાળાની પેઠે આ જીવ વ્યતિત દિવસોમાં ભોગવેલ વસ્તુઓ સંબંધી કાંઈ પણ જાણતો નથી, માત્ર તેની અભિલાષાથી સુકાયાજ કરે છે.

---

૧ પ્રથમ દેવલોકનો ઇંદ્ર થાય તો બીજાની અને તેમ તેમ આગળ તૃષ્ણા થાય છે. કલ્પ એટલે દેવલોક.

વળી પૂર્વે કહ્યું છે કે "લોલ્યતાથી ખાધેલું તે ભોજન તેને અજીર્ણ ઉત્પન્ન કરે છે અને પછી પચતી વખત તેને વાત વિશૂચિકા વિગેરે વ્યાધિઓ કરીને પીડા ઉપજાવે છે". આ જીવના સંબંધમાં તેની યોજના આ પ્રમાણે કરવી:—રાગાદિકથી ઘેરાયેલ ચિત્તવાળો આ જીવ જ્યારે ખરાબ ભોજન તુલ્ય ધન વિષય કલત્ર વિગેરેનો સ્વીકાર કરે છે ત્યારે તેને કર્મ સંચયરૂપી અજીર્ણ પ્રાપ્ત થાય છે. અને જ્યારે ઉદય દ્વારથી તે કર્મોને પચાવે છે, ત્યારે તે કર્મ નારકી, તીર્યંચ, મનુષ્ય, દેવ વિગેરે ગતિમાં પરિભ્રમણ કરાવવા રૂપ વાતવિપૂચિકા ઉત્પન્ન કરીને આ જીવને, વારંવાર કદર્થના કરે છે. વળી જેમ એ કુભોજન તે દરિદ્રીને સર્વે નવા વ્યાધિઓ ઉત્પન્ન કરવાના કારણ ભૂત અને પૂર્વે થયેલા વ્યાધિઓને વધારવાના પણ કારણભૂત કહેવામાં આવ્યું છે, તેમ રાગાદિ દોષ યુક્ત ચિત્તવાળા આ જીવથી ઉપભોગ કરાતાં, ધન વિષય કલત્રાદિ પૂર્વોક્ત મહામોહ વિગેરે સર્વ નવા વ્યાધિઓ ઉત્પન્ન કરવાનું અને અગાઉના તેવાજ વ્યાધિઓને વધારવાનું કારણ છે. ( આ વ્યાધિઓ વિષે અગાઉ કહેવાઇ ગયું છે ).

'વળી તે દરિદ્રી કુત્સિત ભોજનને સારૂં માને છે. અને સુસ્વાદવાળા ભોજનનો સ્વાદ તો સ્વપ્નમાં પણ જાણતો નથી' એમ પૂર્વે કહ્યું છે તેમ આ જીવની ચિત્તવૃત્તિ મહા મોહમાં આસક્ત થયેલ હોવાથી ઉપર વર્ણવેલા સર્વ દોષોથી દુષિત 'ધન વિષય' વિગેરેને અતિસુંદર તેમજ આત્માને હિતકારી માને છે, અને સચ્ચારિત્રરૂપ પારમાર્થિક પરમાન્ન જે સ્વાધીન અને અગાધ આનંદને દેવાવાળું તેમજ મહાકલ્યાણ ભૂત છે, તેને આ રાંક જીવ કદાપિ પણ મેળવતો નથી; કારણ કે આ જીવના સદ્વિવેકરૂપ લોચન યુગળ મહામોહરૂપ નિદ્રાથી મીંચાઈ ગયાં છે. તેજ વાત વિશેષ સ્પષ્ટ કરે છે;—

આ સંસારમાં પરિભ્રમણ કરતાં અગાઉ કદાપિ પણ જો આ જીવે સચ્ચારિત્રરૂપ ધન મેળવ્યું હોત તો તેને સર્વ કલેશોના નાશરૂપ મોક્ષની પ્રાપ્તિ થઈ હોત; આટલા બધા વખત સુધી સંસારમાં પરિભ્રમણ કરવું પડ્યું ન હોત; પરંતુ મારો જીવતો

હજુ પણ પરિભ્રમણ કરે છે તેથી મારા જીવે સચ્ચારિત્રરૂપ સુંદર ભોજન કદાપિ પણ મેળવ્યું નથી એમ નિશ્ચય થાય છે.

વળી પૂર્વે કહ્યું છે કે 'તે નગરમાં આવેલાં ઊંચાં નીચાં ઘરોમાં, ત્રીક[1] ચતુષ્ક[2] ને ચત્વરોમાં[3] અને જુદા જુદા પ્રકારની શેરીઓમાં ભમતાં ભમતાં એ દરિદ્રીએ અદ્રષ્ટમૂલપર્યંત નગરનું અનંતવાર થાક્યા વગર અવિચ્છિન્નપણે પરાવર્તન કર્યું છે.' તે આ જીવના સંબંધમાં પણ સમાન જાણવું. કારણ કે આ સંસારમાં પરિભ્રમણ કરતાં આ જીવે અનંત પુદ્‌ગળ પરાવર્તનો[4] પૂરાં કર્યાં છે, કારણ કે કાળ અનાદિ છે. વળી 'તે નગરમાં ભમતાં તે દરિદ્રીએ કેટલો કાળ કાઢ્યો તેની ખબર પડતી નથી' એમ પૂર્વે કહ્યું છે તેવીજ રીતે આ જીવના ભવભ્રમણનો કાળ પણ પ્રતીતિથી અગોચર[5] છે; કારણ કે કાળ અનાદિ છે તેથી તેનું માપ કરવું અશક્ય છે.

આ પ્રમાણે આ સંસારરૂપ નગરમાં દરિદ્રી તુલ્ય મારો જીવ કુવિકલ્પ, કુતર્ક અને કુતીર્થિરૂપ તોફાની છોકરાઓવડે પ્રતિક્ષણ તત્વ તરફ અભિમુખ વૃત્તિવાળા શરીર ઉપર વિપર્યાસરૂપ[6] મારને ખાતો હોવાથી મહા મોહ વિગેરે ઉપર રાગયુક્ત શરીરવાળો થઇને તેના વશવર્તિપણાથી નરક વિગેરે પીડા ઉપજાવનાર સ્થાનકોમાં મહાવેદનાના ઉદયથીજેણે પોતાનું આત્મ સ્વરૂપ દળી નાંખ્યું છે એવો થયેલો છે; તેથી વિવેકવડે નિર્મળ થયેલાં લોચનવાળા મહાત્માઓને તે કૃપાનું સ્થાન છે; અને આગળ પાછળનો વિચાર કરવાથી વિકળ અંતઃકર-

---

૧ એક સ્થાને ત્રણ રસ્તા મળે તે. ૨ એક સ્થાનકે ચારરસ્તા મળે તે. ૩ ચોકમા.

૪ અસંખ્યાતા વરસોનો એક સાગરોપમ થાય છે, તેવા દશ ક્રોડાક્રોડી સાગરોપમનો એક ઉત્સર્પીણી અને દશ ક્રોડાક્રોડી સાગરોપમનો એક અવસર્પીણી થાય છે. તે દરેકમાં છ આરા હોય છે. બન્ને મળીને એક કાળ ચક્ર થાય છે. આવા અનંત કાળ ચક્રે એક પુદ્‌ગળ પરાવર્તન થાય છે. દ્રવ્ય ક્ષેત્ર કાળ અને ભાવથી તેના ચાર ભેદ થાય છે સંક્ષેપમાં અનંતા વરસોએ એક પુદ્‌ગળ પરાવર્તન થાય છે. (વિસ્તાર માટે જુઓ પ્રવચન સારોદ્ધાર પૃષ્ટ ૪૧૧)

૫ જાણી શકાતો નથી. ૬ ભ્રાંતિ.

ણવાળો હોવાથી તત્ત્વના બોધથી દૂર રહેલો છે; તેને લીધે પ્રાયે તે સર્વ જીવોથી નિકૃષ્ટ છે; અને તેથીજ આ જીવ ધન વિષય વિગેરે કુભોજનની દુરાશાના પાસમાં બંધાઇ ગયેલો, અને કદિ બહુ મુશ્કેલીથી તેવા કુભોજનનો લેશ પણ લાભ થાય છે તો તેથી તૃપ્તિ પામેલ છતાં પણ અતૃપ્ત ચિત્તવૃત્તિવાળો અને તેને ઉપાર્જન કરવામાં, વધારવામાં અને રક્ષણ કરવામાં પ્રતિબદ્ધ અંતઃકરણવાળો અને તેને લીધે આકરાં અને ભારે આઠ કર્મોનાં સમૂહરૂપ કોઇ પ્રકારે પણ ન ખુટે તેટલું અપથ્યકારી ભાતુ બાંધી લેનારો, તેમજ તે કર્મોના ઉદયથી રાગ વિગેરે અનેક રોગોથી પીડિત, તોપણ ચિત્તમાં વિપર્યાસ ભાવ હોવાથી વારંવાર તે કુભોજનનુંજ ભક્ષણ કરતો અને સચ્ચારિત્રરૂપ ઉત્કૃષ્ટ ભોજનનો સ્વાદ કદિપણ ન મેળવતો સતો અરઘટ્ટ ઘટી યંત્રના ન્યાયથી સર્વ યોનિ સ્થાનકોમાં જઇ જઇને અનંત પુદ્ગળ પરાવર્તન સુધી ભટકયો છે એમ સમજવું. હવે અહીં તે દરિદ્રીને જે બન્યું તે આગળ કહેવામાં આવે છે.[1]

'[2]તે નગરમાં સ્વભાવથીજ સર્વ પ્રાણીઓ તરફ અત્યંત વત્સલ હૃદયવાળા અને પ્રખ્યાત કીર્તિવાળા સુસ્થિત નામના મહારાજા છે' એમ જે પ્રથમ કહ્યું છે તે આ અદ્રષ્ટમૂલ પર્યંત નગરમાં પરમાત્મા સર્વજ્ઞ જીનેશ્વર ભગવાન્ સમજવા. તેમના સર્વ કલેશો નાશ પામેલા હોવાથી, તથા તેમનું સ્વરૂપ ઉપમાને

---

૧ આ કથાનો વિષય ત્રણે કાળનો છે, તેથી જુદા જુદા કાળના ક્રિયાપદના રૂપો આ ચરિત્રમાં સર્વત્ર કહેવામાં આવ્યા છે પરંતુ તે યોગ્ય સમજવાં. વ્યાકરણ વેત્તાઓ કહે છે કે-કારકની પેઠે કાળ પણ એક સ્વરૂપવાળી વસ્તુમાં તે વસ્તુની સ્થિતિના ફેરફારથી જુદા જુદા પ્રકારનો કહેવામાં આવે છે, એમ અમે જોયેલ છે અને તે અમને અભિષ્ટ છે. જેમ કે પાટલીપુત્રથી શરૂ થતા આ માર્ગમાં એક કુવો હતો, હોતો હોવો, થયો, થશે, હશે, વિગેરે કાળના રૂપો એકજ કુવાને માટે છે, તો પણ જુદી જુદી વિવક્ષાથી તે સર્વે યુક્ત છે, (આવીજ મુશ્કેલી આ ભાષાંતરમાં વારવાર આવી છે, વાંચનારાઓ તેને માટે ઉપરની બાબત તરફ ધ્યાન આપશે.)

૨ આનો સંબંધ પૃષ્ટ ૧૫ ના ત્રીજા પારિગ્રાફ સાથે છે

અગોચર, સ્વાધીન અને અતિશય અનંત આનંદના સમૂહરૂપ હોવાથી ખરેખરી રીતે તેજ સુસ્થિત[1] થવાને લાયક છે, પણ બાકીના બીજા દેવો અવિદ્યા (અજ્ઞાન) વિગેરે ક્લેશોમાં પડેલ હોવાથી અતિ દુસ્થિત છે,-સુસ્થિત નથી. અને તે સર્વજ્ઞ પ્રભુજ સર્વ પ્રાણીઓનું સૂક્ષ્મ રીતે રક્ષણ કરવાનો ઉપદેશ આપનારા હોવાથી તથા આક્ષેપ પૂર્વક મોક્ષ મેળવવામાં પ્રવીણ એવા શાસ્ત્રાર્થના પ્રણેતા હોવાથી સ્વભાવથીજ અતિ વત્સળ હૃદયવાળા છે. વળી તેજ સર્વ ઉત્તમ દેવતાઓથી, રાજાઓથી, ઇંદ્રોથી અને ચક્રવર્તિથી પણ પ્રખ્યાત કીર્તિવાળા છે, કારણ કે સર્વ દેવો તથા મનુષ્યો પ્રશસ્ત મન વચન અને કાયાની ક્રિયામાં લીન થઇને નીરંતર તેમની સ્તુતિ કરે છે અને આ કારણોથીજ તે મહાત્મા અવિકલ એવા મહારાજ શબ્દને ધારણ કરવાને યોગ્ય છે.

"અન્યદા ઉપર વર્ણવેલો ભિખારી રખડતો રખડતો તે રાજાના મંદીરના દ્વાર પાસે કંથચિત્ આવ્યો; ત્યાં 'સ્વકર્મવિવર' નામે દ્વારપાળ ઉભો હતો તેણે દયા લાવીને તે રંકને રાજ મંદીરમાં દાખલ કર્યો" આ પ્રમાણે કહ્યું છે તેની નીચે પ્રમાણે ઘટના કરવી;—

જ્યારે આ જીવ ઘર્ષણ ઘુર્ણન ન્યાયથી[2] કોઈ વખત યથા પ્રવૃત્તિ કરણ કરે છે ત્યારે આયુષ્ય કર્મ સિવાય બીજા સાતે કર્મોની ઉત્કૃષ્ટ સ્થિતિ ઓછી કરી એક કોડાકોડી સાગરોપમની સ્થિતિ સુધી લાવે છે અને બાકીની સ્થિતિ ક્ષય થઇ જાય છે.[3]

---

૧ સારી રીતે-સુખમાં રહેલ. ૨ નદીમાં પથ્થર પોતાની મેળે અથડાતો ઘસાતો ગોળ થાય છે તે ન્યાયથી.

૩ આ પ્રાણી આઠે કર્મોની ઉત્તર પ્રકૃતિઓનો વિપાક અનુભવતો અનાદી કાળથી સંસારમાં પરિભ્રમણ કરે છે, પરંતુ સમ્યકત્વની પ્રાપ્તિ થયેલ ન હોવાથી તેના ભ્રમણનો છેડો આવતો નથી. મુમુક્ષુઓની અભિલાષા સમ્યકત્વ પ્રાપ્ત કરવા તરફજ હોય છે. સમ્યકત્વ પ્રાપ્તને અવસરે દરેક જીવને ત્રણ કરણ થાય છે, અને ગ્રંથિભેદ થાય છે તેનો વિચાર નીચે પ્રમાણે છે:—

ચરમ પુદ્ગળ પરાવર્તમાં મિથ્યાત્વની મંદતા થાય તે વખત સમ્યક્ત્વ પ્રાપ્તિનાં કારણ ત્રણ કરણ છે, તેમાંથી પ્રથમ વૈરાગ્ય વાસનાથી ઉદાસીન વૃત્તિરૂપ **યથાપ્રવૃત્તિ કરણ** જીવ કરે. અહીં જીવની પ્રવૃત્તિ પૂર્વે હતી તેવીજ રહે છે, અનાદિની ચાલ ફરતી નથી, પરંતુ કારણ પરિપાકના જોરથી મિથ્યાત્વની મંદતા થાય છે. અહીં અકામ નિર્જરાથી (ઇચ્છા વિના) પોતાના છેદન ભેદનાદિ અવસરે નિર્જરા ઘણી થાય છે અને કષાયની મંદતા પણ ઘણી થાય છે તેથી ઘણા કર્મો ખપાવે અને બંધ થોડાં કર્મોનો કરે છે. યથાપ્રવૃત્તિકરણ કરે ત્યારે આયુષ્ય કર્મ સિવાય સાતે કર્મની ઉત્કૃષ્ટ સ્થિતિ ખપાવી એક કોડાકોડી સાગરોપમમાં કાંઇક ઓછી (પલ્યોપમના અસંખ્યાતમે ભાગે ઓછી) સ્થિતિ રહે છે. તે આ પ્રમાણે-જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, વેદનીય અને અંતરાય કર્મની ૩૦ કોડાકોડી સાગરોપમની, નામ અને ગોત્ર કર્મની ૨૦ કોડાકોડી સાગરોપમની અને મોહનીય કર્મની ૭૦ કોડાકોડી સાગરોપમની ઉત્કૃષ્ટ સ્થિતિ છે; તેમાંથી ઘણો ભાગ ક્ષય કરી દરેકની માત્ર એક કોડાકોડી સાગરોપમમાં કાંઇક ન્યૂન સ્થિતિ રાખે છે. આ પ્રથમ કરણ જીવ અનંતિવાર કરે છે અને તેથી ગ્રંથીની નજીક આવે છે. પણ શુભ પરિણામ વૃદ્ધિ ન પામવાથી પાછો મિથ્યાત્વમાં ચાલ્યો જાય છે. એવી રીતે ગ્રંથી સુધી આવીને ઘણા જીવો અનંતિવાર પાછા જાય છે. પણ જે જીવ સમકિત પામવાના હોય છે તે અહીં રાગદ્વેષ રૂપી ગ્રંથી (ગાંઠ) છે તેને કાપી નાંખવા સારૂ (ભેદવા સારૂ) અપૂર્વકરણ કરે છે. તેમાં પરિણામની નિર્મળતા વધારે થાય છે, કરણ તે અધ્યવસાયરૂપ સમજવા. આવા અધ્યવસાય જીવને અગાઉ કદી પણ થયેલાં નહિ હોવાથી તેને અપૂર્વકરણ કહે છે. ભવસ્થિતિ પરિપકવ થયા વિનાના પ્રાણીઓ તથા અભવ્ય પ્રાણીઓ આ કરણ કરી શકતા નથી. આ ગ્રંથીનું સ્થાનક દરેક કર્મની એક કોડાકોડી સાગરોપમમાં કાંઇક ઓછી સ્થિતિ થાય ત્યારેજ પ્રાપ્ત થાય છે. ગ્રંથી ભેદ કરવો તે બહુ મુસ્કેલ છે. અપૂર્વ કરણવડે ગ્રંથી ભેદ કરીને તરતજ પ્રાણી **અનિવૃત્તિ કરણ** કરે છે, અહીં વિશેષ વિશુદ્ધ પરિણામના જોરથી મિથ્યાત્વ મોહનીયના પુંજની બે સ્થિતિ કરે-એક અંતર મુહુર્તની અને બીજી કોડાકોડી સાગરોપમમાં કાંઇક ન્યૂન-આ બંને સ્થિતિમાંથી નાની સ્થિતિનો ક્ષય કરે છે અને વચ્ચે અંતર પાડે છે-આવી રીતે

તેમાંની પણ કેટલીક સ્થિતિ ક્ષીણ થાય ત્યારે આ જીવ આચારાંગથી માંડીને દ્રષ્ટિવાદ પર્યંત બાર અંગ,[1] તે પરમ આગમરૂપ[2] અથવા તો તેના આધારભુત ચાર પ્રકારના શ્રમણ સંઘરૂપ,[3] પોતાના આત્મારૂપ રાજાના મંદિરના દ્વારને પ્રાપ્ત થાય છે. ત્યાં સર્વજ્ઞ શાસનરૂપ મંદિરમાં પ્રવેશ કરાવવામાં ચતુર પોતાના આત્માને લાગેલાં કર્મોનો વિવર (વિચ્છેદ) તેજ 'સ્વકર્મ વિવર' નામનો દ્વારપાળ થવા યોગ્ય છે. ત્યાં બીજા પણ રાગ દ્વેષ મોહ વિગેરે દ્વારપાળો છે પણ તેઓ તો આ જીવને સર્વજ્ઞ શાસનરૂપ મંદિરમાં પ્રવેશ કરાવનારા નથી પરંતુ ઉલટાં અટકાવનારા છે, અનંતવાર આ જીવ પૂર્વોકતદ્વાર નજીક આવે છે પણ તે રાગદ્વેષ મોહાદિકો તેને હાંકી કાઢે છે. કદી કોઇ વખત તેઓ પણ આ જીવને અંદર દાખલ કરે છે, પરંતુ તેઓવડે દાખલ થયેલો આ જીવ પરમાર્થથી દાખલ થયેલો બનતો નથી; કારણ કે રાગ દ્વેષ મોહ વિગેરેમાં વ્યાકુળ ચિત્તવડે કદી યતિ અથવા શ્રાવકના ચિન્હોને તે ધારણ કરે છે; તોપણ વાસ્તવીક રીતે સર્વજ્ઞ શાસનરૂપ ભુવનથી તે બહારજ છે એમ સમજવું. અને સ્વકર્મ વિવર દ્વારપાળ

---

અંતરકરણ કરે છે. અંતરકરણમાં બંને પુંજમાંથી નાના પુંજનો (ઉદયમાં આવેલા મિથ્યાત્વના પુદ્ગલનો) ક્ષય કરે છે અને મોટા પુંજને ઉપશમાવે છે. આ અંતરકરણ કરે કે તરતજ પ્રાણીને ઉપશમ સમકિત પ્રાપ્ત-થાય છે.

આ ત્રણે કરણનો ખ્યાલ દરેક જૈનને સ્પષ્ટ હોવો જોઈએ. નોટમાં વિશેષ લખી શકાય નહિ તોપણ આટલા વિવેચન ઉપરથી તેની અગત્યતા સમજાઇ હશે. જિજ્ઞાસુઓએ આત્મ પ્રબોધાદિ ગ્રંથોથી અધ્યયન કરીને સમજવા જેવો આ અગત્યનો વિષય છે.

૧ જૈનોના સિદ્ધાંતમાં મુખ્ય ૪૫ આગમો છે તેમાં પ્રથમ ૧૧ અંગ છે. હાલ બારમું અંગ દૃષ્ટિવાદ નામે વિચ્છેદ ગયું છે તેથી ૧૧ અંગજ બાકી રહ્યા છે. ૨ સિદ્ધાંત.

૩ સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકા, એ ચાર મળીને સંઘ થાય છે.

તે ભુવન સુધી આવેલા આ જીવને ગ્રંથિભેદ[1] કરાવીને તે દ્વારા સર્વજ્ઞ શાસનરૂપ મંદીરમાં પ્રવેશ કરાવે છે તે યુકત સમજવું.

પૂર્વે આ કથાનકમાં "તે દરિદ્રીએ અગાઉ કદી પણ નહિ જોયેલું, અનંત અનંત વૈભવોથી પૂર્ણ, રાજા પ્રધાન મોટા યોદ્ધાઓ કામદારો અને કોટવાળોથી અધિષ્ઠિત, સ્થવિરાજનથી સનાથ, લશ્કરી સુભટોથી ભરપૂર, આનંદ કરતી સ્ત્રીઓથી યુકત, ઉપમાથી અગોચર એવા શબ્દ વિગેરે વિષયોના સબંધથી સુંદર અને જ્યાં હમેશા ઉત્સવ થઇ રહ્યા છે એવું રાજભુવન જોયું.' એમ કહ્યું છે; તેવીજ રીતે વજ્ર જેવી દુર્ભેદ્ય અને પૂર્વે નહિ ભાંગેલી એવી આકરા કર્મોની ગ્રંથિનો આ જીવ ભેદ કરે છે તેથી તે દ્વારા તેને સ્વકર્મ વિવર દ્વારપાળ સર્વજ્ઞ શાસનરૂપ મંદિરમાં દાખલ કરે છે અને આ જીવ ઉપર કહેલ સર્વ વિશેષણોથી યુકત તે રાજમંદિરને જુએ છે તે આ, પ્રમાણે:—

આ મૌનીંદ્ર શાસનને વિષે અજ્ઞાનરૂપ અંધકારના પડળોને દૂર કરનાર, વિવિધ પ્રકારના રત્નોના સમૂહની આકૃતિને ધારણ કરનાર, ચળકતા અને નિર્મળ પ્રકાશથી ત્રણ ભુવનોમાં સર્વ ભાગને પ્રકાશિત કરનાર ઉત્કૃષ્ટ 'જ્ઞાન' દેખાય છે. વળી જ્યાં મહા મુનિઓના શરીરને શોભાવનાર હોવાથી મનોહર મણિના ઘડેલા સુશોભિત આભુષણોની જેવા સુંદર આકારને ધારણ કરનાર આમર્ષૌષધિ વિગેરે 'લબ્ધિઓ' રૂપ અનેક પ્રકારની ઋદ્ધિ દેખાય છે, વળી આ જિનમતમાં વિચિત્ર પ્રકારના વસ્ત્રોના આકારને ધારણ કરનારા બહુ પ્રકારના 'તપો' અત્યંત સુંદર હોવાથી સુજન પુરૂષોનાં હૃદયનું આકર્ષણ કરી રહ્યા છે તથા ચપળ અને વસ્ત્રોના ચંદરવામાં લટકાવેલા મોતીઓના અવચુલના[2] આકારને ધારણ કરનારા 'ચરણસિત્તરીને કરણસિત્તરીરૂપ મૂળ અને ઉત્તર ગુણો' રચના સૌંદર્યના યોગથી આ પારમેશ્વર મતમાં મનને અત્યંત આલ્હાદ ઉપજાવે છે.

---

૧ રાગ દ્વેષ મોહની અનંત કાળથી બાંધેલી નિવડગ્રંથી.

૨ ચંદરવાના મધ્યમાં મોતીઓના ગુચ્છાઓ લટકાવે છે તે.

**આવાં જૈન દર્શનમાં વર્તના ભાગ્યશાળી પ્રાણીઓના સુખની શોભાને ગંધના ઉત્કર્ષને અને ચિત્તમાં અત્યંત આનંદને ઉત્પન્ન કરનાર જે 'સત્ય વચન' છે તે તાંબુલ તુલ્ય છે. વળી આ જૈન મતમાં જે 'અઢાર હજાર શીળાંગ'[1] પોતાની સુગંધ સર્વ દિશા-**

---

૧ યોગ ત્રણ, કરણ ત્રણ, સંજ્ઞા ચાર, ઇંદ્રિય પાંચ, પૃથ્વીકાયાદિક દશ અને શ્રમણધર્મ દશ તેણે કરીને અઢાર હજાર શીલાંગ થાય છે (શીલાંગ એટલે ચારિત્રના અંશ અથવા વિભાગ) તે નીચે પ્રમાણે—યોગ ત્રણ છે-મનયોગ, વચનયોગ, કાયયોગ. કરણ ત્રણ છે. કરવું, કરાવવું, અને અનુમોદવું. સંજ્ઞા ચાર છે. આહાર સંજ્ઞા, ભય સંજ્ઞા, પરિગ્રહ સંજ્ઞા, અને મૈથુન સંજ્ઞા. ઇંદ્રિય પાંચ છે—સ્પર્શેદ્રિય, રસેદ્રિય, ઘ્રાણેદ્રિય, ચક્ષુરિંદ્રિય અને શ્રોત્રેદ્રિય, પૃથ્વીકાયાદિક દશ—પૃથ્વીકાય આરંભ, અપકાય આરંભ. તેઉકાય આરંભ, વાઉકાય આરભ, વનસ્પતિકાય આરંભ, બેઇંદ્રિય આરંભ, તેઇંદ્રિય આરંભ, ચઉરિંદ્રિય આરંભ, પચેંદ્રિય આરંભ અને અજીવારંભ. યતિ ધર્મ દશ છે—ક્ષમા, માર્દવ, આર્જવ, મુક્તિ, તપ, સંજમ, સત્ય, શૌચ્ય, અકિંચન અને બ્રહ્મચર્ય, આમાંના દરેકનું એક એક પદ લઇ જુદા જુદા ભેદ કરવાના છે. પ્રથમ ભેદ દાખલા તરીકે નીચે પ્રમાણે કરાય—મને કરી આહાર સંજ્ઞા રહિત થઇ શ્રોત્રેંદ્રિયનો સવર કરી ક્ષમા યુક્ત રહી પૃથ્વીકાયનો આરંભ કરે નહિં, આ વાકય કાયમ રાખી 'ક્ષમા યુકત' શબ્દને બદલે માર્દવ યુકત વિગેરે દશે ધર્મો મૂકે ત્યારે દશ ભેદ થાય, પણ તે બધા પૃથ્વીકાય સબંધેજ થયા. તે જ્યારે અપકાય વિગેરે ઉપર જણાવેલ દશ ભેદ સાથે દશ દશ ભેદ કરે ત્યારે સો ભેદ થાય. તે બધા શ્રોત્રેંદ્રિયે થયા તેવીજ રીતે બાકીની ચાર ઇંદ્રિયો સાથે મેળવતાં ૫૦૦ ભેદ થાય, તે દરેકને આહાર ભય, મૈથુન અને પરિગ્રહ સંજ્ઞા સાથે મેળવતાં ૨૦૦૦ ભેદ થાય, મન, વચન અને કાયાના યોગ સાથે મેળવતાં ૬૦૦૦ ભેદ થાય અને તેને કરવું કરાવવું અને અનુમોદવું એ ત્રણ કારણ સાથે મેળવતાં ૧૮૦૦૦ ભેદ થાય,

આ ભેદને માટે શ્રી પ્રવચન સારોદ્ધાર ગ્રંથના પૃષ્ટ ૩૩૯મે એક કોષ્ટક આપેલુ છે તેની ખુબી એવી છે કે તે નજર આગળ રાખવાથી ૧૮૦૦૦ શ્લોકો બનાવી શકાય. જિજ્ઞાસુઓએ તે જરૂર વાચવું કારણ કે તે ઉપયોગી હોવા સાથે કર્તાની વિદ્વત્તા બતાવે છે.

ઓમાં ફેલાવે છે; તે શીલાંગો વિચિત્ર પ્રકારના વિભાગે[1] કરીને ગુંથેલાં મનોહારી ફુલોના ઢગલા જેવા છે મુનિરૂપી ભ્રમરોને આનંદ ઉપજાવવાના હેતુભૂત છે.[2] મહાત્મા જિનેશ્વરના મતમાં ભાવનાચંદન વિગેરે વિલેપનોના આકારને ધારણ કરતું 'સમ્યગ્ દર્શન' મિથ્યાત્વ કષાય વિગેરે સંતાપોથી તાપિત થયેલા ભવ્ય પ્રાણીઓનાં શરીરને શાંત કરે છે, કારણ કે આ સર્વજ્ઞ કથિત અને જ્ઞાન દર્શન ચારિત્રની પ્રાધાન્યતાવાળા જૈનશાસનમાં જે પ્રાણીઓ વર્તે છે તે ભાગ્યશાળીઓએ નરકરૂપ કુપને ઢાંકી દીધો છે;[3] તિર્યંચગતિરૂપ બંદીખાનાને ભગ્ન કરી નાખ્યું છે; કુમનુષ્ય[4] સંબંધી દુ:ખોને દળી નાંખ્યાં છે; કુદેવત્વના માનસિક સંતાપોનું મર્દન કર્યું છે; મિથ્યાત્વરૂપ વૈતાળનો નાશ કર્યો છે; રાગ વિગેરે શત્રુઓને ગતિહીન કરી મૂકયા છે; કર્મ સમૂહરૂપ અજીર્ણને જીર્ણ પ્રાય કરી નાખ્યું છે;[5] વૃદ્ધાવસ્થાના વિકારોને નષ્ટ કરી નાખ્યાં છે; મરણનો ભય હસી કાઢયો છે, અને સ્વર્ગ તથા મોક્ષનાં સુખોને હસ્ત કર્યા છે. વળી જીનેશ્વર ભગવાનના મતમાં રહેલા જીવોએ સંસારિક સુખોને હસી કાઢયાં છે; આ ભવપ્રપંચને હેયપણેજ જાણ્યો છે; મોક્ષ મેળવવામાંજ અંત:કરણને એક તાનવાળું કરી દીધું છે; મોક્ષપદની પોતાને પ્રાપ્તિ થશે તેમાં કદી પણ તેઓને

---

૧ ચય અને ભેદ અહીં શ્લેષ છે.

૨ ફુલોના જ્યારે હારો ગુંથવામાં આવે છે ત્યારે પ્રથમ તો તે જુદા-જુદા હોય છે અને વળી તે પુષ્પો ભ્રમરોને આનંદ ઉપજાવે છે, તેવીજ રીતે અઢાર હજાર શીલાંગમાં બહુ ભેદ છે અને તે મુનિરૂપ ભ્રમરોને બહુજ આનંદ આપે છે, આવી યોજના સર્વ વાકયોમાં કરવાની છે.

૩ નરકમાં જવાનો સંભવજ નથી.

૪ દુ:ખી સ્થિતિના હલકી પંકિતના પાપી મનુષ્યો.

૫ કર્મો બહુજ જીર્ણ થઇ ગયા છે તેથી થોડા વખત પછી કર્મ રહિત થવાશે, જીર્ણ શરીર પેઠે.

શંકાજ નથી. તેમના ઉપાય[1] અને ઉપેય[2] પરસ્પર વ્યભિચારી[3] નથી. કેમકે જ્ઞાન દર્શન અને ચારિત્રરૂપ માર્ગ-જે કે મેક્ષપ્રાપ્તિ માટે અપ્રતિહત શક્તિવાળો ઉપાય છે તે એમને મળ્યો છે એમ તેઓ જાણે છે; અને માર્ગની પ્રાપ્તિ થયા પછી તેઓને ખાતરી થયેલી છે કે આ માર્ગની પ્રાપ્તિ ઉપરાંત બીજી કોઇ પણ વસ્તુ આ સંસારમાં મેળવવા યોગ્ય નથી. આથી કરીને તેઓનું ચિત્ત સર્વ મનોરથોની પૂર્ણતા માને છે.

ઉપર પ્રમાણે હોવાથી જૈનશાસનમાં વર્તતા સર્વ (સમકિતી) પ્રાણીઓને શોક તો હોતોજ નથી, દીનતા હોતી નથી, આતુરતા નાશ પામે છે, રતિનો વિકાર નષ્ટ થાય છે, નિંદા નિંદાને યોગ્ય થાય છે, ચિત્તઉદ્વેગ તો સંભવતોજ નથી, તૃષ્ણા તો તેઓથી અત્યંત દૂર નાસી જાય છે, અને ત્રાસને તો તેઓએ સૂણથીજ દૂર કર્યો છે. ત્યારે તેઓના મનમાં શું વર્ત્તે છે તે કહે છે-ધીરતા રહે છે, ગંભીરતા વાસ કરે છે, ઉદારપણું પ્રબળ થાય છે અને ઉત્તમ ગુણોની વૃદ્ધિ થાય છે. વળી સ્વભાવિક ઉપશમ રૂપ અમૃતનું અવિચ્છિન્ન પાન કરવાથી જેઓનાં ચિત્તમાં ઉત્સવ થઈ રહ્યો છે, એવા તેઓ પ્રબળ રાગ કળા રહિત છતાં પણ તેઓના ચિત્તમાં રતિનો પ્રકર્ષ વૃદ્ધિ પામે છે.[4] મદનરૂપ[5] વ્યાધિનો નાશ કર્યો તોપણ તેઓના ચિત્તમાં હર્ષ વર્ત્યા કરે છે. ચંદન સદૃશ હોવા છતાં પણ તેમના આનંદમાં વિચ્છેદ પડતો નથી.

વળી જિનેશ્વર ભગવાનના શાસનમાં રહેલા ભવ્યપ્રાણીઓ સ્વભાવિક હર્ષના પ્રકર્ષથી આનંદિત હૃદયવાળા હોવાથી વારંવાર પાંચ પ્રકારનો સ્વાધ્યાય[6] કરવાને બ્હાને તેઓ ગાય છે; આચાર્ય

---

૧ મેળવવાનો રસ્તો ૨ મેળવવાની વસ્તુ. (અહીં મોક્ષ) ૩ વિરૂદ્ધ. ૪ અહીં વિરોધાભાસ છે. કેમકે રાગ (સ્નેહ) વગર રતિવિલાસ હોય નહિ છતાં અહીં છે. ૫ અહંકાર, વાણી. ૬ પાંચ પ્રકારનો સ્વાધ્યાય નીચે પ્રમાણે-(૧) વાચના-વાંચવું તે. (૨) પૃચ્છના-ગુરૂને શંકા પૂછવી. (૩) પરાવર્તના-ભણેલું સંભારી જવું. (૪) અનુપ્રેક્ષા-ભણેલ બાબત ઉપર વિચાર કરવો. (૫) ધર્મ કથા-ધર્મોપદેશ.

વિગેરેનો દશ પ્રકારે વૈયાવચ્ચ[1] કરવાને બ્હાને નાચે છે, તિર્થંકર મહારાજનો જન્માભિષેક, સમવસરણ, પૂજન, યાત્રા વિગેરે સંપાદન કરવાના વ્યાપારમાં તત્પર થવાને બ્હાને નાચે કુદે છે, પર ધર્મના વાદ કરનારાઓને પરાસ્ત કરવામાં ચાતુર્ય ધારણ કરતા સતા ચિત્તને આનંદ ઉપજાવનારા ઉત્કૃષ્ઠ સિંહનાદ વિગેરે કરે છે. અને તિર્થંકર મહારાજના ચ્યવન, જન્મ, દીક્ષા, કેવળજ્ઞાન પ્રાપ્તિ અને મોક્ષ ગમન એ પાંચ મહા કલ્યાણકોને પ્રસંગે આનંદી વાજિત્રો વગાડે છે-તેટલા માટે નિરંતર આનંદ યુક્ત અને સર્વ સંતાપોથી રહિત જૈનશાસન કોઇ દીવસ પણ આ જીવને સારા ભાવ પૂર્વક પૂર્વે પ્રાપ્ત થયું હોય એમ લાગતું નથી, ભવ ભ્રમણના સદ્ભાવથી તે બાબતનો નિશ્ચય થાય છે. ભાવયુકત તેનો લાભ થવાથી તો પહેલાંથીજ મોક્ષ પ્રાપ્તિ થઈ ગઈ હોત.

આ રાજ્યભુવનના પૂર્વ સ્થાનકમાં મુખ્ય બે વિશેષણો કહેલા છે. (૧) તેનું વર્ણન અને (૨) તેમાં રહેલા લોકોની સ્થિતિનું વર્ણન, તેમાં અદૃષ્ટમૂલપર્યંત નગર અનંત વિભૂતિથી સંપન્ન છે એમ કહ્યું છે તે વિશેષણ તો સર્વજ્ઞ શાસનની સાથે ઘટાવ્યું. હવે તે નગરીમાં રાજા, પ્રધાન, મોટા યોધાઓ, મંત્રીઓ, કામદારો વિગેરે રહે છે એમ કહેલું છે તે વિશેષણ અત્રે ઘટાવે છે 'તે રાજમંદિરમાં અનેક રાજાઓ વસે છે; તે રાજાઓના અંતર્ગત તેજથી સર્વ શત્રુઓ નાશ પામી ગયા છે અને તેથી રાજાઓને મંદિર બહારનો સર્વ વ્યાપાર શાંત થઇ ગયો છે'—એમ પૂર્વે કહ્યું છે તે રાજાઓને સ્થાનકે જિનંદ્ર શાસનમાં આચાર્યો સમજવા. તેઓના અંતરંગમાં રહેલા મહા તપસ્યાના જાજ્વલ્યમાન તેજથી તેઓના રાગ દ્વેષ વિગેરે શત્રુઓ નાશ પામી ગયા છે અને તેઓના બહારના સર્વ વ્યાપાર શાંત થઈ ગયેલા હોવાથી તેઓ આખી દુનિયાને આનંદના હેતુભૂત છે.

---

૧ દશ પ્રકારનો વૈયાવચ્ચ નીચે પ્રમાણે:—
આચાર્ય, ઉપાધ્યાય, સ્થવિર, તપસ્વી, ગ્લાન (રોગી), નવ દીક્ષિત મુનિ, સામી (સ્વધર્મી) કુળ, ગણ, સંઘ આ દશની ભાત પાણી વસ્ત્ર પાત્ર વિગેરેથી સેવા કરવી તે દશ પ્રકારનો વૈયાવચ્ચ છે.

તેઓજ ગુણ રત્નોથી ભરપૂર દુનિયાના નાયક હોવાથી ઉપમા રહિત એવા રાજ શબ્દને યોગ્ય છે.

વળી "તે રાજમંદિર ઘણા મંત્રીઓથી ભરેલું છે; આ મંત્રીઓને સર્વ જગતની ચેષ્ટા સાક્ષાત થયેલી છે, વળી તેમણે બુદ્ધિથી શત્રુને પણ ઓળખી લીધા છે, અને તેઓ સર્વ નીતિ શાસ્ત્રોમાં પ્રવિણ છે" એમ પૂર્વે કહેલું છે. તે અનુસારે ભગવાન્ શાસનમાં મંત્રીઓ તે 'ઉપાધ્યાય' સમજવા તેઓ વિતરાગ પ્રણીત આગમનો સાર જાણતા હોવાથી તેમને સમસ્ત ભુવનનો વ્યાપાર વિદિત છે, બુદ્ધિના બળથી તેઓએ રાગ વિગેરે અંતરંગ શત્રુઓને ઓળખી લીધા છે અને રહસ્યના સર્વ ગ્રંથોમાં કુશળ હોવાથી સર્વ નીતિ શાસ્ત્રોમાં પ્રવિણ હોય છે. તેઓ પોતાની બુદ્ધિના વૈભવવડે આખા ભુવનની તુલના કરવાને શક્તિમાન્ હોવાથી સંપૂર્ણ રીતે 'અમાત્ય' શબ્દની યોગ્યતાને ધારણ કરતા સતા શોભી રહ્યા છે.

'તે રાજમંદિરમાં અસંખ્ય મહા યોધાઓ છે જેઓ રણુ ક્ષેત્રમાં યમને પણ સામે આવેલ જોઇને ક્ષોભ પામતા નથી'—એમ પૂર્વે કહેલું છે તે મહા યોધાઓ તે જૈનશાસનમાં ગીતાર્થો[1] સમજવા. તેઓના ચિત્તમાં સત્ત્વભાવ પુષ્ટ હોવાથી તેઓ દેવતાં વિગેરેના કરેલા ઘોર ઉપસર્ગોથી[2] ક્ષોભ પામતા નથી અને ઘોર પરીસહોથી[3] તેઓ લગાર માત્ર પણ બ્હીતા નથી. વિશેષ શું કહેવું પણ કદાચ યમ જેવા ભયંકર ઉપદ્રવ કરનારને પોતાની સામે જુએ તોપણ તેઓનું મન જરા પણ ત્રાસ પામતું નથી. તેથી દ્રવ્ય ક્ષેત્ર કાળ પૂર્વક કાર્ય સિદ્ધિમાં મગ્ન થયેલા ગચ્છ, કુળ, ગણ અને સંઘને શુદ્ધ પરંપરાગત હોવાથી મોક્ષના કારણભૂત છે માટે તેઓ મહા યોધા કહેવાય છે.

"તે રાજમંદિરમાં અનેક નિયુક્તકો (કામદારો) છે, જેઓ અવ્યાકુળપણે ક્રોડો ગમે નગરોનું તથા ગામોનુ તથા ખાણોનું પરિપાલન કરે છે"—એમ પૂર્વે કહ્યું છે તે નિયુક્તકો ભગવાન્ શા-

૧ જૈન મતના સર્વ શાસ્ત્રોના સંપૂર્ણ જ્ઞાનવાળા ૨ કોઇના ઉપજાવેલા દુઃખોનું સહન કરવુ ૩ ક્ષુધા તૃષા વિગેરે સહન કરવું

સનમાં ' ગણચિંતક ' સમજવા. તેઓ બાળ, વૃદ્ધ, રોગી તથા અતિથી વિગેરે અશક્ત તથા પાલન કરવાને યોગ્ય અનેક મુનિઓથી વેષ્ટિત હોય છે, કુલ ગણ અને સંઘમાં રહેલા હોય છે; અને અસંખ્ય ગામ તથા નગરોના સ્થાનરૂપ જે અનેક ગચ્છો તેમાં રહીને ગીતાર્થ એવા તે ગણચિંતકો ઉત્સર્ગ અને અપવાદમાં યોગ્યતા પ્રમાણે સર્વને જોડી દેવાને નિપુણ હોય છે. તેમજ તેઓ પ્રાસુક[1] એષણિય[2] આહાર પાણી, ઔષધ, ઉપકરણ[3] ઉપાશ્રય વિગેરે મેળવી આપવાવડે, નિરંતર નિરાકુળ રહ્યા સતા સર્વને પાલવાને સમર્થ હોય છે તેઓને સ્પષ્ટ રીતે આચાર્યે અધિકારીપણે નીમેલા હોવાથી તેઓ 'નિયુક્તક' ના નામને યોગ્ય છે.

"તેજ મંદિરમાં અનેક કોટવાળો છે જેઓ સ્વામી ઉપર અત્યંત પ્રીતિ રાખે છે તેમજ બળવાળા અને અંતઃકરણના ડાહ્યા છે" એમ પૂર્વે કહ્યું છે તે કોટવાળો જૈનશાસનમાં 'સામાન્ય સાધુઓ' સમજવા. તેઓ ધ્યાન રાખીને આચાર્યના આદેશને અમલમાં આણે છે, ઉપાધ્યાયની આજ્ઞાને અનુસરે છે, ગીતાર્થોનો વિનય કરે છે, ગણચિંતકની કરેલી મર્યાદાને ઉલ્લંઘતા નથી, ગચ્છ, કુળ, ગણ અને સંઘના કામમાં પોતાના આત્માને જોડે છે, અને ગચ્છ વિગેરેને કાંઇ વિપત્તિ આવી પડે તો તેવે પ્રસંગે પોતાની જીંદગીના ભોગે પણ તે વિપત્તિને દૂર કરવા પ્રયાસ કરે છે. તેઓ શુરતા, ભક્તતા, વિનીતતા વિગેરે સ્વભાવિક ગુણોથી કોટવાળના નામને યોગ્ય છે. આવી રીતે જે જૈનશાસનને રાજ્યભુવન તરીકે કહેવામાં આવ્યું છે તેનું આચાર્યોવડે ચિંતવન કરાય છે, ઉપાધ્યાયવડે રક્ષણ કરાય છે, ગીતાર્થોવડે પુષ્ટી પમાડાય છે, તેનો સર્વ વ્યાપાર ગણચિંતકો કરે છે અને સામાન્ય સાધુઓ તેની ચોકી કરે છે.

" તે મંદિરમાં કેટલીક સ્થવિરા છે જે મદોન્મત થયેલી સ્ત્રીઓનું નિવારણ કરે છે અને પંડે પણ વિષયના રસથી નિવૃત થયેલી છે એમ પુર્વે કહ્યું છે—" એની યોજના પણ જૈન

---

૧ જીવ વિનાનું. ૨ દોષ વિનનું ૩ સાધુના ઉપયોગી વસ્ત્રો, પાત્રો, પોથી વિગેરે.

શાસનમાં આ પ્રમાણે કરવી: સ્થવિરા ( વૃદ્ધ સ્ત્રીઓ ) તે આ જૈન શાસનમાં સાધ્વી ( આર્યા ) ઓ સમજવી. પૂર્વે મહોન્મત્ત સ્ત્રીઓનું નિવારણ કરનાર અને પોતે વિષય સંગથી રહીત એ વા બે ગુણો તે સ્થવિરાના કહ્યા છે તે બન્ને આ આર્યાઓમાં યોજવા. શ્રમણોપાસકની સ્ત્રીઓ ( શ્રાવિકાઓ ) તથા પોતાની શિષ્યાઓમાંથી જેજે ધર્મ કાર્યોમાં પ્રમાદની પરતંત્રતા વડે સીદાતા હોય છે તેઓને ઉપકાર કરવાના વ્યસનીપણાથી તેમજ ભગવાને આગમમાં કહેલ સ્વામી વાત્સલ્યને મહા નિર્જરાનું કારણ જાણવાથી તેઓ સ્મારણ,[1] વારણ,[2] પ્રેરણ [3] અને પ્રતિ પ્રેરણ[4] વડે ખરાબ રસ્તે જતાં વારંવાર વારે છે અને સારા માર્ગે ચડાવે છે. વળી વિષય રૂપ વિષનો વિષમ વિપાક,[5] વિદિત હોવાથી તેઓ વિષયોથી નિવૃત્ત ચિતવાળા થઇને સંયમમાં રમણ કરે છે, અનેક પ્રકારના તપ કરવામાં ક્રિડા કરે છે, નિરંતર સ્વાધ્યાય કરવામાંજ આનંદ માને છે, પ્રમાદોને સેવતા નથી, અને કાંઇપણ આશંકા કર્યા વગર આચાર્યના આદેશને ઉઠાવી લેછે.

" વળી તે રાજભુવન ચોતરફ સુભટોથી ભરેલું છે"—એમ પૂર્વે કહેલું છે, તે ભગવાનના શાસનમાં શ્રમણોપાસક "શ્રાવકો" ને સમજવા. તેઓ સંખ્યામાં ઘણા હોવાથી સર્વત્ર વ્યાપી રહેલા હોય છે. કારણકે શ્રાવકો દેવતાઓમાં અસંખ્ય છે મનુષ્યમાં સંખ્યાબંધ છે, તિર્યંચોમાં બહુ પ્રકારના છે અને નારકીમાં પણ ઘણા છે. તેઓ શૌર્ય, ઔદાર્ય ગાંભિર્ય વિગેરે ગુણોવાળા હોવાથી જૈનશાસનના શત્રુભુત મિથ્યાત્વ રૂપ આત્મસત્વને ધારણ કરનારા યોધાયોનું મુળમાંથી ઉન્મુળન કરી નાખવામાં ચતુરાઇ ધારણ કરે છે, તેથી અનુપમ પ્રવૃત્તિ માટે તેઓ સુભટ[6] શબ્દને યોગ્ય છે તેઓ હમેશા સર્વજ્ઞ મહારાજાનું ધ્યાન કરે છે; આચાર્ય રૂપ રાજાઓની આરાધના કરે છે; ઉપાધ્યાય રૂપ પ્રધાનોના ઉપદેશ પ્રમાણે આચરણ કરેછે, ગીતાર્થ વૃષભરૂપ યોધાઓ

---

૧ યાદ આપવું. ૨ વારવું. ૩ પ્રેરણા કરવી. ૪ વારંવાર પ્રેરણા કરવી. ૫ પરિણામ. ૬. તેઓ સુભટ શબ્દને સ્વિકારેછે તેથી મિથ્યાત્વ રૂપ શત્રુને હણવા માટે તૈયાર થઇ જાય છે.

ના વચન પ્રમાણે સર્વ ધર્મ કાર્યોમાં પ્રવૃર્તન કરેછે; પોતાના આત્માના ઉપર અનુગ્રહ કરવાની બુદ્ધિથી—જે ગણ ચિંતકો સર્વ સાધુઓનો અનુગ્રહ કરવાની ઇચ્છાવાળા હોયછે અને તેથી જેઓને કામદારની પદવી આપવામાં આવી છે તેવા ગણ ચિંતકોને વસ્ત્ર, પાત્ર, ભાત, પાણી, ઔષધ, આસન, સંથારો ઉપાશ્રય વિગેરે વિધિ પૂર્વક આપેછે; તલવર્ગિક (કોટવાળ) તુલ્યમધ્ય દિક્ષિત સાધુઓને શુદ્ધ મન વચન કાયાથી નમસ્કાર કરે છે; સ્થવિરાને સ્થાનકે રહેલી સાધ્વીઓને ભક્તિના ઉત્કર્ષથી ભરેલા હૃદયપૂર્વક વંદન કરે છે; વિલાસીનીને સ્થાનકે રહેલી શ્રાવિકાઓને સર્વ ધર્મ કાર્યોમાં ઉત્સાહ આપે છે; અને જિનજન્માભિષેક, નંદીશ્વર દ્વીપાદિકે જિન યાત્રા અથવા મનુષ્ય સંબંધી પર્વસ્નાત્ર વિગેરે સર્વ ધ્યાન રાખીને કરે છે. ( દેવતા હોય તો તેને યોગ્ય અને મનુષ્ય હોય તો તેને યોગ્ય સર્વ ક્રિયાઓ કરે છે ), તેમજ તેઓ જૈનશાસનમાં કહેલી સર્વ નિત્ય ક્રિયા[1] તથા નૈમિત્તિક ક્રિયાઓ[2] કરે છે. તેઓના સંબંધમાં વિશેષ શું કહેવું? તેઓ જૈનશાસન મૂકીને બીજું કાંઇ પણ જોતા નથી, સાંભળતા નથી, જાણતા નથી, સદ્દહતા નથી, તેઓને બીજું કાંઈપણ ગમતું નથી, તેઓ બીજા કોઇની પાલના કરતા નથી, પરંતુ જૈન શાસનનેજ સર્વ કલ્યાણનું કારણ માને છે. તેઓમાં ભક્તિભાવ બહુજ હોવાથી સર્વજ્ઞ મહારાજાને પણ તેઓ વહાલા લાગે છે. તેથી તે મંદિરની મધ્યમાં રહેલા વિનીત અને પૈસાદાર મોટા કુટુંબીઓ જેવા તેઓને ગણવા કેમકે બીજાઓનો તો તે ભુવનમાં કયાંથી વાસજ થઇ શકે?

"તે રાજભુવનમાં અનેક વિલાસિની (સ્ત્રી) ઓ રહે છે" એમ પૂર્વે કહ્યું છે વિલાસ કરતી સ્ત્રીઓ જૈનશાસનમાં સમ્યગ્ દર્શન ધારણ કરવામાં, અનુવ્રત પાળવામાં, અને જિન સાધુઓની ભકિત કરવામાં પરાયણ ચિતવાળી " શ્રાવિકાઓ " સમજવી, તે શ્રમણોપાસિકાઓ પણ શ્રાવકોની પેઠે સર્વજ્ઞ મહારાજા

---

૧ આવસ્યક જિનપુજા વિગેરે. ૨ કલ્યાણક મહોત્સવ અઠ્ઠાઇ મહોત્સવ વિગેરે.

વિગેરેની આરાધના કરવામાં તત્પર મનવાળી હોય છે; હંમેશા જ્ઞાનનો અભ્યાસ કરે છે; સમ્યકત્વમાં આત્માને હમેશાં વિશેષ દ્રઢ કરે છે; અનુવ્રત ધારણ કરે છે; ગુણવ્રતો ગ્રહણ કરે છે; શિક્ષાવ્રતોનો અભ્યાસ કરે છે;[1] અનેક પ્રકારની તપસ્યાઓ કરે છે; સ્વાધ્યાય કરવામાં રમણ કરે છે; પોતાનો અનુગ્રહ થાય તેવું અનેક પ્રકારનું દાન સાધુઓને આપે છે; ગુરૂ ચરણમાં વંદન કરીને હર્ષ પામે છે; સુસાધુઓને નમસ્કાર કરીને ખુશી થાય છે; સારી ધર્મકથાઓમાં આનંદ માને છે; સાધર્મી[2] ભાઈઓ ઉપર પોતાના સગાબંધુઓ કરતાં પણ અધિક પ્રીતિ ધરાવે છે; સાધર્મી ભાઇઓથી રહીત દેશ ભાગમાં રહેવું પડે તો ઉદ્વેગ પામે છે; સાધુ વિગેરેને વેરાવ્યા સિવાય કોઈપણ પદાર્થોનો ઉપભોગ કરવામાં પ્રસન્ન થતી નથી; અને જિનેશ્વર મહારાજના ધર્મના સેવનથી તેઓ પોતાના આત્માને પ્રાયે સંસાર સમુદ્રથી પાર પામેલોજ માને છે. આ પ્રમાણે હોવાથી તેઓ પણ જૈનશાસનરૂપ મંદિરના મધ્ય ભાગમાં પૂંજાના ઉપકરણ તુલ્ય આકારને ધારણ કરીને શ્રમણોપાસક સાથે બંધાઇને[3] અથવા તેનાથી છુટી થઇને યા રહીને[4] તે મંદિરમાં રહે છે. જે સ્ત્રીઓ ઉપર પ્રમાણે ગુણવાળા ન હોય તેઓ કદી તે જૈન શાસનરૂપ મંદિરના મધ્ય ભાગમાં બેસેલી જણાય તોપણ તેઓને પરમાર્થથી તે મંદિરની બહારજ છે એમ સમજવું. આ ભગવત્ શાશનરૂપ ભુવન ભાવવડેજ ગ્રાહ્ય છે તેથી બાહ્ય છાયા માત્રથી અંદર દાખલ થયેલાને પરમાર્થથી દાખલ થયેલા સમજવા નહિ.

વળી તેં રાજમંદિર અનુપમ શબ્દ વિગેરે ઇંદ્રિયોના વિષયોના ઉપભોગથી સુંદર છે એમ પૂર્વે કહ્યું છે તે પણ આ પ્રમાણે સમજવું:—સર્વે ઇંદ્રો તે ભુવનના મધ્ય ભાગમાં રહે છે, વળી જે બીજા મહર્ધિક દેવતાઓ છે તેઓ પણ ઘણુંકરીને ભ-

---

૧ આ ત્રણે માટે વદિતાના અર્થ જુઓ. ગાથા ૮ મી. ૨ પોતાના ધર્મવાળા જૈનભાઇઓ. ૩ શ્રમણોપાસકની સ્ત્રીપણે. ૪ વિધવાવસ્થા, કૌમવસ્થા અથવા બ્રહ્મચર્યાવસ્થામાં,

ગવતું શાસનની બહાર રહેવાને યોગ્ય નથી.[1] આવા ઇંદ્રો તથા મહર્ધિક દેવતાઓ તેમાં રહેતા હોવાથી અનુપમ શબ્દાદિક વિષયોના ઉપભોગની સુંદરતા તેમાં હોય તે કાંઇ મુશ્કેલ નથી. પરંતુ શબ્દ, રૂપ, ગંધ, સ્વાદ અને સ્પર્શ એ પાંચે ઇંદ્રિયોના ઉપભોગમાં આટલી બાબત ધ્યાનમાં રાખવાની છે કે ભોગો પુણ્યના ઉદયથી પ્રાપ્ત થાય છે. તે પુણ્ય બે પ્રકારનું છે— એક પાપાનુબંધિ અને બીજું પુણ્યાનુબંધિ. તેમાં સારી રીતે રાંધેલાં મનોહર પથ્ય ભોજનની જેમ પરિણામે સુંદર વિપાકવાળા હોવાથી પુણ્યાનુબંધિ પુણ્યના ઉદયથી પ્રાપ્ત થયેલા શબ્દાદિ ઉપભોગોજ અનુપમ ભોગના નામથી ઓળખાય છે. તેનો ઉપભોગ કરવાથી પ્રાણીના આશયો ( અધ્યવસાયો ) વિશેષ સુંદર ( ઉજવળ ) થાય છે અને તેવા સુંદર આશયવાળા પ્રાણીઓ તેમાં પ્રતિબંધ કરતા નથી. તેથી તેનો ઉપભોગ કરતાં છતાં પણ તેમાં તેઓનો દ્રઢ રાગ ન હોવાથી પૂર્વે બાંધેલાં પાપના પરમાણુને ઉલટા શિથિલ કરે છે અને સારા વિપાકવાળા નવા પુણ્યના પરમાણુઓને આત્મામાં ગ્રહણ કરે છે; એ નવા બાંધેલ પુણ્ય પરમાણુઓ જ્યારે ઉદયમાં આવે છે ત્યારે સંસારથી વૈરાગ્ય ઉત્પત્તિ વિગેરે શુભભાવો રૂપી સુખ પરંપરાને ઉત્પન્ન કરે છે અને મોક્ષના કારણભુત થાય છે. તેટલામાટે સુંદર વિપાકવાળા શબ્દાદિ વિષયોના ઉપભોગનેજ અહા ગ્રહણ કર્યા છે.

અને જે પાપાનુબંધિ પુણ્યના ઉદયથી પ્રાપ્ત થયેલા શબ્દાદિ વિષયો છે તે તરત ઘાત કરે તેવા આકરા વિષથી લેપેલા લાડવા તુલ્ય પરિણામે ભયંકર હોવાથી તત્વથી ' ભોગો 'જ કહેવાય નહિ, કારણકે મોટા જંગલમાં દેખાતા મૃગતૃષ્ણાના જલકલ્લોલની જેમ ભોગોને મેળવવા માટે દોડતા પુરૂષોનો શ્રમ નિષ્ફળ થાય છે અને તૃષ્ણા અત્યંત વૃદ્ધિ પામે છે, છતાં તે બીલકુલ પ્રાપ્ત થતાં નથી. કદાચ સહેજસાજ પ્રાપ્ત થાય છે તો તેનો ઉપભોગ કરતા તે ક્લિષ્ટ અધ્યવસાયને ઉત્પન્ન કરે છે, અને તુચ્છ અધ્યવસાયવાળા પુરૂષની બુદ્ધિ આંધળી થઈ જાય છે જેથી

---

[1] ઇંદ્રો તથા મહર્ધિક દેવતાઓના જીવ પ્રાયે ભવ્ય અને સમકિતી હોય છે. અભવ્ય કે મિથ્યાદૃષ્ટિ પ્રાયે તે પદવી પામતા નથી.

તેવા વિષયોમાં તે બહુજ પ્રતિબંધ કરે છે. એટલે પછી તે ભો-ગોનો કેટલાક દીવસ સુધી ઉપભોગ કરે છે; તેટલા વખતમાં તે ભોગ સંપાદન કરાવનાર પૂર્વે બાંધેલ પુણ્યનો લેશ હોય છે તે-નો પણ નાશ કરે છે અને આકરા પાપકર્મોના ભારથી આત્મા-ને ભારે કરે છે; પછી એ પાપકર્મોનો જ્યારે ઉદય થાય છે ત્યારે અનંત દુ:ખોરૂપ જળચર પ્રાણીઓથી ભરેલા આ સંસારરૂપ સમુદ્રમાં તે જીવ અનતકાળ પર્યંત પરિભ્રમણ કર્યા કરે છે તેટલા માટે પાપાનુબંધિ પુણ્યના ઉદયથી પ્રાપ્ત થયેલા શબ્દાદિ વિષ-યો દારૂણ પરિણામવાળા છે એમ કહેવામાં આવેલ છે.

સંસારમાં રહેલા જે પ્રાણીઓને પ્રાપ્ત થયેલા શબ્દાદિક વિષયો અવશ્ય સુંદર પરિણામવાળા છે તેઓ ઉપર જણાવેલા ન્યાય પ્રમાણે ભગવાનના શાસનની બહાર નથી, તેટલા માટે બીજા પણ પ્રેક્ષા[1]વાળા પ્રાણીઓએ મોક્ષને પમાડનાર ભગવાન્-ના મંદિરમાં ભાવ પૂર્વક રહેવું. કેમકે ભગવાનના શાસનમાં રહેલા પ્રાણીઓને તે સુંદર પરિણામવાળા ભોગો પણ પ્રાસંગિક ફળપણે પ્રાપ્ત થાય છે. તેને સંપાદન કરાવનારો બીજો કોઈ પણ હેતુ નથી—આ પ્રમાણે જૈન શાસનરૂપ મંદિર અપ્રતિપાતિ સુ-ખને આપવામાં પરંપરા કારણ ભૂત હોવાથી સતત ઉત્સવ વાળું કહેવામાં આવ્યું છે. પૂર્વ કથાનકમાં કહેલા રાંકે જેવા વિશે-ષણોથી યુકત રાજ્યમંદિર જોયું તેવીજ રીતે આ જીવ પણ તે-વાજ વિશેષણોથી શોભીત સર્વજ્ઞ શાસનરૂપ મંદિરને જુએ છે.

[2]વળી પૂર્વે કથાનકમાં કહ્યા પ્રમાણે 'તે નિષ્પુણ્યક નિરંતર આનંદવાળા રાજમંદિરને જોઇને આ શું? એમ વિસ્મય પૂ-ર્વક વિચારવા લાગ્યો તોપણ ઉન્માદ પણાથી તેણે એ મહેલ સં-બંધી કાંઇ પણ તાત્વિક હકીકત જાણી નહિ'—તેવીજ રીતે આ જીવને જ્યારે કર્મ વિવર આપે છે ત્યારે આ જીવ કોઇ પ્રકારે જૈ-ન શાસનને પામીને આ શું છે એમ જાણવાની જિજ્ઞાસા કરે છે; પરંતુ ઉન્માદ તુલ્ય મિથ્યાત્વના અંશો તેનામાં રહેલા હો-

---

૧ કોઇપણ વસ્તુના શુભાશુભ—ગુણ દોષ જાણવાની બુદ્ધિ.

૨ સંબંધ પૃષ્ટ ૧૭ પારિગ્રાફ બીજા સાથે છે.

વાથી તે અવસ્થામાં જૈન શાસનના વિશેષ ગુણો તત્વથી તે જાણતો નથી. વળી પૂર્વે કથાનકમાં કહેલા તે રંકને કર્મ વશે કાંઇક ચેતના પ્રાપ્ત થવાથી સ્ફુરણા થઈ આવી, તેથી તે વિચારવા લાગ્યો કે 'સર્વ આશ્ચર્યોનું ધામ આ રાજમંદિર સ્વકર્મ વિવર દ્વારપાળના પ્રસાદથી આજેજ જોઉં છું. તે જોતાં મને લાગે છે કે જરૂર મેં પૂર્વે કદી પણ આ રાજ મંદિર જોયું નથી. આ મહેલના દ્વારની નજીક પૂર્વે હું ઘણીવાર આવ્યો હતો, પણ તેની પાસે જાઉં ન જાઉં તેટલામાંતો કેવળ મારા મંદ ભાગ્યપણાથી જે બીજા મહાપાપી દ્વારપાળો છે તે મને કદર્થના કરીને કાઢી મૂકતા હતાં'–આ સર્વ આ જીવના સબંધમાં પણ બરાબર મળતુંજ છે તે આ પ્રમાણે નજીકમાં (થોડા સમયમાં) જેઓનું કલ્યાણ થવાનું છે એવા ભવ્ય પ્રાણીઓ કોઇ પ્રકારે જ્યારે જૈનશાસનને પામે છે ત્યારે જો કે તેના વિશેષ ગુણો જાણતા નથી તોપણ માર્ગાનુસારી થયેલા હોવાથી તેઓને આવો વિચાર થાય છે કે-આ અર્હત્ દર્શન (જૈન દર્શન) મહા આશ્ચર્ય ભૂત છે! અહીં જે લોકો રહે છે તેઓ સર્વે પરસ્પર મિત્રની જેમ, ભાઇઓની જેમ,એક પ્રયોજનવાળાઓની જેમ, પરસ્પર અર્પિત હ્રદયવાળાઓની જેમ, અને એક આત્માવાળા હોય તેમ વર્ત્તે છે. તથા તે સર્વે પ્રાણીઓ હમેશાં અમૃતથી તૃપ્ત થયેલા હોય તેવા દેખાય છે, તેઓને કોઇ પણ પ્રકારનો ઉદ્વેગ હોય એમ જણાતું નથી, તેઓને કોઇ પણ પ્રકારની ચિંતા લાગતી નથી, ધર્મ કાર્યોમાં ઉત્સાહવાળા છે, તેઓના સર્વ મનોરથ ફળીભુત થયા હોય તેમ જણાય છે, અને સર્વ જંતુઓનાં હિત તરફ ઉદ્યત મનવાળા દેખાય છે.–તેટલા માટે આ મંદિર ખરેખર સુંદર છે, આ વાત મેં હમણાજ જાણી-અગાઉ કોઇ દીવસ વિચાર કરેલ નહિ હોવાથી તે મંદિર આવું સુંદર જાણ્યું નહોતું. આ જીવ પૂર્વે અનંતીવાર ગ્રંથી ભેદના પ્રદેશની નજીક આવ્યો હતો, પરંતુ ગ્રંથીનો ભેદ કરીને તે દ્વારા આ જીવે કોઇ દીવસ પણ સર્વજ્ઞ મંદિરનું અવલોકન કર્યું નહોતું[1] કારણ કે ક્રૂર દ્વારપાળ જેવા રાગ

---

૧ જુનો નોટ પૃષ્ઠ ૭૩–૭૪.

દ્વેષ મોહ વિગેરે ત્યાંથી તેને વારંવાર કાઢી મુકતા હતા. અને તેથી જરા જરા બહારથી તે મંદિર તેણે જોયું હતું પણ તે અવસ્થામાં આ મંદિરનો એક વિભાગ પણ તે જાણતો નહોતો અથવા વિચારતો નહોતો.

પૂર્વે કથાનકમાં કહેલા તે રાંકને વારંવાર પર્યાલોચનમાં પરાયણ વૃત્તિથી આ પ્રમાણે સ્ફુરણા થઇ આવી કે-"હું ખરેખર ! નિષ્પુણ્યકજ છું કારણ કે આવું નયનને આનંદકારી રાજ્ય મંદિર મેં અગાઉ કદી પણ જોયું નહિ અને જોવા માટે કાંઇ ઉપાય પણ કર્યો નહિ, એટલુંજ નહિ પણ મને અધન્યને આ મંદિર કેવું છે એમ જાણવાની જિજ્ઞાસા પણ પૂર્વે ઉત્પન્ન થઇ નહિ. આ મહાત્મા અને કૃપાળુ સ્વકર્મ વિવર દ્વારપાળે મને ભાગ્યકળા રહિતને પણ આ સુંદર રાજ્યમંદિર બતાવ્યું તેથી તે મારો પરમ બંધુ છે. અને જે પ્રાણીઓ સર્વ પ્રકારના ક્લેશ રહિત થઇને અંતઃકરણના આનંદ પૂર્વક આ રાજમંદિરમાં નિરંતર હર્ષથી રહે છે તેઓ ખરેખર ! ભાગ્યશાળી છે." આ પ્રમાણે પૂર્વે કહ્યું છે તે સર્વ મારા જીવના સબંધમાં આ પ્રમાણે ઘટાવવું:-કોઇ વખત સમવસરણના દર્શનથી અથવા તિર્થકર મહારાજના સ્નાત્ર અભિષેકના અવલોકનથી અથવા વિતરાગ પરમાત્માના બિંબ (પ્રતિમા) ના દેખવાથી અથવા શાંત તપસ્વીઓના દર્શનથી અથવા સારા શ્રાવકોની સોબતથી અથવા તેઓની ક્રિયાના દેખવાથી અથવા પોતાના મિથ્યાત્વનો નાશ થવાથી તેના સર્વ ભાવો મૃદુ થાય છે અને તે વખત શુભ ધ્યાને કરીને તેના અધ્યવસાયો વિશેષ નિર્મળ થાય છે તે વખતે ઉપર લખેલ સર્વ હકીકત આ જીવના ચિત્તમાં વર્તતી હોય છે તે વખત સર્વજ્ઞ શાસનગોચર વસ્તુઓનો વિચાર કરવામાં આ જીવને પ્રીતિ થાય છે અને પોતે અગાઉ આવી બાબતો માટે વિચાર કર્યો નહિ તેને માટે તેને દિલગીરી થાય છે પછી જૈનમાર્ગના ઉપદેશ કરનારને તે ગૃહણ કરે છે, અને જૈનધર્મમાં રહેલ બીજા લોકોને માટે સદ્ભાવના પૂર્વક બંધુ બુદ્ધિથી બહુ માન ધરાવે છે-આ સર્વ હકીકત જે લઘુકર્મી જીવો સન્માર્ગની નજીક આવેલા હોય

છે અને જેઓએ ગ્રંથીભેદ કર્યો હોય અથવા ન કર્યો હોય, પણ જેઓને સમ્યકત્વ દર્શન નજીક આવેલું હોય છે અને જેઓ કેટલાક કાળ પર્યંત ભદ્રક ભાવે વર્તતા હોય છે તેઓની છે (સમકીત પ્રાપ્ત થયા પહેલાં પ્રાપ્ત થવાની તૈયારીમાં જીવની આવી દશા હોય છે અને તે વખત તેના મનમાં ઉપર બતાવેલા વિચારો આવે છે.)

ત્યાર પછી સકળ કલ્યાણની પ્રાપ્તિના કારણભૂત પરમેશ્વરની અવલોકનાને પ્રાપ્ત થએલો આ જીવ જે ભાવને પામે છે તે પૂર્વે કહેલ છે—તેનો સાર એવો છે કે-"પૂર્વે કથાનકમાં કહેલો લબ્ધ ચેતનાવાળો રાંક જે વખતે ઉપર જણાવેલા વિચારો કરતો હતો તે વખત મહારાજે તેના તરફ દ્રષ્ટિ કરી તે બનાવ બન્યો." તેવીજ રીતે જ્યારે આ જીવ પોતાના કર્મોની લાઘવતા થવાથી સન્માર્ગની સન્મુખ થાય છે (માર્ગાનુસારી થાય છે) તથા ભદ્રક ભાવે વર્તતો હોય છે ત્યારે તેની યોગ્યતાને લીધે પરમાત્મા અવલોકનરૂપ બીજો વૃતાંત બને છે, તેનો તાત્પર્ય આ પ્રમાણે છે કે-જે આ સુંદર મહેલના સાતમા માળે રહે છે, અને તેની નીચે રહેલા અદૃષ્ટ મૂલ પર્યંત નામના સમસ્ત નગરને સર્વ વ્યાપાર કળાઓથી યુક્ત સર્વદા દેખે છે, તેમજ તેની બહાર રહેલ દ્રવ્યને જોવામાં પણ જેની અપ્રતિહત શક્તિ છે, જે હમેશાં આનંદમાં રહે છે, અને લીલામાં મગ્ન છે એવા મોટા રાજા જે કહેલા છે તે અહીંયાં નિષ્કર્મ અવસ્થામાં વર્તતા 'પરમાત્મા-સર્વજ્ઞ-ભગવાન્' સમજવા. તે પરમાત્માજ મૃત્યુ લોકની[1] અપેક્ષાએ ઉપર ઉપર આવી રહેલા માળોની જેવા જે સાત રાજલોક તે રૂપ લોકપ્રાસાદ તેના શિખરે રહેલા છે.[2] અને એ પરમાત્માજ નગરના વિચિત્ર વ્યાપારરૂપ આ સંસાર વિસ્તારને તથા તેની બહાર રહેલા અલોકાકાશને પણ હાથમાં રહેલા આમળાની જેમ કેવળજ્ઞાનવડે દેખે છે.[3]

---

૧ તીર્છા લોકની. ૨. આ મૃત્યુલોકની ઉપર સાત રાજલોક વૈમાનીક દેવોના નિવાસના છે. અને તેના ઉપર સિદ્ધ શિલા છે.' જ્યાં પરમાત્માઓનો નિવાસ છે. ૩ કેવળજ્ઞાનથી લોક અને અલોકનું સર્વ સૂક્ષ્મ સ્વરૂપ પ્રત્યક્ષ થાય છે.

વળી તેઓજ અનંત વીર્ય અને અનંત સુખોથી સંપૂર્ણ હોવાથી સતત્ આનંદમાં રહીને લીલાપૂર્વક રમણ કરે છે બીજા જીવો તેવી રીતે રમણ કરતા નથી, કારણ કે સંસારરૂપ ખાડામાં પડેલા જીવોની લીલા પરમાર્થથી વિડંબના રૂપ છેઃ

આવા પરમાત્માએ તે રાંકને મહા રોગના સમૂહથી ભરેલો હોવાને લીધે ગાઢ બિભત્સ દર્શનવાળો જોયો અને તેથી કરૂણા લાવીને તેના ઉપર વિશેષ દ્રષ્ટિ કરી; એમ જે પૂર્વે કહ્યું છે તેવીજ રીતે આ આત્મા પણ જ્યારે પોતાની ભવ્યતા વિગેરેના પરિપાકથી આ કોટીમાં[1] આરૂઢ થાય છે ત્યારે તેના ઉપર ભગવાનની મહેરબાની થાયજ છે. પણ આ કોટિએ ચડયા શિવાય થતી નથી. કેમકે તે વિના તો માર્ગાનુસારીપણું પણ મેળવી શકતો નથી. વળી ભગવાનના અનુગ્રહવડેજ તેને ખરા ભાવથી ભગવાનમાં બહુ માન થાય છે. તે શિવાય તે મહાત્મામાં બહુ માન થતું નથી. કારણ કે સ્વકર્મના ક્ષયોપશમ વિગેરે સર્વ હેતુઓની અહીં પ્રધાનતા નથી. (કોટીએ ચડવું તે કરણ કરવાની તથા ગ્રંથીભેદ કરવાની સ્થિતિ તુલ્ય છે તે માત્ર ભગવાનનો અનુગ્રહ થવાથી એટલે ભવ્યતાદિના પરિપાકથીજ થાય છે.) આ સ્થિતિમાં વર્તતા જીવનો સમકિત મેળવવારૂપ હેતુ જાણીને પરમાત્માએ તેનું વિશેષ અવલોકન કર્યું. આ જીનેંદ્ર પરમાત્મા અચિંત્ય શક્તિવાળા હોવાથી તથા પરમાર્થ કરવામાંજ તેઓને એક તાન લાગી રહેલ હોવાથી આ જીવની મોક્ષમાર્ગે તરફ પ્રવૃત્તિ કરવામાં તેઓજ પરમ હેતુભૂત છે (સર્વ જીવો ઉપર અનુગ્રહ કરવામાં તત્પરતા બતાવી તે ભાવથી તો નિષ્ફળ છે કારણ કે સર્વ પ્રાણી કોઈ કાળે મોક્ષ જવાના નથી. તોપણ પરમાત્મા તે જીવની ભવ્યતા, કર્મ, કાળ, સ્વભાવ, નિયતિ વિગેરે સહકારી કારણો તરફ નજર રાખી તે જીવના અનુગ્રહ તરફ તત્પર થાય છે, તેટલા માટે સર્વ જીવોનું એક સાથે સંસારમાંથી તારવાનું અહીં નથી કહેવામાં આવ્યું? આ કથન આગમાનુસારીજ સમજવું.) આ પ્રમાણે હોવાથી જેનું ભવિષ્યમાં અવશ્ય

---

૧ સમકિત પ્રાપ્તિની યોગ્યતાવાળા જીવોની શ્રેણિ.

કલ્યાણ થવાનું છે એવા અને ભદ્રકભાવમાં વર્તતા આ જીવને ભગવત અવલોકના પ્રાપ્ત થઇ. અર્થાત આ જીવ ઉપર ભગવાને દ્રષ્ટિ કરી.

'જે વખતે મહારાજાએ તે રંક તરફ કરૂણાથી જોયું તે વખતે રસોડાના ઉપરી ધર્મબોધકર નામના મંત્રીએ રાજાની દ્રષ્ટિ તેનાપર પડતી જોઇ' એ પ્રમાણે પૂર્વે કથાનકમાં કહેવામાં આવ્યું છે; તે ઉપરથી ધર્મનો બોધ કરવામાં તત્પર હોવાથી 'ધર્મબોધકર' ના નામને યોગ્ય-મને માર્ગના ઉપદેશ કરનાર આચાર્ય મહારાજે પરમેશ્વરની દ્રષ્ટિ મારાપર પડતી જોઇ, એમ સમજવું. તેનો વિશેષ ઉપનય આ પ્રમાણે—જે મહાત્મા યોગીઓનો આત્મા શુભ ધ્યાનના બળથી વિમળ થયેલો હોય છે અને જેઓનું ચિત્ત હમેશાં પરજીવના હિત તરફજ લાગેલુ હોય છે તેઓ દેશ કાળથી દુર રહેલા પ્રાણીની પણ યોગ્યતા જાણી શકે છે. વળી જે મહાત્માઓ છદ્મસ્થ અવસ્થામાં હોવા છતાં જેઓની મતિ જૈન આગમથી શોભતી હોય છે તેઓ પણ ઉપયોગ મૂકીને પોતાની પાસે રહેલા પ્રાણીની યોગ્યતા કહી શકે છે તો શુદ્ધ જ્ઞાનવાળાની તો વાતજ શી કરવી ? મને ઉપદેશ કરનાર આચાર્ય મહારાજ વિશિષ્ટ જ્ઞાનવાળા હતા કારણ કે કાળના વ્યવધાનથી બહુ વખત પહેલાંનો અને હવે પછી થનારો મારો બધો વૃત્તાંત તેઓ જ્ઞાનવડે જાણતા હતા. જેમાંનો કેટલોક વૃત્તાંત તો મેં અનુભવેલો હોવાથી તે વાત મારા મનમાં સિદ્ધ થએલી છે.

"પછી ધર્મબોધકર મંત્રી પોતાના અભિપ્રાય પ્રમાણે તે વખત વિચારવા લાગ્યો કે 'અહો ! હું આ આશ્ચર્યકારી હકીકત જોઉં છું ! કેમકે આ સુસ્થિત રાજા જેના ઉપર દ્રષ્ટિ નાંખે છે તે પુરૂષ થોડા વખતમાંજ ત્રણ ભુવનનો રાજા થઇ જાય છે, તે હકીકત પ્રસિદ્ધ છે. પરંતુ હાલ જે પ્રાણી ઉપર રાજાની દ્રષ્ટિ પડે છે તે તો રંક છે, દીનતાથી હણાયેલો છે, રોગ ગ્રસ્ત શરીરવાળો છે, અલક્ષ્મિનું ભાજન છે, તેનો આત્મા મહા મોહથી હણાયેલો છે, ઘણો ખરાબ દેખાવવાળો છે, અને જગત્‌ને ઉદ્વેગના કારણ જેવો છે; તો આવો સર્વ દોષોથી યુક્ત પુરૂષ અને તેની ઉપર

પરમેશ્વરની દ્રષ્ટિનો પાત, તે બન્નેનો સબંધ આગળ પાછળનો વિચાર કરતાં યુક્ત લાગતો નથી. કેમકે "અત્યંત કમનશીબ માણસના ઘરમાં અમુલ્ય રત્નોની વૃષ્ટિ થતી નથી" તો આ કેવી રીતે બને ?" એ પ્રમાણે તે મંત્રીશ્વર અત્યંત વિસ્મયથી આકુળ થયો સતો વિચારવા લાગ્યો" આ પ્રમાણેજ મારા જીવના સબંધમાં પણ મારા સદ્ધર્માચાર્યના મનમાં વિચાર થાય છે. તેની યોજના આ પ્રમાણે કરવી:—આ જીવ પ્રથમની અવસ્થામાં ભારેકર્મીપણાથી નિરંતર સર્વ પ્રકારનાં પાપો આચરતો હતો, સમસ્ત પ્રકારના અસભ્યને અસત્ય વચનો બોલતો હતો, અને અવિચ્છિન્ન રૌદ્ર ધ્યાન કર્યા કરતો હતો તેજ જીવ એકાએક કોઇ નિમિત્તથી સારા આચરણવાળો થઈ જાય છે, સત્ય અને પ્રિય બોલનારો થાય છે અને તેનું ચિત શાંત થઈ ગયેલું જણાય છે, ત્યારે અકસ્માત્ આવો ફેરફાર જોઇને આગળ પાછળનો વિચાર કરવામાં ચતુર એવા વિવેકી પુરૂષોનાં મનમાં વિતર્ક થાય છે કે-"પ્રથમ તો શુભ ધર્મને સાધ્ય કરી આપનારી મન વચન કાયાની સુંદર પ્રવૃત્તિ ભગવત્ અનુગ્રહ વિના કોઇને પ્રાપ્ત થતી નથી, અને આ જીવની મન વચન કાયાની પ્રવૃત્તિ તો આ ભવમાંજ ઘણીજ કિલષ્ટ હતી એવો આપણે નિશ્ચય કરેલો હતો; તેટલા માટે આ પૌરવાપર વિરૂદ્ધ લાગે છે, કારણ કે એવા પાપી પ્રાણી ઉપર ભગવાનની દ્રષ્ટિ ક્યાંથી પડે ? તે દ્રષ્ટિપાત તો પ્રાણીને મોક્ષ અપાવનાર હોવાથી વિલંબ વિના ત્રણ ભુવનનો રાજા બનાવી દે છે, તેથી ભગવત્ દ્રષ્ટિપાતનો તો અહીંયા સંભવ લાગતો નથી. પણ વળી આનામાં મન વચન કાયાની સુંદર પ્રવૃત્તિનો કાંઇક અંશ દેખાય છે તે ભગવાનના દ્રષ્ટિપાત સિવાય સંભવે નહિ તેથી ભગવાનની દ્રષ્ટિ તેનાપર પડી હોય એવો પણ નિશ્ચય થાય છે, તેથી આપણા સંદેહને દુર થવાનું કારણ તો મળે છે, પણ હજી આપણું મન આ આશ્ચર્ય શું ? એવા વિચારથી દોલાયમાન રહ્યા કરે છે.

આ પ્રમાણે વિચાર કરતાં કરતાં ધર્મબોધકરે તાત્પર્યનો વિચાર કરવા માંડયો તે ઉપરથી નિશ્ચય કર્યો કે 'આ રાંકને મહા-

રાજાએ અવલોકન કરવાના બે કારણો સંભવે છે અને તેથી તે રંક ઉપર જે ભગવાનની દ્રષ્ટિનો પાત થયો છે તે યુક્તિ યુક્તજ છે. કારણ કે પ્રથમતો બહુ સારી રીતે પરીક્ષા કરનારા-સ્વકર્મ વિવર દ્વારપાળે તેને આ ભુવનમાં દાખલ કર્યો છે તેથી પરમેશ્વરના દ્રષ્ટિપાતને આ પ્રાણી યોગ્ય છે. આ પહેલું કારણ છે વળી આ ભુવનને જોઇને જે પ્રાણીના મનમાં આનંદ થાય છે તે મહારાજાને બહુ વલ્લભ થાય છે. આ પ્રમાણે મેં પૂર્વે નિશ્ચય કરેલો છે. આ દરિદ્રીના મનમાં પણ આ ભુવન જોઇને બહુજ આનંદ થયો હોય એમ જણાય છે કારણ કે તેની બન્ને આંખો રોગથી પીડીત છે તોપણ આ ભુવનના દર્શનની ઇચ્છાથી તે વારંવાર ઉઘાડે છે, વળી આ ભુવનના દર્શનથી તેનું મુખ જે બહુ ખરાબ દેખાવવાળું હતું તે પણ એકાએક પ્રભુ કૃપાની સંપત્તિથી સુંદર થયેલું દેખાય છે તેમજ ધુળથી ખરડાયલાં આનાં સર્વે અંગો પેણ પુલકિત થયેલા જણાય છે. આ સર્વ અંતઃકરણના હર્ષ વિના થતું નથી. તેટલા માટે નૃપ ભુવન પક્ષપાતરૂપ પરમેશ્વર દ્રષ્ટિનું બીજું કારણ છે. એ પ્રમાણે દરિદ્રીના સબંધમાં અગાઉ કથાનકમાં કહેવામાં આવ્યું હતું તેમ આ જીવના સબંધમાં પણ ધર્માચાર્ય આ પ્રમાણે વિચાર કરે છે કે-કેટલાએક હેતુથી જણાય છે કે આ જીવને તેના કર્મોએ વિવર આપેલું છે. વળી જે જીવને જૈનશાસનને પામીને મનઃપ્રસાદ પ્રાપ્ત થાય છે તે પણ કેટલાક લક્ષણથી જણાઇ આવે છે. એટલે કે તેને જીવ વિગેરે પદાર્થોનું જ્ઞાન મેળવવાની ઇચ્છા થાય છે તે દ્રમકની આંખો ઉઘડવા-તુલ્ય-છે; ધર્મશાસ્ત્રના અર્થના લેશની પ્રાપ્તિથી તેને સંવેગ થાય છે તે વિકસાયમાન વદન તુલ્ય છે અને શુભ અનુષ્ઠાનોમાં લેશ પણ પ્રવૃત્તિ થાય છે તે ધુળથી ખરડાયલા અંગોમાં રોમોદ્દગ તુલ્ય છે આ ત્રણે તેના મનઃપ્રસાદને સૂચવે છે અને તે ઉપરથી ભગવાનની તેનાપર દ્રષ્ટિ પડી છે એમ નિશ્ચય થાય છે આ પ્રમાણે નિશ્ચય થવામાં અહીં પણ તેજ બે હેતુ છે. એક 'સ્વકર્મ વિવરતા' અને બીજો 'ભગવત્ શાસન પક્ષપાત'

"વળી તે ધર્મબોધકરે તે રાંકના સબંધમાં આ પ્રમાણે ચિંતવ્યું કે—"જો કે હાલતો આ માણસ રાંકનો આકાર ધારણ કરે છે તો પણ મહા નરેંદ્રે તેનાપર નજર કરી છે તેથી આનું ઉત્તરોત્તર કલ્યાણ થતું જશે અને કાળાંતરે વસ્તુપણાને (મોક્ષને) પામી જશે એમાં કાંઇ પણ સંદેહ નથી." તેજ પ્રમાણે ધર્માચાર્યોને પણ જીવપર પરમેશ્વર દ્રષ્ટિપાત થયો છે એમ નિશ્ચય થાય છે કે તરતજ તેનું ભવિષ્યમાં કલ્યાણ થવાનું છે તેનો પણ તેઓના મનમાં નિશ્ચય થાય છે.

"જેમ મહાત્મા પરમાત્માની તે દરિદ્રી ઉપર દ્રષ્ટિ પડી છે એમ નિર્ણય થયો કે તરતજ તેની અનુવૃત્તિના વશવર્ત્તિપણાથી ધર્મબોધકર તેના ઉપર કરૂણાયુક્ત ચિત્તવાળો થયો" એમ પૂર્વે કથામાં કહ્યું છે તેવીજ રીતે ધર્માચાર્યને પણ આ જીવની ઉપર ભગવાન દ્રષ્ટિપાતનો નિશ્ચય થાય છે કે તરતજ તેઓ પણ ભગવાનની આરાધનામાં તત્પર હોવાથી આ જીવપર કરૂણા યુક્ત મનવાળા થાય છે. અને આ જીવ ઉપર કરૂણા લાવવાથી તેઓ પણ એક રીતે ભગવાનની આરાધનાજ કરે છે.

વળી પૂર્વે કથાનકમાં કહ્યું છે કે—"પછી તરતજ રસોડાનો ઉપરી ધર્મબોધકર મંત્રી આદર પૂર્વક તેની પાસે ગયો અને 'આવ આવ ! તને ભિક્ષા આપીએ' એવા વચનવડે તે દરિદ્રીને બોલાવ્યો" તે હકીકતની આ જીવના સબંધમાં નીચે પ્રમાણે યોજના કરવી;—ઉપર જણાવેલા ન્યાય પ્રમાણે અનાદિ સંસારમાં પરિભ્રમણ કરતાં જ્યારે આ જીવની ભવ્યતા પરિપકવ થાય છે, ક્લિષ્ટ કર્મો લગભગ નાશ પામે છે, બાકી રહેલાં થોડાં કર્મો પણ છેદ પામવાની સ્થિતિપર આવે છે, અને તે પણ માર્ગ આપે છે, મનુષ્યભવ વિગેરે સામગ્રી પ્રાપ્ત થઇ હોય છે, સર્વજ્ઞ શાસનનું દર્શન થયું હોય છે, સર્વજ્ઞ શાસનપર સુંદરપણાની બુદ્ધિ થઇ હોય છે, પદાર્થો વિષે જ્ઞાન મેળવવાની સહજ જિજ્ઞાસા જાગૃત થઇ હોય છે અને જ્યારે સારા કર્મો કરવાની કાંઇક ઇચ્છા થઇ હોય છે તે વખતે ધર્માચાર્યોને તીવ્ર કરૂણા ઉત્પન્ન થાય છે અને આવા પ્રકારના ભદ્રક ભાવમાં વર્તતા જીવો હજુ

પણ પાપ કળાઓને અનુસરે છે તો પણ તેનાપર ભગવાનની દ્રષ્ટિ થઈ છે તેથી તે સન્માર્ગે ચડાવવાને યોગ્ય છે એમ પોતાના મનમાં નિશ્ચય કરી ભાવથી તેને અભિમુખ થાય છે-આ તેમનું દરિદ્રી તરફ જવા તુલ્ય સમજવું. પછી તેઓ ખુશી થઇને તે જીવને કહે છે કે-હે ભદ્ર ! આ લોક કૃત્રિમ નથી, (સાશ્વત છે) કાળ અનાદિ અનંત છે; આ આત્મા અવિનાશી છે; આત્માને ભવ પ્રપંચ છે તે કર્મવડે થયેલો છે; આત્મા ને કર્મોનો સંબંધ પ્રવાહ વડે અનાદિ કાળથી છે; અને મિથ્યાત્વ વિગેરે[1] તે સંબંધના હેતુઓ છે. કર્મ બે પ્રકારના છે. કુશલરૂપ અને અકુશલરૂપ એ- ટલે શુભ અને અશુભ. તેમાં કુશલરૂપ કર્મો તે પુણ્ય અને ધર્મ કહેવાય છે. અકુશલરૂપ કર્મો તે પાપ અને અધર્મ કહેવાય છે; પુણ્યના ઉદયથી સુખનો અનુભવ થાય છે અને પાપના ઉદયથી દુઃખનો અનુભવ થાય છે; આ પુણ્ય પાપના તરતમતાએ અનંત ભેદ થાય છે અને તેવા જુદા જુદા ભેદથી પ્રાણી અધમ, મધ્યમ, ઉત્તમ વિગેરે અનંત રૂપો પામે છે એટલે વિચિત્ર રૂપવાળો સંસાર વિસ્તાર સર્વ કર્મ જનિતજ છે.' આવાં ધર્માચાર્યનાં વચન સાંભળતાં-આ જીવને પૂર્વની અનાદિ કુવાસનાથી અનેક કુ- વિકલ્પો ઉત્પન્ન થયેલા હોય છે; જેમકે, આ જગત ઈંડામાંથી ઉત્પન્ન થયું હશે ? કે ઈશ્વરે બનાવ્યું હશે ? કે બ્રહ્માએ કર્યું હશે ? કે પ્રકૃતિના વિકારરૂપ હશે ? કે પ્રતિક્ષણ વિનાશ પામતું હશે? વળી પંચ સ્કંધાત્મક આ જીવ પંચ મહાભુતમાંથી[2] ઉ- ત્પન્ન થયો હશે ? આ સર્વ વિજ્ઞાન માત્ર હશે કે શુન્યરૂપ હશે? વળી કર્મો હશે કે નહિ હોય ? કે આ સર્વ વિચિત્ર પ્રકારનું છે તે શું મહાદેવના કરવાથી થયું હશે ? ઇત્યાદિક અનેક વિકલ્પો લડાઇના મેદાનમાં જોરાવર યોધાઓના દર્શનથી શત્રુઓથી બીના સં માણસો જેમ પાછા નિવર્તે છે તેવીજ રીતે ધર્માચાર્યના યોગ- થી પાછા નિવર્તે છે. અને તે વખતે આ ધર્માચાર્ય જે કહે છે તે સર્વ ખરેખર છે અને સત્યાસત્યના પરીક્ષા કરવામાં તેઓ સારાથી

---

1 મિથ્યાત્વ અવિરતી પ્રમાદ કષાય અને યોગ.

2 પૃથ્વી, પાણી, તેજ, વાયુ અને આકાશ.

વધારે શક્તિમાન છે અને તેઓજ ખરા વસ્તુતત્ત્વને જાણે છે—આ પ્રમાણે તે જીવની ખાત્રી થાય છે. તેથીજ તે સ્થાનકે કથાનકમાં કહ્યું છે કે 'તેને કદર્થના કરવાને જે મહાદારૂણ અને તોફાની છોકરાઓ તેની પછવાડે આવ્યા હતા તે ધર્મબોધકરને જોઇને ભાગી ગયા' તેની પણ યોજના અત્ર થઈ ગઇ. તે આ પ્રમાણે–કુવિકલ્પોજ તોફાની છોકરાઓ તુલ્ય છે, તેઓજ જીવને હેરાન કરે છે. અને તે કુવિકલ્પોની નિવૃત્તિ સદગુરૂના સંપર્કથીજ થાય છે. જ્યારે આ જીવના સર્વ કુવિકલ્પો નાશ પામે છે ત્યારે ગુરૂ મહારાજના વચન સાંભળવાની સ્પૃહાથી તે કાંઇક ગુરૂ મહારાજની અભિમુખ થાય છે. તે વખત પરહિત કરવાનાજ વ્યસની ગુરૂ મહારાજ તેને સન્માર્ગની દેશના દેતા સતા આ પ્રમાણે કહે છે કે, "હે ભદ્ર! સાંભળ. આ સંસારમાં પરિભ્રમણ કરતાં જીવને ધર્મજ અત્યંત વત્સળ હૃદયવાળો પિતા છે; ધર્મજ અત્યંત સ્નેહયુક્ત; માતા છે ધર્મજ હૃદયના અભિપ્રાયથી અભિન્ન ભ્રાતા છે, ધર્મજ હંમેશા એકસરખો સ્નેહ રાખનાર બ્હેન છે; ધર્મજ સર્વ સુખોની ખાણ જેવી અનુરક્ત અને ગુણવાન ભાર્યા છે; ધર્મજ વિશ્વાસનું સ્થાન એક રસવાળો અનુકુળ અને સર્વે કળાઓમાં પ્રવીણ મિત્ર છે; ધર્મજ દેવકુમાર જેવી આકૃતિવાળો અને ચિંત્તને આનંદ વૃદ્ધિનો હેતુભૂત પુત્ર છે; ધર્મજ શીયળ સૌંદર્ય અને ગુણે કરીને જયપતાકા મેળવનારી અને કુળની ઉન્નતિના કારણભૂત પુત્રી છે; ધર્મજ અનિંદીત આચરણવાળો બંધુવર્ગ છે; ધર્મજ વિનયવાળો પરિવાર છે; ધર્મજ રાજ્ય છે, ધર્મજ ચક્રવર્તિપણું છે; ધર્મજ દેવપણું છે; ધર્મજ ઇંદ્રની પદવી છે; ધર્મજ જરા મરણના વિકારથી રહિત, વજ્રના આકારને ધારણ કરતું અને લાવણ્ય વડે ત્રણ ભુવનને પણ હસી કાઢે એવું શરિર છે; ધર્મજ સર્વે શાસ્ત્રાર્થ રૂપ શુભ શબ્દને ગ્રહણ કરવામાં ચતુર કર્ણ છે; ધર્મજ ત્રણ ભુવનને જોવાને સમર્થ તેમજ કલ્યાણકારી દર્શનવાળાં નેત્ર છે. ધર્મજ મનને પ્રમોદના હેતુભૂત અમુલ્ય રત્નોનો ઢગલો છે; ધર્મજ ચિત્તને આહ્લાદ ઉત્પન્ન કરનાર તેમજ વિષઘાત વિગેરે આઠ ગુણોને ધારણ

કરનાર સોનાનો ઢગલો છે; ધર્મજ શત્રુઓને હરાવવામા દક્ષ ચતુરંગ સેના છે અને ધર્મજ અનંત સુખરૂપ સમુદ્રનું અવગાહન કરવાના હેતુભૂત વિલાસ સ્થાનો છે. બહુ શું કહેવું? ધર્મજ એક અનંતકાળ પર્યંત નિર્વિઘ્ન સુખ પરંપરાને પ્રાપ્ત કરાવનાર કારણ છે બીજું કોઇ પણ કારણ નથી ".

આ પ્રમાણે મહાત્મા ધર્માચાર્ય મધુર ભાષણ કરીને કહે છે ત્યારે આ જીવનું ધ્યાન કાંઇક તે તરફ ખેંચાય છે અને તેને લીધે આંખો ઉઘાડે છે, મોઢું પ્રસન્ન દેખાય છે, —વિકથાદિક વિક્ષેપો તજી દે છે, અને કોઇ વખત -હૃદયમાં ભાવ આવવાથી મુખે સ્મિત કરે છે, તેમજ ચપટી વગાડે છે—આ ઉપરથા આ જીવને કાંઇક રસ ઉત્પન્ન થયો છે એમ જાણીને ધર્માચાર્ય વળી આ પ્રમાણે કહે છે—

" હે સૌમ્ય! ઉપર વિવક્ષા કરેલ ધર્મ ચાર પ્રકારનો છે—દાનમય, શીલમય, તપમય અને ભાવનામય. હે ભાઇ! જો તને સુખ મેળવવાની આકાંક્ષા હોય તો તારે ચારે પ્રકારના ધર્મનું અનુષ્ઠાન કરવું જોઇએ. તું તારાથી બની શકે તેટલું સુપાત્રોને દાન દે. સર્વ પાપોથી નિવૃત્ત થા[1], અથવા સ્થૂલ પાપોથી નિવૃત્ત થા[2] અથવા પ્રાણાતિપાતથી,મૃષાવાદથી, ચોરીથી, પરસ્ત્રી ગમનથી, અપરિમિત દ્રવ્ય ગ્રહણ કરવાથી, રાત્રીભોજનથી, મદ્યપાનથી, માંસ ભક્ષણથી, સજીવફળો ખાવાથી, મિત્રદ્રોહથી, ગુરૂની સ્ત્રી સાથે વિહાર કરવાથી અથવા બીજી તારાથી તજી શકાય તેવી કોઇ પણ એક અથવા વધારે બાબતથી નિવૃત્ત થા. વળી તારી શક્તિ પ્રમાણે કાંઇક તપસ્યા કર. તેમજ હંમેશા શુભ ભાવના ભાવ જેથી કરીને તને આલોક અને પરલોકમાં અવશ્ય સર્વ કલ્યાણ પ્રાપ્ત થાય ".

પૂર્વે-કથાનકમાં કહ્યું છે કે—" [3]તે દરિદ્રીને બોલાવીને ધર્મબોધકર તેને ભિક્ષાચરને યોગ્ય જગ્યાએ લઇ ગયો અને તેને દાન આપવાને પોતાના પરિજનને આદેશ કર્યો. એટલે તે મંત્રીની

---

૧ મુનીપણું અંગીકાર કર. ૨ શ્રાવકના બાર વ્રત અંગીકાર કર. ૩ સંબંધ પૃષ્ટ ૧૯ ના છેલ્લા પારિગ્રાફ સાથે છે.

'તદ્દયા' નામની દીકરી છે તે 'મહાકલ્યાણક' નામનું સુંદર પરમાન્ન ત્વરાથી લાવીને તેને આપવા માટે તેની પાસે ગઈ". આ પ્રમાણેની હકીકત જે તે દરિદ્રીના સંબંધમાં કહેવામાં આવી છે તેની યોજના ઉપર થઈ ગઈ છે તે આ પ્રમાણે—'ધર્મ' ના વિષય ઉપર જે વ્યાખ્યાન આપ્યું તે દરિદ્રીને બોલાવવા તુલ્ય સમજવું, તેનું ચિત્ત તે તરફ ખેંચાયું તે ભિક્ષાચરને યોગ્ય ભૂમિએ તેને લઈ જઈને બેસાડવા તુલ્ય યોજવું. ધર્મના ભેદ પાડીને તે સંબંધી જે વ્યાખ્યાન કર્યું તે પોતાના પરિજનોને આદેશ કરવા તુલ્ય સમજવું અને તે ગુરૂ મહારાજની આજીવ ઉપર જે કૃપા તેજ 'तद्दया' ( तास्मिन–जीवे–दया–कृपा ) નામની મંત્રી પુત્રી સમજવી. અને ચાર પ્રકારના ધર્મનું અનુષ્ઠાન કરવાનું બતાવવું તે સુંદર પરમાન્ન ગ્રહણ કરવા તુલ્ય છે. એ પરમાન્ન ધર્માચાર્યની કૃપાથીજ જીવ મેળવે છે, બીજા કોઈ પણ કારણથી મેળવી શકતો નથી એમ સમજવું.

ત્યારપછી કથાનકમાં કહ્યું છે કે—"ધર્મબોધકરને આ પ્રમાણે નિષ્કારણ પોતાને ભિક્ષા આપવામાં અત્યંત આદરવાળા જોઈને તે દરિદ્રી વિચાર કરે છે કે—'હું અગાઉ ભિક્ષા માગતો હતો તોપણ લોકો મને કાંઇ આપતા નહોતા અથવા તો કિંચિત્ આપતા તો તિરસ્કાર પૂર્વક આપતા હતા અને અત્યારે તો આ સુંદર વેષવાળો, રાજાના આકારને ધારણ કરનારો પુરૂષ પોતે અહીં આવીને મને બોલાવે છે અને તને ભિક્ષા આપીએ' એમ કહીને મને લોભમાં નાંખે છે—તો આ શું આશ્ચર્ય છે? આવા તુચ્છ અભિપ્રાયના વશપણાથી તેના મનમાં એવી સ્ફુરણા થઇ આવી- કે—'આ સર્વે મને કાંઇ સારૂં લાગતું નથી; મને લુંટવાનો આ બધો પ્રપંચ હોય એમ જણાય છે. આ મારૂં ભિક્ષાનું પાત્ર લગભગ ભરેલું છે તેથી મને એકાંતમાં લઇ જઇને જરૂર આ મારૂં ભાજન તેઓ ઉપાડી જશે હવે મારે શું કરવું? ત્યારે શું હું અહીંથી નાશી જઉં? અથવા અહીં બેસીને મારા ભાજનમાં રહેલું ભોજન ખાઇ જઉં? અથવા તો મારે ભિક્ષાનું કાંઇ કામ નથી એ પ્રમાણે કહીને એક પગલું પ-

ણુ ચાલું નહિ ? અથવા આ પુરૂષને છેતરીને કોઇક જગ્યાએ જલદી સંતાઈ જઉં ? શું કરવાથી મારો આમાંથી છુટકારો થશે તેની કાંઇ ખબર પડતી નથી ' આવા આવા કુવિકલ્પો કરતાં કરતાં તેનું ચિત્ત આકુળવ્યાકુળ થઇ જાય છે, ભય બહુ વૃદ્ધિ પામે છે, તૃષ્ણા વિસ્તાર પામે છે, હૃદયનો શોષ થાય છે, અંતરાત્મા વિહ્વળ થાય છે અને ચિત્તવૃત્તિ અત્યંત સ્તબ્ધ થઇ જાય છે; તેથી સંરક્ષણાનુબંધિ રૌદ્રધ્યાન ઉત્પન્ન થાય છે, સર્વ ઇંદ્રિયોનો વ્યાપાર બંધ થઈ જાય છે, નેત્રો મીંચાઇ જાય છે, ચેતના નાશ પામે છે અને તેથી પોતે કયાં છે અથવા કયાં જાય છે તે જાણતો નથી, માત્ર લાકડાની ખીલીની જેમ સ્થિર થઇને ઉભો રહે છે. તે વખતે તેને તદ્દયા 'આ ભોજન લે, આ ભોજન લે' એમ વારંવાર કહેતી હતી, પરંતુ સર્વ પ્રકારના રોગને ઉત્પન્ન કરનાર, પોતાની પાસેના તુચ્છ ભોજનનું રક્ષણ કરવામાં તત્પર થવાથી નષ્ટાત્મા થએલો તે દરિદ્રી સર્વ રોગને હરનાર અને અમૃત જેવા સ્વાદવાળા સારા ભોજનને દેવા માટે બોલાવતી તે કન્યાને જાણતો નથી ''—આ પ્રમાણે દરિદ્રીના સંબંધમાં પૂર્વે કથાનકમાં કહેવામાં આવ્યું છે, તેની આ જીવના સંબંધમાં આ પ્રમાણે ઘટના કરવી.

આ જીવનું હિત કરવાની બુદ્ધિથી ધર્માચાર્ય જ્યારે વિસ્તારથી ધર્મના ગુણનું વર્ણન કરીને પછી ચાર પ્રકારના ધર્મનું અનુષ્ઠાન કરવાનો ઉપદેશ આપે છે ત્યારે આ જીવના વિવેકરૂપી લોચન યુગળો મહા અંધકારમય મિથ્યા જ્ઞાનરૂપ કાચ[1], પટલ[1], તિમિર[1], કાચલ[1] વિગેરે વ્યાધિઓથી જોવાની શક્તિમાં મંદ પડેલા હોવાથી અને અનાદિ કાળના અભ્યાસથી મહા મિથ્યાત્વના ઉન્માદ તથા સંતાપ વડે તેનું હૃદય ભ્રમિત થયેલું હોવાથી તેમજ પ્રબળ ચારિત્ર મોહનીય[2] રૂપ રોગથી વિહ્વળ ચેતનાવાળો હોવાથી, વિષય, ધન, સ્ત્રી વિગેરેની ઉપર ગાઢ મૂર્છા વડે તેની ચિત્તવૃત્તિ પરાભવ પામી જવાથી તે આ પ્રમાણે વિચાર કરે છે કે—

' જ્યાં સુધી હું ધર્મ અધર્મ વિગેરેના વિચારની પર્યેષણા[3] કરતો

---

૧ ઝાંખ વિગેરે આંખના વ્યાધિઓ. ૨ કષાય હાસ્ય રતિ શોક વેદ વિગેરે. ૩ શોધ, પરિક્ષા.

નહોતો ત્યાં સુધી હું કદાચ આ સાધુઓ પાસે જતો તો પણ તેઓ મારી વાત પણ પૂછતા નહોતા, કદાચ મને ધર્મગોચર થશે એમ જાણીને બોલતા તો પણ અનાદરથી એક કે બે વચન બોલતા હતા પણ હવે ધર્મ અધર્મ વિગેરે જાણવાની મારામાં જિજ્ઞાસા થઇ છે એમ જાણીને તેઓ મને પોતાના આદેશમાં રહેલો માને છે તેથી હું તેમને ધર્મનું સ્વરૂપ પૂછતો નથી તો પણ પોતાના ગળાનો અને તાળવાનો શોષ નહિ ગણીને ધ્વનિથી અને મોટી વચન રચનાથી આખા લોકનું સ્વરૂપ પ્રકાશિત કરનારા આ ધર્માચાર્ય મારી પાસે ધર્મના ગુણનું વર્ણન કરે છે; અને પછી તે બાબતમાં કાંઇક મારૂં લક્ષ પરોવાયેલું જાણે છે એટલે તેઓ મને દાન આપવાનું, શીલ ગ્રહણ કરવાનું, તપસ્યા કરવાનું અને ભાવના ભાવવાનું કહે છે-તો અકાળે આવા વચન આડંબરનું ગર્ભિત કારણ શું હશે? મારે સુંદર સ્ત્રીઓ છે, મારી પાસે બહુ ધનનો સંચય છે, અનેક પ્રકારના અનાજના કોઠારો છે અને ચોપગા જનાવરો તથા બીજા વાસણો વિગેરે બહુ છે-આ સર્વ તેઓ અત્યાર સુધી જાણતા નહોતા તે હવે તેઓને જણાઇ ગયું જણાય છે; તેજ ખરે ખરૂં તેમના વચન આડંબરનું કારણ સંભવે છે. આને પરિણામે તેઓ શૈવાચાર્યની જેમ મને કહેશે કે-તને દીક્ષા દઇએ, તારા પાપો કાપી નાખીએ, તારા કર્મ બીજનો નાશ કરીએ, તું અમારો વેશ ધારણ કર, ગુરૂના ચરણ કમળની પૂજા કર અને તેની પાસે સ્ત્રી ધન સુવર્ણ વિગેરે સર્વ વસ્તુઓ ધરી દે; પછી તેના કહેવા પ્રમાણે તેમજ તેમના અનુભવ પ્રમાણે કરવાથી તું પિંડપાત કરીને અર્થાત મરણ પામીને શીવ પદવીને પામીશ—આવા આવા વચનના આટોપથી જેમ શૈવાચાર્યો મનુષ્યોને ઠગે છે તેમ આ જૈનસાધુ પણ મને ઠગીને લૂંટી જશે. વળી બ્રાહ્મણોની જેમ કહેશે કે-સોનાનું દાન બહુ ફળને દેવાવાળું છે, ગાયના દાનથી મહા ઉદય થાય છે, પૃથ્વીનું દાન અક્ષય છે, પૂર્ત્ત ધર્મનું કરવું તે અતુલ્ય ફળને આપે છે અને વેદનો પાર પામેલાને દાન દેવું તે અનંત ફળ આપે છે. તેમજ સારી, તરતની વીંઆયેલી, વચ્છ-

વાળી, વસ્ત્ર ઓઢાડેલી, સોનાનાં શીંગડાવાળી, રત્નોથી મંડીત અને ઉપચાર કરેલી ગાય જે માણસ બ્રાહ્મણને આપે છે તેણે ચાર સમુદ્ર રૂપ મેખલાવાળી, ગામ નગર અને ખાણો સહીત અને પર્વત તથા જંગલોથી યુક્ત સમગ્ર પૃથ્વીનુ દાન કર્યું ગણાય છે અને દેનારને તેનું અક્ષય ફળ મળે છે—આવી રીતે મિથ્યા શાસ્ત્રોમાં ખોટા બનાવીને દાખલ કરેલા મુગ્ધ પ્રાણીઓને છેતરનારા શ્લોકો તથા વાકયોથી જેમ બ્રાહ્મણો આખી દુનિયાને છેતરે છે તેમ આ જૈનના શ્રમણ પણ જરૂર મારા પૈસા હરી જશે. અથવા તો બૌધાચાર્યની જેમ કહેશે કે-રમણીય વિહારો [1] બંધાવ, તેમાં બહુ શ્રુતોને વાસ કરાવ, સંઘની પૂજા કર, ભિક્ષુ[2]ને દક્ષિણા આપ, સંઘના ભંડારમાં તારા પૈસાને મેળવી દે, સંઘના કોઠારોમાં તારૂં એકઠું કરેલું ધાન્ય નાખી દે, સંઘ સંબંધી ગોકુળમાંજ તારા ઢોરો બધા આપી દે અને બુદ્ધ ધર્મના સંઘનો અગ્રણી થા—આ પ્રમાણે કરવાથી તને થોડા કાળમાં બુદ્ધ પદની પ્રાપ્તિ થશે. આવાવાચાલ પણાથી રક્તભિક્ષુ[3] માયાજાળ ફેલાવીને પોતાના શાસ્ત્ર બતાવી મુગ્ધ પ્રાણીઓને છેતરે છે, તેવીજ રીતે આ જૈન શ્રમણો પણ મને છેતરીને મારૂં સર્વસ્વ લઈ લેવાને ઈચ્છતા જણાય છે. અથવા દિગંબરની જેમ કહેશે કે-સંઘને ભોજન દે, ઋષિઓને જમાડ, સારા સારા ખાવાના પદાર્થો આપ, મુખવાસ માટે સારી સારી વસ્તુઓની ભેટ કર, દાન તેજ ગૃહસ્થનો પરમ ધર્મ છે; તેનાથીજ સંસાર સમુદ્રનો પાર પમાય છે—આવી રીતે કહી મને છેતરીને પોતાના શરીરનું પોષણ કરવામાં તત્પર દિગંબરની જેમ આ જૈનશ્રમણોને મારૂં ધન લઇ લેવું હશે નહિતો મારા ઉપર આટલો બધો વિસ્તારથી ધર્મ કથનરૂપ આદર શા માટે થાય ? આ સર્વ હકીકતનો સાર એ છે કે આ સાધુઓ ત્યાં સુધી સારા છે કે જ્યાં સુધી તેની પાસે જઈએ નહિ અને તેઓને વશ થઇએ નહિ પણ જ્યારે તેને વશ

---

૧ ઉપાશ્રય (બુદ્ધ શબ્દ) ૨ બુદ્ધના સાધુઓ,

૩ બુદ્ધના શ્રમણો રાતાં વસ્ત્રો ઓઢે છે.

થયેલા કોઇ ભોળા પ્રાણીને તેઓ શ્રદ્ધાળુ થયેલો દેખે છે ત્યારે નાના પ્રકારનો વચન આડંબર કરી મારી પાસેથી જેમ પૈસા કઢાવવા મથે છે તેમજ બીજાઓ પાસે કરે છે; આ બાબતમાં મને કાંઇ પણ સંદેહ લાગતો નથી.

"પણ હવે નશીબ જોગે આ શ્રમણની પાસે હું આવી ચઢયો છું તો મારે શું કરવું? શું જવાબ દીધા વગરજ ઉઠીને ચાલતો થાઉં? અથવા ધર્માનુષ્ઠાન કરવામાં મારી શક્તિ નથી એમ કહું? અથવા મારૂં તો સર્વ ધન ચોરો વિગેરે હરી ગયા છે, માની પાસે કાંઈ પણ બાકી રહ્યું નથી કે જે પાત્રને દાનમાં આપી શકાય—આવો ઉત્તર આપું? અથવા મારે તમારા ધર્માનુષ્ઠાનની કાંઇ જરૂર નથી માટે તમારે મને તે બાબતમાં કાંઇ પણ કહેવું નહી એમ કહીને ધર્માચાર્યનું અપમાન કરૂં? અથવા તેમણે મને અકાળે આ પ્રમાણે કહ્યું છે તેમ બતાવવાને ક્રોધ કરીને ભૃકુટિ ચડાવું? ટુંકામાં હવે આ સાધુ મારા કહેલા વચનને સમજી જઇને મારૂં લઇ લેવાના માઠા અધ્યવસાયથી નિવર્તિ મારો છુટકો કેવી રીતે કરશે તે કાંઈ સમજી શકાતું નથી."

આ પ્રાણી પોતાના મનમાં આવા આવા કુવિકલ્પો કર્યાજ કરે છે, પરંતુ તે બિચારાનો આત્મા અત્યંત મૂઢ અવસ્થાને પ્રાપ્ત થયેલો હોવાથી તે જાણતો નથી કે આ જ્ઞાનવાન્ ધર્માચાર્યો સંસારમાં રહેલા સર્વ અર્થને ફોતરાની મુઠીની જેમ નિ:સાર જાણે છે; તેઓનું અંત:કરણ અતુલ સંતોષથી તૃપ્ત થયેલું છે; વિષયરૂપ વિષના વિષમ વિપાકો[1]ને તેઓ સારી રીતે જાણે છે; મોક્ષ મેળવવાનીજ એક ઇચ્છામાં તેઓની ચિત્તવૃત્તિ આસક્ત હોવાથી તેઓની વૃત્તિ સર્વત્ર સમાન હોય છે અને અત્યંત નિસ્પૃહીપણે સન્માર્ગનો ઉપદેશ દેવામાં પ્રવર્ત્તતા સતા ઇંદ્રમાં કે દરિદ્રીમાં તેઓ કાંઈ પણ અંતર રાખતા કે જાણતા નથી; મહર્દ્ધિક દેવતાઓ અને નિર્ધન મનુષ્યોમાં કાંઈ પણ વિભાગ કલ્પતા નથી; ચક્રવર્તિમાં અને રાંકમાં કાંઇ પણ અંતર દેખતા

૧ ભયંકર પરિણામો.

નથી; અને ઉદાર પૈસાદારમાં કે કૃપણ માણસમાં આદર કે અનાદર ધરાવતા નથી, તેઓના મનમાં પરમ ઐશ્વર્ય તે દરિદ્રતા સમાન છે, અમુલ્ય રત્નની રાશિઓ તે રખડતા પથ્થરોના ઢગલા તુલ્ય છે, તપાવેલા સોનાનો ઢગલો તે માટીના ઢેફાંઓ સદૃશ છે, રૂપાનો સમુહ તે ધુળના ઢગલા સરખો છે, તેઓ ધાન્યના કોઠારોને ક્ષારના ઢગલા તૂલ્ય માને છે અને ચતુષ્પદ, તથા બીજી ધાતુઓ વિગેરેમાં કે નિઃસાર કચરામાં કાંઇ વિશેષ જોતા નથી. તેમજ રતિના રૂપને હસી કાઢે તેવી સુંદર સ્ત્રીઓમાં કે કાષ્ટના જીરણુસ્તંભમાં તેઓ કાંઇ પણ તફાવત જોતા નથી. આ પ્રમાણે હોવાથી બીજાઓને ઉપદેશ દેવામાં માત્ર પરહિત કરવાના વ્યસનીપણા સિવાય બીજો કોઇપણ હેતુ હોય એમ જણાતું નથી. કારણ કે તેઓ સ્વાર્થનું સંપાદન પણ પરમાર્થે સ્વાધ્યાયથી, ધ્યાનથી, તપથી તથા ચરણકરણાદિ અન્ય કારણોથી કરે છે. સ્વાર્થને માટે પણ તેઓની અહીં ઉપદેશ દાનાદિમાં પ્રવૃત્તિ થતી નથી. તેઓ આ જીવો તરફથી કાંઇ પણ આશા રાખતાજ નથી અને બીજા કોઈ જાતના લાભની આકાંક્ષા તો દુર્લભજ છે.—પરંતુ આ જીવની બુદ્ધિ અત્યંત અંધ થઇ ગયેલી હોવાથી તે આ સર્વ હકીકત જાણતો નથી. તેથી જે મહાત્મા સદ્ગુરૂ નિરંતર ઉદાર આશયવાળા છે તેના ચિત્તને પણ પોતાના ચિત્તમાં અત્યંત તુચ્છતાવાળી દુષ્ટતા હોવાથી, પોતાના ચિત્ત જેવાજ માને છે અને મહામોહને લીધે ખરૂં સ્વરૂપ ન જાણવાથી તેમને શૈવ, બ્રાહ્મણ, બૌધ,દિગંબર વિગેરે બીજા દર્શનના સાધુઓની જેવા ધારે છે. ગ્રંથીનો ભેદ કર્યો હોય છે તો પણ તેણે દર્શન મોહનીયના ત્રણ પુંજ[1] કરેલા હોવાથી જ્યાં સુધી મિથ્યાત્વ પુંજમાં આ જીવ વર્તતો હોય છે ત્યાં સુધી ઉપર જણાવેલા સર્વે કુવિકલ્પો આ જીવને સંભવે છે.

મિથ્યાત્વ પુંજના ઉદયથી આ જીવનું હૃદય આકુળ વ્યાકુળ

---

૧ શુદ્ધ, મિશ્ર, અંશુદ્ધ; તે સમકીત મોહની, મિશ્ર મોહની અને મિથ્યાત્વ મોહની.

થઈ જાય છે અને તેથી વળી તેને મિથ્યાત્વનું ઝેર પ્રસરે છે; તેને લીધે-તેને વશ થયેલા આ જીવનો જૈનશાસનપરનો પક્ષપાત શિથિળ થાય છે, પદાર્થોનું જ્ઞાન મેળવવાની ઇચ્છાને મુકી દે છે, ધર્મમાં જોડાયેલા પ્રાણીને ધિક્કારે છે, વિચાર વગરના લોકોને માન આપે છે, અગાઉ પોતે કાંઇ કાંઇ સારાં કામો કર્યાં હોય તે ભૂલી જાય છે, ભદ્રકભાવ ત્યજી દે છે, વિષયમાં હમેશાં રાચ્યો માચ્યો રહે છે, વિષયના સાધનો જે ધન કનક છે તેને તત્ત્વબુદ્ધિથી જુએ છે, વિષયનો ઉપદેશ કરનારાઓને ગુરૂ તરીકે ગ્રહણ કરે છે, છેતરાવાની બુદ્ધિથી સુગુરૂનું વચન સાંભળતો નથી, ધર્મના અવર્ણવાદ બોલે છે, ધર્મગુરૂના મર્મ સ્થાનો[1] ઉઘાડા પાડે છે, કુપટવાદથી પ્રતિકુળ બાબતોમાં ધ્યાન લગાડે છે અને ગુરૂવડે વારંવાર અપમાન પામે છે. પછી વળી આ જીવ વિચાર કરે છે કે-આ ગુરૂના રચેલા પ્રપંચી ગ્રંથો મારા જેવાને છેતરવાને સમર્થ થયા નથી તેથી વળી ખોટી વિકલ્પ જાળથી મને ઠગીને મારા આત્માને માયાએ કરીને જીતી લેશે અને સ્થાન ભ્રષ્ટ કરશે માટે મારે તો એ લોકોને દુરથીજ તજી દેવા, ઘરે આવતા વારવા, નજરે પડે તો પણ મારે તેઓની સાથે ભાષણ કરવું નહિ અને તેઓનું નામ પણ ખમવું નહિ. આ પ્રમાણે ખરાબ ભોજન તુલ્ય ધન વિષય સ્ત્રી વિગેરેમાં મુર્ચ્છિત અને તેનુ સંરક્ષણ કરવામાં તત્પર આ જીવ મોહના વશવર્તીપણાથી સદ્‌ઉપદેશ દેવાવાળા આચાર્યોને છેતરનારા ધારે છે અને પોતે ઉલટો રૌદ્ર ધ્યાનમાં મગ્ન થાય છે-આવા વિવેક રૂપ ચેતન વિનાના પ્રાણીને આચાર્યો ભોંયમાં નાખેલી લાંબી ખીલી સદૃશ માને છે. આવા કુવિકલ્પોને લીધેજ તેઓએ તેના પરની દયા વડે આપેલ સારા ભોજન તુલ્ય સદ્‌ઉપદેશને આ રાંક જીવ જાણતો નથી; વિવેકી પ્રાણીઓને આ કરતાં બીજુ કાંઇ પણ વધારે વિસ્મય ઉત્પન્ન કરે તેમ નથી. કારણ કે આ જીવમહા નરકમાં પાડવાના હેતુ ભૂત ધન વિષય અને સ્ત્રી વિગેરેમાં ગૃદ્ધ થઇને સદ્‌ગુરૂએ દયા પૂર્વક આપેલા, અનંતકાળ પર્યંત મોક્ષ સુખ મેળવવાના કારણ ભૂત સદ્‌અનુષ્ઠાન કરણરૂપ ઉપદેશને ધિક્કારે છે.

---

[1] ગુહ્યવાતો

રીકે લાગે છે અને તેઓની ખાતરી થાય છે કે ભાવરોગોથી મૂકાવા માટે તે ત્રણ શિવાય બીજો કોઇ પણ ઉપાય નથી.

અહીં 'જ્ઞાન'તે 'અંજન' સમજવું-દરેક વસ્તુનું સ્પષ્ટ દર્શન કરાવતું હોવાથી તેનું નામ 'વિમળાલોક' કહેવાય છે; જ્ઞાનજ આંખમાં થતા વ્યાધિ સમૂહ તુલ્ય અજ્ઞાનનો નાશ કરે છે; અને જ્ઞાનજ થઇ ગયેલાં થતાં અને થનારાં સર્વ સ્વભાવોનો આવિર્ભાવ કરે તેવાં ચક્ષુ સંપાદન કરે છે.

'દર્શન'[1] તે 'સારા તીર્થનું જળ' સમજવું—જીવ અજીવ વિગેરે તત્ત્વોમાં શ્રદ્ધાનું હેતુભૂત હોવાથી તે 'તત્વ પ્રીતિકર'ના નામથી ઓળખાય છે; તેના ઉદયથી સર્વ કર્મોની સ્થિતિ કોડાકોડિ સાગરોપેમમાં ન્યુન થઇ જાય છે અને તત્વ પ્રીતિકરપણું (દર્શન) પ્રાપ્ત થયા પછી પણ તે કર્મોની સ્થિતિ ઓછી ઓછી થતી જાય છે. કર્મો રોગ તુલ્ય હોવાથી તીર્થજળ રોગોને ઓછા કરે છે ( એટલે કર્મોને ઓછી સ્થિતિપર લાવી મુકે છે ). વળી દૃષ્ટિને નિર્મળ કરનાર જ્ઞાનમાં પણ યથાવસ્થિત અર્થ ગ્રહણ કરાવવાનું ચાતુર્ય તે પ્રગટ કરે છે. વળી મહા ઉન્માદ તુલ્ય મિથ્યાત્વનો પણ તે દર્શનજ નાશ કરે છે.

'ચારિત્ર' તે અહીં 'પરમાન્ન' સમજવું—સારા અનુષ્ઠાનો, ધર્મ, સામાયિક, વિરતિ વિગેરે તે ચારિત્રનાં બીજાં નામો છે. મોક્ષ મેળવવા રૂપ મહા કલ્યાણનું ચારિત્ર વાસ્તવિક કારણ છે તેથી તે 'મહા કલ્યાણક' ના નામથી ઓળખાય છે. ચારિત્ર રાગ વિગેરે સર્વ ભાવ રોગોનો મૂળથીજ નાશ કરે છે. તેજ ચારિત્ર વર્ણ, પુષ્ટિ, ધૃતિ, બળ, મનઃપ્રસાદ, શક્તિ, વયસ્તંભ અને સવીર્યતા વિગેરે આત્મગુણોને પ્રગટ કરે છે. આ પ્રમાણે વસ્તુ ચારિત્ર ધૈર્યનું ઉત્પત્તિ સ્થાન, ઔદાર્યનું કારણ, ગંભીરતાની ખાણ, શાંતરસનું શરીર, વૈરાગ્યનું સ્વરૂપ, વીર્ય ઉલ્લાસનો અતુલ હેતુ, નિંદકતા[2]નું આશ્રયસ્થાન, ચિત્ત નિર્વાણ[3]નું કુળ મંદિર અને દયા વિગેરે અમુલ્ય ગુણ રત્નોનું ઉત્પત્તિ સ્થાન છે.

---

૧ દેવ ગુરૂ ધર્મ ઉપર શુદ્ધ શ્રદ્ધા. ૨ કજીઆથી રહિતપણાની સ્થિતિ. ૩ શાંતિ.

વળી અનંત જ્ઞાન દર્શન વીર્ય આનંદથી પરિપૂર્ણ અને અક્ષય અવ્યય અને અવ્યાબાધ એવું જે સ્થાનક તેને પણ આ આપી ચારિત્ર સંપાદન કરી આપે છે અને તેથી અજરામરત્વને પણ તે શકે છે. એમ કહ્યું છે તેટલા માટે આ જ્ઞાન દર્શન ચારિત્ર જીવને આપીને ધર્માચાર્ય આ જીવને કિલષ્ટકર્મોથી મૂકાવવા યત્ન કરેછે.

આગળ કથા પ્રસંગમાં કહેવામાં આવ્યું છે કે 'ધર્મ બોધ કરે સળી ઉપર અંજન લીધું અને જો કે તે દરિદ્રી પોતાનું ડોકું ધુણાવ્યા કરતો હતો તોપણ તેનાં નેત્રોમાં અંજન આંજી દીધું. તે અજન આનંદ કરે તેવુ હોવાથી, શીત હોવાથી અને બીજા અચિંત્ય ગુણવાળું હોવાથી, તેને ચેતના પ્રાપ્ત થઇ એટલે તેણે પોતાના નેત્રો ઉઘાડયાં અને તેની નેત્રની પીડા ઓછી થઇ. આથી આ જીવને હર્ષ થયો અને આ શું થઇ ગયું? તેનો વિચાર કરવા લાગ્યો" આ સર્વની આ જીવના સબંધમાં યોજના કરવી.

પ્રથમ તો આ જીવ ભદ્રકભાવ ધારણ કરે છે, ભગવાનના શાસન તરફ રૂચિ દેખાડે છે, અર્હંત પરમાત્માના બિંબોની પૂજા કરે છે, સાધુઓની ઉપાસના કરે છે, ધર્મપદાર્થ સબંધી જ્ઞાન મેળવવા જિજ્ઞાસા રાખે છે, દાનશિયળ વિગેરેમાં પ્રવૃત્તિ કરે છે અને ધર્મ ગુરૂઓના દિલમાંપોતાને વિષે પાત્ર બુદ્ધિ ઉત્પન્ન કરે છે; પરંતુ પાપ કર્મના ઉદયથી વિસ્તારવાળી ધર્મ દેશના સાંભળવાના અથવા બીજા કાંઈ નિમિત્તને પામીને પૂર્વોક્ત પરિણામથી ભ્રષ્ટ થાય છે તેથી પાછો દેરાસરમાં જતો નથી, સાધુના ઉપાશ્રયમાં પ્રવેશ કરતો નથી, સાધુને દેખે તો પણ વંદન કરતો નથી, શ્રાવકોને આમંત્રણા કરતો નથી, પોતાને ઘેર દાન દેવા વિગેરેની રૂઢી પડેલી હોય છે તેને પણ અટકાવે-છે, ધર્મ ગુરૂને દૂરથી દેખીને નાસી જાય છે અને ગુરૂ મહારાજની પાછળ તેના અવર્ણવાદ પણ બોલે છે. આવી રીતે તેની વિવેક રૂપ ચેતનાને નાશ પામેલ જોઇને ગુરૂ મહારાજ પોતાની બુદ્ધિ રૂપી સળીમાં તે જીવને પ્રતિબોધ કરવા રૂપ અંજન લે છે ( પોતાની બુદ્ધિ વડે તેને-પ્રતિબોધ-કરવાનો ઉપાય ચિંતવે છે ) એટલે કે એ જીવ કોઇ વખતે

ગુરૂને અહિર્ભૂમિએ જતા આવતા મળી જાય તો ગુરૂ તેની સાથે પ્રિય ભાપણ કરે છે, તેના ઉપર હિત બુદ્ધિ બતાવે છે, સરલભાવ ધારણ કરવા માટે તેને ઉપદેશ આપે છે, પોતે તેને કોઇ પ્રકારે ઠગવાના નથી એવીતેને ખાતરી કરી આપે છે. પછી કાંઇક સારો ભાવ તેના મનમાં ઉત્પન્ન થયો છે એમ જાણીને તેને કહે છે કે-"હે ભદ્ર ! સાધુના ઉપાશ્રયે કેમ આવતો નથી ? તારા આત્માનું કલ્યાણ કેમ કરતો નથી ? મનુષ્યભવ કેમ નિષ્ફળ કરે છે ? શુભ અને અશુભના તફાવતને તું નથી જાણતો? તું પશુભાવ કેમ અનુભવે છે ? અમે તને વારંવાર કહીએ છીએ કે આજ તારે પથ્ય છે તેના ઉપર તું વિચાર કર" આ સર્વ સળી ઉપર અંજન નાખવા તુલ્ય સમજવું; કારણ કે સદ્‌જ્ઞાન રૂપ કાર્યનું તે કારણ છે. ( આવા ઉપદેશથી આ જીવને જ્ઞાન થાય છે તેથી આવો ઉપદેશ તે જ્ઞાનનું કારણ છે ).

આ પ્રમાણે સાંભળીને આ જીવ તેના આઠ ઉત્તરો આપવાના વિચારીને બોલ્યો કે-"હે મહારાજ ! હું તો બીલકુલ ફુરસદ વિનાનો છું, મને આપની સમીપે આવવાનું સાંભરતું પણ નથી. વેપાર વગરના (નવરા) પ્રાણીઓને ધર્મની ચિંતા થાય છે (ધર્મ કરવો સુઝે છે ), મારા જેવા તો એમ જ્યાંત્યાં રખડયા કરે તો કુટુંબ ભુખે મરે, ઘરના ઘણા કામોમાંથી કોઇ પણ બની શકે નહિ, વેપાર ચાલે નહિ, રાજસેવા કરી શકાય નહિ, અને ખેતી વાડી વિગેરે પણ બને નહિ"—આ સર્વ જીવના મસ્તક ધુણાવવા તુલ્ય સમજવું. તેના આવા વચનો સાંભળીને કરૂણાતત્પર હૃદયવાળા ગુરૂ મહારાજ વિચાર કરે છે કે-'પૂર્વભવમાં પુણ્ય કર્યા વિનાનો આ બિચારો જરૂર દુર્ગતિએ જશે તેથી તેને ઉવેખી મુકવા યોગ્ય નથી'-આવો વિચાર કરીને તેઓ બોલ્યા કે-"હે વત્સ! તારે એમજ હોય તો પણ મારી ખાતર મારા આગ્રહથી હું કહું છું તેટલું તું કબુલ રાખ કે, તારે રાત દીવસમાં થઇને માત્ર એક વાર દરરોજ ઉપાશ્રયે આવીને સાધુઓનાં દર્શન કરવા. આ એક અભિગ્રહ તું લે, પછી હું તને કોઇપણ અભિગ્રહ લેવાનું કહીશ નહિ.' આવાં વચન સાંભળીને તે જીવ વિચારવા લાગ્યો

કે શું કરૂં ? અહીં આવી ભરાણા તે આવી ભરાણા ! હવે બીજો ઉપાય નથી એમ ધારીને હંમેશા ઉપાશ્રયે આવવાનો તેણે અભિગ્રહ લીધો. ગુરૂ મહારાજનું આ એક વચન અંગીકાર કર્યું તે તેના આંખમાં અંજન પડવા તુલ્ય સમજવું. પછી તો તે હંમેશા ઉપાશ્રયે જવા લાગ્યો, તેથી પ્રતિદિન સાધુઓના સબંધમાં આવવાથી, તેમના સ્વભાવિક શુભ અનુષ્ઠાનો દેખવાથી, તેઓના નિસ્પૃહતા વિગેરે ગુણો જોવામાં આવવાથી અને તેના પાપ પરમાણુઓનો પણ નાશ થતો જવાથી તેને જે વિવેક કળાની પ્રાપ્તિ થઇ તે તેની નાશ પામેલી ચેતના તેને પુન:પ્રાપ્ત થઇ' એમ પૂર્વે કહ્યા બરાબર સમજવું એ પછી જીવને ધર્મ સંબંધી જ્ઞાન મેળવવાની વારંવાર જીજ્ઞાસા થાય છે તે આંખ ઉઘાડ દે કરવા તુલ્ય સમજવું અને પ્રતિક્ષણ તેના અજ્ઞાનનો જે નાશ થાય છે તે આંખના રોગોની પીડાનો ઉપશમ થવા તુલ્ય સમજવું. વળી તેને ગુરૂ મહારાજ બોધ આપે છે ત્યારે તેને મનમાં જે કાંઈક સંતોષ થાય છે તે તેને આશ્ચર્ય થવા તુલ્ય સમજવું.

આ પ્રમાણે થયા છતાં પણ "બહુ કાળના અભ્યાસથી અભિનિવેશપણાને પામેલો ભિક્ષા રક્ષણનો વિચાર તે દ્રમકના મનમાંથી સમુળગો નાશ પામતો નથી તેથી તેવા વિચારને તાબે થઇને તે વારંવાર પૂર્વોક્ત ઉપકારી પુરૂષના ઉપર પણ પોતાની ભિક્ષા લઇ જવા સબંધી શંકા લાવ્યા કરે છે, તેથી ત્યાંથી નાસી જવા વિચાર કરે છે" તે સર્વ અહીં પણ યોજવું:-જ્યાં સુધી આ જીવ પ્રશમ, સંવેગ, નિર્વેદ, આસ્તિક્ય અને અનુકંપાના લક્ષણથી વિરાજિત અધિગમ સમ્યકતને પામતો નથી ત્યા સુધી શ્રુતમાત્રની પ્રાપ્તિ થયા છતાં પણ વિવેકની અલ્પતા હોવાથી તેને ખરાબ ભોજન તુલ્ય ધન, વિષય અને સ્ત્રી વિગેરેમાંથી પરમાર્થ બુદ્ધિ નાશ પામતી નથી. તેથી પરાભવ પામેલી ચેતનાવાળો તે જીવ પોતાના ચિત્ત પ્રમાણે નિસ્પૃહ હૃદયવાળા મહાત્મા મુનિઓને પણ પોતાના જેવા ધારે છે અને તેઓને માટે વિચારે છે કે એઓની બહુ પાસે રહેવાથી મારી પાસેથી તેઓ કાંઇ પણ દ્રવ્યાદિક માગશે; આથી કરીને તે પ્રાણી તે મુનિઓની સાથે વિશેષ પરિચય રાખતો નથી અને બની શકે તો તેઓની પાસે લાંબો વખત બેસતો પણ નથી.

વળી પૂર્વે કહ્યું છે કે—"[1] જ્યારે ધર્મબોધકરે જોયું કે તેને અંજનના પ્રભાવથી કાંઇક ચેતના આવી છે ત્યારે તેને કહ્યું કે, હે ભદ્ર ! તું આ પાણી પી, જેથી તારા શરીરને સ્વસ્થતા થશે' તે સાંભળી દરિદ્રીને પોતાના મનમાં વિચાર થવા લાગ્યો કે 'આ પાણી પીવાથી શું થશે તેની મને કાંઇ પણ ખબર પડતી નથી' તેથી શંકા લાવીને સર્વ તાપોને શાંત કરનાર તત્ત્વ પ્રીતિકર પાણી પીવાને તે ઇચ્છતો નથી. એ વખતે ધર્મબોધકરનું ચિત્ત કૃપા કરવા તત્પર થયું અને 'બળાત્કારથી પણ હિત કરવું ઉચિત છે' એમ વિચારી પોતાનું સામર્થ્ય વાપરીને દરિદ્રીનું મુખ ઉઘાડયું અને તેમાં પાણી રેડી દીધું. પાણીનો સ્વાદ લીધો કે તરતજ મહામોહનો ઉન્માદ લગભગ નાશ પામી ગયો, રોગો ઓછા થયા અને દાહ ઓછો થયો. આથી કરીને તે સ્વસ્થ થયો અને પછી વિચારવા લાગ્યો." આ સર્વ આ જીવના સબંધમાં યથાયોગ્ય નીચે પ્રમાણે સમજવું.

આ જીવ કોઈ વખત જરા અવકાશ મેળવીને સાધુને ઉપાશ્રયે આવે છે; સાધુઓના સંસર્ગથી તેને જરા જરા જ્ઞાન[2] પ્રાપ્ત થાય છે, તો પણ તેનામાં વિશિષ્ટ તત્ત્વ શ્રદ્ધા હોતી નથી અને ધનવિષયમાંજ પરમાર્થ બુદ્ધિ માનતો હોય છે; સાધુઓ પણ પોતાના જેવીજ ઇચ્છાવાળા છે એમ શંકા રાખતો હોય છે અને તેથી ધર્મ કથા વિગેરેનું વ્યાખ્યાન સાંભળવું તજી દેતો હોય છે—આવી સ્થિતિમાં આ જીવને ધર્માચાર્યનો યોગ થાય છે, તે વખતે ગુરૂ મહારાજ દયાળુ હોવાથી તેઓને તેનું હિત કરવાનો વિચાર થાય છે. તેથી ઉંચા પ્રકારના ગુણો પ્રાપ્ત કરવાને યોગ્ય તે પ્રાણી જ્યારે ગુરૂ મહારાજ પાસે આવે છે ત્યારે ગુરૂ મહારાજ બીજા માણસને ઉદ્દેશીને સમ્યગ્ દર્શનના ગુણોનું વર્ણન કરે છે, તેની દુર્લભતા બતાવી આપે છે, તે ગુણ અંગીકાર કરનારને સ્વર્ગ મોક્ષનાં સુખ રૂપ ફળ પ્રાપ્ત બતાવે છે અને આ લોકમાં પણ ચિત્તના અત્યંત સંતોષનું તે કારણ છે એમ પ્રરૂપે છે-આ સર્વ દરિદ્રીને પાણી પીવાની નિમંત્રણા કરવા તુલ્ય સમજવું.

---

૧ સબંધ પૃષ્ટ ૨૨ ના ૩ જા પારિગ્રાફ સાથે છે. ૨ દ્રવ્ય શ્રુત.

ગુરૂ માહારાજનાં આવાં વચન સાંભળીને તેનું મન પાછું હીંદોળે ચઢે છે, અને તેથી વિચાર કરે છે કે 'આ સાધુ તો પોતાનાં સમ્યગ દર્શનનાં બહુ બહુ વખાણ કરે છે, પણ જેવું હું તે સમ્યગ્ દર્શન અંગીકાર કરીશ કે તેઓ મને વશ થયેલો જાણી મારી પાસે પૈસા આહાર વિગેરે માંગશે. માટે આપણે આવી આત્મવંચનાનું કામ શું છે? આમાં તો તેઓના આશયની ખબર પડતી નથી અને શું શું આપી દેવું પડશે તેની પણ ખબર પડતી નથી.' આ પ્રમાણે વિચાર કરીને સાંભળ્યું ન સાંભળ્યું કરીને તે કાંઇ પણ અંગીકાર કરતો નથી. આ તેને પાણી પીવાની નિમંત્રણા કર્યા છતાં પણ તે પીવાની અનિચ્છા તુલ્ય સમજવું.

હવે ધર્મગુરૂ વિચાર કરે છે કે આ જીવને બોધ કરવાનો બીજો શું ઉપાય છે? બહુ બહુ વિચાર કરીને તેઓ પોતાના હૃદયમાં વિચાર કરી નિશ્ચય કરે છે અને પછી આ પ્રમાણે વર્તન કરે છે;—કોઇ વખત આ જીવને સાધુને ઉપાશ્રયે આવવાની ઈચ્છાવાળો જાણીને બીજા માણસોને ઉદ્દેશીને તેઓ અગાઉથી માર્ગદેશના આરંભે છે. "હે ભવ્ય પ્રાણીઓ! તમે સર્વ પ્રકારનો વિક્ષેપ તજી દઈ આ હકીકત સાંભળો. આ સંસારમાં ચાર પુરૂષાર્થ છે; અર્થ, કામ, ધર્મ અને મોક્ષ. તેમાંથી કેટલાક પ્રાણીઓ અર્થનેજ પ્રધાન પુરૂષાર્થ ગણે છે;" આ અવસરે તે જીવ આવી પહોંચે છે, પછી તેના સાંભળતાં ગુરૂમહારાજ વ્યાખ્યાન આગળ ચલાવે છે. "પૈસાના ભંડારથી શોભતા પુરૂષનું શરીર જરાથી[1] જીર્ણ થયેલું હોય છે તોપણ લોકમાં પચીશ વરસની ઉમ્મરવાળા ઉન્મત્ત તરૂણ પુરૂષ જેવો તે ગણાય છે. તેનું હૃદય અત્યંત બીકણ હોય છે તોપણ 'મોટી મોટી લડાઇઓમાં પડીને તમે સાહસ બતાવ્યું છે' અને 'તમે અતુલ બળ પરાક્રમવાળા છો' એવી રીતે તેની સ્તુતિ થાય છે. મુળાક્ષર સ્વર વ્યંજન વિગેરેના શુદ્ધ ઉચ્ચારની શક્તિ પણ ન હોય છતાં સમસ્ત શાસ્ત્રાર્થનું અવગાહન કરવામાં ચતુર મતિવાળા છો, એમ બંદી લોકોવડે સ્તવાય છે.

૧ ઘડપણથી.

કદરૂપો હોવાથી તદન અદર્શનીય હોય છે છતાં ખુશામત કરવામાં પ્રવીણ સેવકો તેને કામદેવથી પણ રૂપમાં ચઢીઆતો કરીને સ્થાપે છે. તેનામાં પ્રભાવનો ગંધ પણ ન હોય છતાં સર્વ વસ્તુ સાધવામાં ઉત્તમ પ્રભાવવાન્ છે, એમ તેના ધનની ઇચ્છાવાળા મનુષ્યો બોલે છે તે હલકી દુધવાળીનો પુત્ર હોય છે છતાં તેનાં વહાલા માણસો તેને પ્રખ્યાત અને ઉન્નત મોટા કુળમાં ઉત્પન્ન થયેલો કહે છે. તેની સાથે સાત પેઢી સુધી સગપણ ન હોય તો પણ સર્વ લોકો તેની સાથે સગા ભાઇઓ જેવો સંબંધ રાખે છે; આ સર્વ ભગવાન અર્થની ચમત્કૃતિ છે, વળી પુરૂષત્વ છતાં અને સરખી સંખ્યાવાળા શરીરના અવયવો (આંખ, કાન, નાક, હાથ, પગ વિગેરે) છતાં પણ આ દુનિયામાં કેટલાક દેનારા અને કેટલાક યાચનારા દેખાય છે, કેટલાક રાજા દેખાય છે અને કેટલાક પાળા દેખાય છે, વળી કેટલાક અનુપમ શબ્દ વિગેરે પાંચે ઇંદ્રિયોના ઉપભોગને ભોગવતા હોય છે ત્યારે કેટલાક બાપડા દુષ્પુર પેટ ભરવાને પણ અશક્ત હોય છે, તેમજ કેટલાક બીજાને પોષે છે ત્યારે કેટલાક બીજાવડે પોષાય છે. આ સર્વ ફેરફાર 'અર્થ' પોતાના સદ્ભાવ[1] અથવા અસદ્ભાવથી[2] ઉત્પન્ન કરે છે, તેટલા માટે 'અર્થ' જ મુખ્ય પુરૂષાર્થ છે. એટલા માટેજ કહેલું છે કે;—

अर्थाख्यःपुरुषार्थोऽयं प्रधानः प्रतिभासते ।
तृणादपि लघुं लोके धिगर्थरहितं नरम् ॥

"'અર્થ' નામનો આ પુરૂષાર્થજ પ્રધાન (મુખ્ય) લાગે છે, તેથી ઘાસના તરણાથી પણ હલકા એવા પૈસા વગરના માણસને આ લોકમાં ધિક્કાર છે."

આ પ્રમાણે આચાર્યે કરેલું અર્થનું વર્ણન સાંભળીને તે જીવ વિચાર કરવા લાગ્યો. અહો! બહુ સારી વાત કહેવા માંડી જણાય છે. પછી આ જીવ બરાબર ધ્યાન રાખીને સાંભળવા લાગ્યો, સાંભળીને સમજવા લાગ્યો અને સમજીને ડોક હલાવતો, ચક્ષુઓ વિસ્ફારતો, અને મ્હો વિકસ્વર કરતો સતો 'બહુ સા-

---

૧ હાજરી.　૨ ગેરહાજરી.

રૂં બહુ સારૂં ' એ પ્રમાણે ધીમે ધીમે બોલવા લાગ્યો. આ નિશાનીઓથી ધર્મ ગુરૂ જાણી જાય છે કે આ જીવને શ્રવણ કુતુહળ થયું છે, પછી પાછા ધર્મ ગુરૂ આદર પૂર્વક બોલે છે.

" હે ભવ્ય પ્રાણીઓ ! વળી કેટલાક પ્રાણીઓ 'કામ'ને પ્રધાન પુરૂષાર્થ માને છે, તેઓના વિચાર આવા પ્રકારનાં હોય છે. લાડ કરતી મધુર સુંદરીનાં મુખકમળમાં રહેલ મધુનું પાન કરવામાં ચતુર મધમાખના જેવું આચરણ કર્યા વગર પુરૂષ પરમાર્થથી પુરૂષત્વવાળો ગણાતો નથી. કારણ કે પૈસાના સંગ્રહનું કળાઓમાં કુશળતાનું, કરેલાં ધર્મનું અને આ જન્મનું ઉત્કૃષ્ટ ફળ વસ્તુતઃ કામજ છે. કામભોગ વિના આ સુંદર ઇંદ્રિયોનું શું પ્રયોજન છે? કામભોગના સેવનમાં તત્પર એવા ભોગી પુરૂષોને તે ભોગના સાધનભૂત ધન કનક અને સ્ત્રી વિગેરે ભોગ્ય પદાર્થો યોગ્યતાએ કરીને પોતાની મેળેજ પ્રાપ્ત થાય છે. संपद्यते भोगीनां भोगाः એટલે "ભોગી પુરૂષને ભોગ પ્રાપ્ત થાય છે" એ વાત બાળ, ગોપાળ, સ્ત્રી વિગેરે સૌ કોઇ જાણે છે. કહ્યું છે કે—

स्मितं न लक्षेण वचो नकोटिभिः
न कोटिलक्षैः सविलासमीक्षितम् ।
अवाप्यते ऽन्यै रदयोपगूहनं
न कोटिकोट्यापि तदस्तिकामिनाम् ॥

" બીજા પુરૂષોને લાખ સુવર્ણથી જે હાસ્ય પ્રાપ્ત થતું નથી, ( સામી રમણી તરફથી ) ક્રોડ દ્રવ્યથી જે વચન પ્રાપ્ત થતું નથી, લાખ કોટીથી પોતાના સામે જે વિલાસ યુક્ત કટાક્ષ ફેંકાતું નથી અને કોટા કોટી દ્રવ્યથી જે વત્સલ ભાવ વડે આલિંગનાદિ પ્રાપ્ત થતું નથી તે સર્વ કામી પુરૂષોને પ્રાપ્ત થાય છે." તેથી તેઓને શી વાતની ઓછાશ છે ! તેટલા માટે કામજ પ્રધાન પુરૂષાર્થ છે. આથી કહેવાય છે કે:—

कामाख्यः पुरुषार्थोऽयं प्राधान्येनैव गीयते ।
नीरसं काष्टकल्पं हि धिक्कामविकलं नरम् ॥

" કામ નામનો પુરૂષાર્થ પ્રધાનપણેજ વર્ણવાય છે. તેથી કામથી રહીત રસ વગરના અને કાષ્ટ તુલ્ય પ્રાણીને ધિક્કાર છે "

આ પ્રસ્તાવ સાંભળીને તે જીવ હર્ષના ભારથી પોતાના હૃદયમાં પણ ઉછળ્યો અને પ્રગટપણે બોલવા લાગ્યો કે, 'અહો! અહો! સાધુ મહારાજ બહુ સારૂં બોલ્યા, ઘણે દિવસે આજે બહુ સુંદર વ્યાખ્યાન આપવાનો આરંભ કર્યો; છે; આવું વ્યાખ્યાન જો આપ હમેશાં આપશો તો જો કે અત્યારે સંસારનાં કાર્યોમાંથી ક્ષણ પણ અવકાશ નથી તો પણ અમે સંપૂર્ણ ધ્યાન દઈને સાંભળશું.''—આ સર્વ પોતાના સામર્થ્યથી ગુરૂ મહારાજે જીવનું મ્હોડું ઉઘાડવા તુલ્ય સમજવું.

જ્યારે તે જીવ આ પ્રમાણે બોલે છે ત્યારે ગુરૂ મહારાજના મનમાં નીચે પ્રમાણે વિચારો થાય છે. " અહો! મહામોહની ચેષ્ટાઓ તો જુઓ! તેનાથી હણાયલા પ્રાણીઓ પ્રસંગે કહેલ અર્થ અને કામ કથાથી રીઝે છે પણ યત્ન પૂર્વક કહેલી ધર્મ કથાથી આનંદ પામતા નથી. અમે તો અત્યારે અર્થ અને કામમાં પ્રતિબદ્ધ ચિત્તવાળા ક્ષુદ્ર પ્રાણીઓનો અભિપ્રાય વર્ણવ્યો છે, પણ આ બાપડાને તો તેમાંજ સુંદરપણાની બુદ્ધિ ઉત્પન્ન થઈ છે. તો પણ ગમે તેમ કરીને તે શ્રવણ અભિમુખ[1] થયો છે, તેથી આપણો પરિશ્રમ સફળ થયો છે. આ જીવને બોધ કરવા સારૂ ઉપાયભૂત જે બીજ મેં વિચાર્યું હતું તેણે અંકુરા મૂક્યા છે. અને તેથી આ જીવ હવે રસ્તે ચડશે." આ પ્રમાણે વિચાર કરીને તેઓ બોલ્યા કે—" હે ભદ્ર! અમે તો જેવું છે તેવું વસ્તુ સ્વરૂપ પ્રકાશીએ છીએ, અમને અસત્ય બોલતાં આવડતું નથી." આ ઉપરથી તે જીવને પોતાના ચિત્તમાં ગુરૂ ઉપર વિશ્વાસ ઉત્પન્ન થાય છે. અને તેથી કહે છે કે, 'હે ભગવાન્! આપ કહો છો તેમજ છે. તેમાં કોઇ પણ પ્રકારનો સંદેહ નથી.' ગુરૂ મહારાજે કહ્યું કે-'જો એમજ હોય તો અર્થ અને કામનું માહાત્મ્ય તારા સમજવામાં આવ્યું?' જીવે ઉત્તર આપ્યો 'હા જી! બહુજ સારી રીતે સમજવામાં આવ્યું' ગુરૂ મહારાજે કહ્યું "હે સૌમ્ય!

---

૧, ' સાંભળવા તત્પર.

અમે ચાર પુરૂષાર્થનું માહાત્મ્ય કહેવાનો આરંભ કર્યો હતો; તેમાંથી બેનું સ્વરૂપ કહ્યું; હવે ત્રીજાનું સ્વરૂપ કહીએ છીએ તે તારે એક ચિત્ત રાખીને સાંભળવું," તે જીવ બોલ્યો 'હે ભગવાન્! મેં ધ્યાન રાખ્યું છે; આપ ચલાવો.'

પછી ગુરૂ મહારાજે વ્યાખ્યાન ચલાવ્યું—"હે લોકો! કેટલાક ધર્મનેજ પ્રધાન પુરૂષાર્થ માને છે; તે આ પ્રમાણે:—જીવત્વવડે સરખા છતાં પણ શા કારણથી કેટલાક પ્રાણીઓ એવા કુળમાં ઉત્પન્ન થાય છે કે જેમાં ઘણી પેઢીઓથી દ્રવ્ય સંગ્રહેલું હોય છે, જે કુળો ચિત્તને અત્યંત આનંદ ઉપજાવવાના સ્થાનભૂત હોય છે. જે કુળો આખા જગત્માં સર્વત્ર માન પામતા હોય છે? વળી કેટલાક પ્રાણીઓ શા કારણથી એવા કુળમાં ઉત્પન્ન થાય છે કે જેમાં ધનની ગન્ધનો પણ સંબંધ કદી થયો ન હોય, જે સર્વ પ્રકારના દુઃખોનાં ભાજનભૂત હોય અને જે કુળની સર્વ પ્રાણીઓ નિંદા કરતા હોય? વળી એક માતાપિતાથી થયેલાં સહોદર[1] અથવા [2]યમલ ભાઇઓમાં શા કારણથી મોટા તફાવત જોવામાં આવે છે.? બેમાંથી એક રૂપમાં કામદેવ જેવો થાય છે; શાન્તિમાં મુનિ જેવો થાય છે; બુદ્ધિના વૈભવમાં અભયકુમાર[3] જેવો થાય છે, ગંભીરપણામાં સમુદ્ર જેવો થાય છે; સ્થિરપણામાં મેરૂ પર્વતના શિખર જેવો થાય છે; શૌર્યમાં ધનંજય જેવો થાય છે; ધન સંચયમાં કુબેર ભંડારી જેવો થાય છે; દાન દેવામાં કર્ણ જેવો થાય છે; નિરોગીપણાએ કરીને વજ્ર જેવા કઠણ શરીરવાળો થાય છે અને પ્રમુદિત ચિત્તવડે મહર્ધિક દેવતાઓના જેવો થાય છે. આવાં આવાં સર્વ ગુણ અને કલાઓથી ભૂષિત થઇ તે પ્રાણી સર્વ જનની આંખોને અને મનને આનંદ આપે છે. બીજો પોતાના બિભત્સ દર્શનથી સર્વ લોકોને ઉદ્વેગ પમાડે છે; ખરાબ ચેષ્ટાઓથી માબાપને સંતાપ આપે છે; મુર્ખ શિરોમણિ હોઇને આખી પૃથ્વી જીતે છે,[5] હલકાપણાએ કરીને આકડાના તેમજ

૧ સગાભાઇ ૨. જોડલાંના ભાઇ. ૩. શ્રેણીક પુત્ર. ૪ અર્જુન.
૫ તેના જેવો મુર્ખ કોઇ હોતો નથી.

શાલ્મલી વૃક્ષના તુલથા પણ વધે છે; ચપળતાથી વાંદરાની લીલાને પણ હઠાવે છે; બીકણપણાથી ઉંદરોને પણ પાછા પાડે છે; નિર્ધન હોવાથી દરિદ્રીનો આકાર ધારણ કરે છે; કૃપણપણાએ ચંડાલની જાતિને પણ ઉલ્લંઘી જાય છે; અનેક પ્રકારના રોગોથી વ્યાપ્ત હોવાવડે ઘોર આક્રંદ કરવાથી આખા જગતને તેના ઉપર કરૂણા ઉત્પન્ન થાય છે; તેનું ચિત્ત દીનતા, ઉદ્વેગ અને શોક વડે વ્યાપ્ત હોવાથી તેને ઘોર મહા નારકી તુલ્ય સંતાપ થયા કરે છે; આવી રીતે તે સર્વ દોષોનો ભાજન હોવાથી તેને લોકો 'પાપીષ્ટ'[૧] 'અદૃષ્ટ'[૨] વિગેરે શબ્દોથી નિંદે છે.

"વળી પણ વિચાર કરવો જોઇએ કે:-અનુપહત[૩] બુદ્ધિ, સત્વ, ઉદ્યોગ, અને પરાક્રમવાળા બે પુરૂષો કે જેઓમાં કોઇ પણ પ્રકારનો તફાવત ન હોય, બધી વાતે સરખા હોય, તેઓ પૈસા મેળવવા માટે પ્રવૃત્તિ કરતા હોય તે પ્રસંગે બેમાંનો એક ખેતી, પશુપાલન, વેપાર, રાજસેવા વિગેરે જે જે કર્મ આરંભે છે તેમાં ફતેહ પામે છે અને બીજો પૈસા મેળવવા માટે જે જે કર્મ આરંભે છે તેમાં નિષ્ફળ થાય છે, એટલુંજ નહિ પણ ઉલટું પોતાની પાસે પૂર્વ પુરૂષે મેળવેલ જે કાંઈ ધન હોય છે તે પણ નાશ પમાડે છે, આનું કારણ શું? વળી પણ વિચાર કરવો જોઇએ કે કોઇ બે પુરૂષને અનુપમ પાંચ ઇંદ્રિયના વિષયો કોઈ વખત સમકાળે પ્રાપ્ત થાય છે ત્યારે તેઓમાંનો એક તો પ્રબળ શક્તિવાળો અને વધતી જતી પ્રીતિવાળો થઇ તે ભોગોને વારંવાર ભોગવે છે; અને બીજાને અકાળે કૃપણતા, રોગ વિગેરે કારણો ઉત્પન્ન થાય છે તેથી તેને ભોગ ભોગવવાની ઇચ્છા હોય છે છતાં પણ તે ભોગવી શકતો નથી આવા આવા તફાવતોનું કારણ જીવોમાં કાંઇ પણ પ્રત્યક્ષ દેખાતું નથી. અને કોઇપણ કારણ વગર એમ બને તે પણ સંભવીત નથી. કેમકે જો આવો તફાવત કારણ વગરનો હોય તો પછી તે સર્વદા આકાશની પેઠે કાયમજ રહેવો જોઇએ અથવા તો શશશૃંગની પેઠે કોઇ દીવસ પણ ન

---

૧ પાપવાળો. ૨ નહી જોવા ગ્યં. ૩ હણાયા વિનાની-નહી ઘટેલી.

હોવો જોઇએ; પરંતુ ઉક્ત તફાવત તો ક્વચિત્ દેખાય છે અને ક્વચિત્ નથી દેખાતો તેથી તે સર્વે નિષ્કારણ નથી એમ ખાત્રી થાય છે."

આ હકીકત સાંભળીને તે જીવને કાંઇક સમજણ પડી, તેથી તેણે પુછયું કે 'હે ભગવન્ આ સર્વ તફાવતો હોવાનું કારણ શું હશે? ધર્મ ગુરૂએ કહ્યું કે-'હે ભદ્ર! સાંભળ. જીવોને સર્વ પ્રકારની સુંદરતા પ્રાપ્ત થવાનું અંતરંગ[1] કારણ ધર્મજ છે. ધર્મજ જીવને સારા કુળમાં ઉત્પન્ન કરે છે; સર્વ ગુણ રાશિને પમાડે છે; સર્વ અનુષ્ઠાનોને સફળ કરે છે; પ્રાપ્ત થયેલા ભોગોને વારંવાર ભોગવાવે છે; અને સર્વ શુભ કારણોને મેળવી આપે છે. તેજ પ્રમાણે સર્વ પ્રકારના અશોભનપણાનું અંતરંગ કારણ અધર્મજ છે; તેજ દુરંતર[2] અધર્મ જીવને હલકા કુળોમા ઉત્પન્નકરે છે; સર્વ દોષ રાશિને પમાડે છે; સર્વ વ્યવસાયોને નિષ્ફળ કરે છે; પ્રાપ્ત થયેલા ભોગોને ભોગવવામાં વિઘ્નભૂત શક્તિહીનતા વિગેરે ઉત્પન્ન કરે-છે; અને બીજાં પણ અનંતા અમનોજ્ઞ કારણો પેદા કરે છે. તે-ટલા માટે જેના પ્રભાવથી આ સર્વ શુભ વિભૂતિઓ ઉત્પન્ન થાય છે તે ધર્મજ પ્રધાન પુરૂષાર્થ છે; કોઇ પ્રાણી અર્થ કે કામની ઇચ્છા રાખતો હોય તો તે પણ ધર્મ વગર તેને મેળવી શકતો નથી અને ધર્મવંતને તો તેની ઇચ્છા વગર તે સર્વ પોતાની મેળે પ્રાપ્ત થાય છે, માટે અર્થ અને કામની ઈચ્છાવાળા પુરૂષે પણ તે મેળવવા માટે પરમાર્થે ધર્મ કરવો તેજ યુક્ત છે. અને તેથીજ 'ધર્મજ' પ્રધાન પુરૂષાર્થ છે. જો કે અનંત જ્ઞાન, અનંત દર્શન, અનંત વીર્ય અને અને અનંત આનંદરૂપ જીવના પોતાના સ્વરૂપમાં અવસ્થિત કરવાના લક્ષણવાળો ચોથો 'મોક્ષ' નામનો પુરૂષાર્થ સમસ્ત કલેશ રાશીનો નાશ કરનાર હોવાથી અને સ્વભાવિક તેમજ સ્વાધિન આનંદરૂપ હોવાથી પ્રધાન છે તોપણ તે 'ધર્મ' પુરૂષાર્થનું કાર્ય છે તેથી મોક્ષનું પ્રધાનપણું દેખાડતા સતા પણ પરમાર્થભૂત અને મોક્ષને સંપાદન કરી આપનાર ધર્મજ પ્રધાનપુરૂષાર્થ છે એમ

---

૧ છુપું. ૨ જેનો છેડો પામવો મુસ્કેલ છે.

સિદ્ધ થાય છે.[1] ભગવાન તિર્થંકરોએ પણ કહ્યું છે કે 'ધર્મ' ધનની ઈચ્છાવાળાને ધન દે છે, કામની ઈચ્છાવાળાને સર્વ કામ દે છે, અને પરંપરાએ મોક્ષને પણ સાધી આપે છે; તેથી ધર્મથી કોઈ પણ અધીક નથી એમ અમે કહીએ છીએ.

धर्माख्यः पुरुषार्थोऽयं प्रधानइति गम्यते ।
पापग्रस्तं पशोस्तुल्यं धिग्धर्म राहितं नरम् ॥

"ધર્મ નામનો જે પુરૂષાર્થ છે તેજ પ્રધાન છે. તેથી પાપમાં ડુબેલાં અને પશુ તુલ્ય ધર્મ રહિત પ્રાણીઓને ધિક્કાર છે.

આ પ્રમાણે ગુરૂ મહારાજની દેશના સાંભળી તે જીવે કહ્યું 'હે ભગવન ! આપે કહેલા અર્થ અને કામતો સાક્ષાત્ જોવામાં આવે છે પણ આપે જે ધર્મનું વર્ણન કર્યું તેતો અમે કોઇ જગ્યાએ જોયો નથી; તેટલા માટે કૃપા કરીને તેનું સ્વરૂપ બતાવો.

ધર્માચાર્યે જવાબ આપ્યો કે "હે ભદ્ર ! મોહથી અંધ થયેલા પ્રાણીઓ ધર્મને દેખતા નથી, પણ વિવેકી પુરૂષોને તો તે પ્રત્યક્ષજ છે. સામાન્ય રીતે બોલીએ તો ધર્મના ત્રણ સ્વરૂપ જોવા યોગ્ય છે; કારણ સ્વભાંવ અને કાર્ય. તેમાં શુભ અનુષ્ટાન ધર્મનું કારણ છે. સ્વભાવ બે પ્રકારનો છે; સાશ્રવ[2] અને અનાશ્રવ. સાશ્રવ સ્વભાવ જીવમાં શુભ પરમાણુઓના સંગ્રહ રૂપ છે; અને અનાશ્રવ સ્વભાવ પૂર્વે સંચિત પરમાણુઓના નાશ રૂપ છે. આ બન્ને પ્રકારનો સ્વભાવ યોગીઓ પ્રત્યક્ષ દેખે છે. અને અમારા જેવા અનુમાનથી પ્રત્યક્ષ કરે છે. તથા જુદા જુદા પ્રાણીઓમાં અનેક પ્રકારનું સુંદરપણું હોય છે તે ધર્મનું કાર્ય છે. તે દરેક પ્રાણીમાં પ્રસિદ્ધ હોવાથી બહુ સ્પષ્ટ રીતે જોઇ શકાય છે.

---

૧ દલીલ સાદી છે. મોક્ષમાં જવા માટે પ્રથમ ધર્મરાશીની જરૂર છે, જો કે સર્વ કર્મના નાશથીજ મોક્ષ થાય છે તોપણ શુભ રસ્તે ચઢવા માટે ધર્મની આવશ્યક્તા છે, આથી ધર્મ મોક્ષનું કારણ બને છે અને તેથી મોક્ષને જે પ્રધાનપદ મળે છે તે તેના સંપાદક ધર્મના ઉત્કર્ષમાં વધારો કરે છે.

૨. આશ્રવ યુકત. આશ્રવ એટલે કર્મ પરમાણુને આવવાની પ્રણાલિકા.

આ પ્રમાણે ધર્મનું કારણ સ્વભાવ અને કાર્ય દેખાય છે છતાં તેં શું ન દીઠું કે જેથી તું એમ કેમ કહે છે કે મેં ધર્મ જોયો નથી? આ ત્રીજો પુરૂષાર્થ ધર્મ ધ્વનિવડે[1] ઉચ્ચારાય છે. તેમાં વિશેષ એટલુંજ છે કે સદનુષ્ઠાન રૂપ કારણમાં કાર્યનો ઉપચાર કરી તેને 'ધર્મ' એમ કહેવામાં આવે છે.[2] જેમ કે અત્યારે ચોખાનોજ વરસાદ વરસે છે એમ કહેવાય છે, (વરસાદ તો પાણીનો વરસે છે, પણ તે પાણી તંદુલનું કારણ છે તેથી લોકો તે કારણમાં કાર્યનો ઉપચાર કરીને એ પ્રમાણે બોલે છે.) ધર્મનો સ્વભાવ જે સાશ્રવ કહ્યો તે પુણ્યાનુબંધિ પુણ્યરૂપ સમજવો. અને અનાશ્રવ સ્વભાવ તે કર્મની નિર્જરા[3]રૂપ સમજવો. આ બંને પ્રકારનો સ્વભાવ તે કાંઈ પણ ઉપચાર વગર સાક્ષાત્ ધર્મજ કહેવાય છે. વળી આ જીવમાં જે જે સુંદરતાના પ્રકારો[4] છે તે પણ કાર્યમાં કારણનો ઉપચાર કરવાવડે ધર્મ કહેવાય છે. દાખલા તરીકે 'આ મારૂં શરીર તે પૂર્વકૃત કર્મ છે' એમ કહેવાય છે. (અહીં કર્મ કારણ છે અને શરીર કાર્ય છે અને શરીર'—કાર્યમાં કર્મ—કારણનો આરોપ કરીને તેને કર્મજ કહેમાં આવે છે.) તે પ્રમાણે આમાં પણ સમજવું.

આ પ્રમાણે ધર્મના કારણ, સ્વભાવ ને કાર્યની વ્યાખ્યા સાંભળીને જીવે પુછ્યું કે પ્રભુ! એ ત્રણમાં પ્રાણીને શું ઉપાદેય[5] છે?

ધર્મગુરૂ—ભદ્ર! સદનુષ્ઠાનરૂપ કારણ ઉપાદેય છે. કારણ કે તે બીજા બન્ને (સ્વભાવ તથા કાર્ય) સંપાદન કરાવે છે.

જીવ—તે સદનુષ્ઠાન કયા કયા છે?

ધર્મગુરૂ—ભદ્ર! સદનુષ્ઠાનના મુખ્ય બે પ્રકાર છે સાધુ ધર્મ અને ગૃહીધર્મ. એ બંનેનું મૂળ સમ્યગ્ દર્શન છે.

જીવ—ભગવાન્! આપે અગાઉ સમ્યકત્વનું સ્વરૂપ કહ્યું હતું પણ તે વખત મેં બરાબર ધ્યાન રાખ્યું નહોતું. તેથી હવે કૃપા કરીને તેનું સ્વરૂપ ફરીને કહો.

---

૧. અંદરથી નીકળતા ભાવવડે ૨. દેવ પૂજા, ગુરૂ ભકિત, દાન; શીલ, તપ, ભાવ વિગેરે. ૩. આત્મ પ્રદેશથી કર્મોનુ ખરી જવું. ૪ આરોગ્યતા, સૌભાગ્યતા, યશસ્વીપણુ, વિદ્વત્તા, બુદ્ધિમાનપણું વિગેરે. ૫ આદરવા યોગ્ય.

પછી ધર્મ ગુરૂએ પ્રથમ અવસ્થાને ઉચિત સમ્યગ્દર્શનનું સ્વરૂપ તે જીવ પાસે કહેવા માંડયું. "જે પરમાત્મા રાગદ્વેષ અને મોહ વિગેરેથી રહિત, અનંત જ્ઞાન દર્શન વીર્ય આનંદ રૂપ, સર્વ જગત ઉપર કૃપા કરવામાં તત્પર, અને સર્વથી ન કળી શકાય તેવા સ્વરૂપવાળા છે તેનેજ પરમાર્થ બુદ્ધિથી દેવ માનવા; તથા તેણેજ ભાષેલા જીવ અજીવ પુણ્ય પાપ આશ્રવ સંવર નિર્જરા બંધ અને મોક્ષ એ નવ તત્ત્વો (પદાર્થો) સત્ય છે એમ કબુલ કરવું; તેમજ તેમણે બતાવેલા જ્ઞાન દર્શન ચારિત્ર રૂપ મોક્ષ માર્ગે જે સાધુઓ પ્રવર્તે તેજ ગુરૂ વંદનીક છે એવી બુદ્ધિ ધરાવવી તે 'સમ્યગ્ દર્શન' કહેવાય છે. અમુક જીવમાં સમ્યકત્વ છે કે નહી તે પ્રશમ,[1] સંવેગ,[2] નિર્વેદ[3] આસ્તિકય[4] અને અનુકમ્પા[5] રૂપ પાંચ બાહ્ય લક્ષણથી જાણી શકાય છે. તથા તે સમ્યકત્વને અંગીકાર કરીને જીવે સાત્વિક ગુણોથી અધિક વિનય ગુણવડે યુકત થઇને મૈત્રી[6] પ્રમોદ,[7] કારૂણ્ય[8] અને માધ્યસ્થ[9] ભાવનાઓ ભાવવી તેમજ આચરવી; તે સમ્યગ્ દર્શન સ્થિરતા, ભગવાનની સેવા, આગમમાં કુશળતા, ભકિત અને શાસનની પ્રભાવના એ પાંચ ભાવોને ઉદ્દીપન કરે છે. તેમજ શંકા,[10] આકાંક્ષા,[11] વિચિકિત્સા,[12] પરપાખંડીપ્રશંસા[13] અને સંસ્તવ[14] આ પાંચ દોષોને કાપી નાખે છે; તેથી જે વિશુદ્ધ સમ્યગ દર્શન કહેવાય છે તે સર્વ કલ્યાણનું બીજ છે, અને દર્શન મોહનીયના ક્ષયોપશમ વિગેરેથી પ્રગટ થયેલો આત્માનો પરિણામ છે."

ભગવાન ધર્માચાર્યે જ્યારે આ પ્રમાણે કહ્યું ત્યારે તે જીવનાં મનમાં ધર્મની સમ્યગ્ પ્રકારે ખાતરી થઇ અને તેના અનુભાવથીજ તેના કિલષ્ટ કર્મનો મેલ નાશ પામ્યો તેથી તેને સમ્યગ્ દર્શન પ્રાપ્ત થયું. સારા તીર્થના જળની પેઠે તે તત્ત્વપ્રી-

---

૧. ક્રોધનો નિરાસ. ૨ મોક્ષાભિલાષ. ૩. સંસારથી ખેદ. ૪ દેવ ગુરૂ તથા ધર્મ ઉપર શુદ્ધ શ્રદ્ધા. ૫. દીન દુઃખીપર દયા. ૬ પરહિત ચિંતા. ૭. પરગુણ પ્રીતિ. ૮ સર્વ જીવોપર દયા. ૯ પારકા દુર્ગુણોપર ઉપેક્ષા. ૧૦ જીન વચનમાં સંદેહ. ૧૧ પરમતની અભિલાષા. ૧૨ ધર્મનાં ફળનો સંદેહ. ૧૩ પર મતના ગુરૂની પ્રસંશા. ૧૪ પરધર્મી સાથે પરિચય.

તિકર પાણીને ગુરૂ મહારાજે બળવડે તેના ગળામાં ઉતાર્યું એમ સમજવું, કારણ કે તેની પ્રાપ્તિ થઈ ત્યારથી જે મિથ્યાત્વ ઉદયમાં આવ્યું હતું તે ક્ષીણ થઇ ગયું અને જે ઉદયમાં આવ્યું નહોતું તે ઉપશાંત અવસ્થાને પામી ગયું તો પણ તે પ્રદેશ અનુભવથી[1] તો અનુભવવું રહ્યું. આ મિથ્યાત્વ તેજ મહા ઉન્માદ છે તે આ વખતે નષ્ટ પ્રાય થયો પણ એકાંતે નાશ પામ્યો એમ કહી શકાય નહિ; કારણ કે સમ્યગ્ લાભ થાય ત્યારે દર્શનને વ્યાધિભૂત સર્વે કર્મો હલકા થઈ જાય છે અને તેથી જીવને સમ્યક્ત્વની પ્રાપ્તિથી અન્ય રોગોની પણ ઓછાશ ( હલકાશ ) પ્રાપ્ત થઇ એમ કહ્યું છે. ચર[2] અને અચર[3] સર્વ પ્રાણીઓનાં દુઃખરૂપ દાહને દલી નાંખવાથી સમ્યગ્ દર્શનના પરિણામ અત્યંત શીતળ છે, તે પ્રાપ્ત થવાથી આ જીવની દાહની પીડા નાશ પામી જેથી તેનું મન સ્વસ્થ થયું હોય એમ લાગે છે.

તે જીવે સ્વસ્થ થઇને હવે વિચાર કરવા માંડયો કે "આ પુરૂષ મારા ઉપર અત્યંત કૃપા રાખે છે અને ખરેખર તે ઉદાત્ત ચારિત્રવાળા હોય એમ જણાય છે, તો પણ મહામોહથી હણાયલા મેં પૂર્વે તેમને ઠગારા જાણ્યા; અને વળી વિચાર્યું કે આવો પ્રપંચ કરીને તે મારૂ ભોજન હરી લેશે! આવું ખરાબ ચિંતવન કરનાર મને ધિક્કાર થાઓ.! જો આ મહા પુરૂષની મતિ મારૂં હિત કરવામાંજ તત્પર ન હોત તો શા માટે તે અંજનના પ્રયોગથી મારી ચક્ષુઓને સારી કરત? અને પાણી પાઇને શા માટે મને સ્વસ્થતા પમાડત? વળી ખરેખર! તેઓ મારા તરફથી કાંઈ પણ બદલાની અપેક્ષા રાખતા નથી, માત્ર એમનું મહાનુભાવપણુંજ તેમની આવી પ્રવૃત્તિનું કારણ છે" આ પ્રમાણે પૂર્વે દરિદ્રી સંબંધે કહેવામાં આવ્યું છે; તે પ્રમાણે આ જીવને પણ જ્યારે સમ્યગ્ દર્શન પ્રાપ્ત થાય છે ત્યારે તે આચાર્ય સંબંધી એજ પ્ર-

---

૧. કેટલીક કર્મ પ્રકૃતિ વિપાકે વેદવામાં નથી આવતી પણ પ્રદેશેંજ વેદાય છે. એટલે કે તે કર્મ પ્રકૃતિની વર્ગણા વિપાકમાં કાંઇ પણ ફળ ન દર્શાવતાં માત્ર આત્મ પ્રદેશને ફરસીનેજ ખરી જાય છે. ૨. ત્રસ ૩. સ્થાવર.

આણે વિચાર કરે છે. તે વખતે યથાવસ્થિત સ્વરૂપ સમજાવાથી આ જીવ રૌદ્રતા[1] છોડી દે છે; મહાંધતાને મૂકી દે છે; (વક્રતા) ને વમે છે; ગાઢ લોભિષ્ટતાને દેશવટો આપે છે;[2] રાગને ઓછો કરે છે; દ્વેષ બહુ કરતો નથી અને મહા મોહનાં દોષોને કાપી નાંખે છે; આ પ્રમાણે કરવાથી આ જીવનું મન પ્રસન્ન થાય છે, અંતરાત્મા નિર્મળ થાય છે, બુદ્ધિ ચાતુર્ય વધે છે, ધન કનક કલત્રાદિ ઉપરથી પરમાર્થ બુદ્ધિ નિવર્તે છે, જીવાદિક તત્વો ઉપર આસ્થા થાય છે, અને સર્વે દોષો પાતળા પડે છે. આ પ્રમાણે થવાથી આ જીવ પારકા ગુણો સમજી શકે છે, પોતાના દોષો જોઇ શકે છે, પોતાની અગાઉની અવસ્થા સંભારે છે, તે વખતેજ ગુરૂ મહારાજે કરેલો પ્રયત્ન પણ યાદ આવે છે, તે પ્રયત્નના માહાત્મ્યને બળે થયેલી પોતાની યોગ્યતાને જાણે છે. અને તેથી અત્યંત કિલષ્ટ પરિણામવડે જે જીવ પુર્વે ધર્મગુરૂ વિગેરે વિષયોમાં અનેક કુવિકલ્પો કરતો હતો તેજ જીવ વિવેક પ્રાપ્ત થવાથી વિચાર કરે છે કે "અહો મારી પાપિષ્ટતા, અહો મારૂં મહા મોહાંધપણું, અહો મારી નિર્ભાગ્યતા,અહો મારી કૃપણાત, અહો મારૂં અવિચારીપણું કે જેથી મેં અત્યંત તુચ્છ ધનના લવ ઉપર પ્રતિબદ્ધ મનવાળા થઇને જે આ સાધુ મુનિરાજ નિરંતર પરહિત કરવામાંજ ઉદ્યત છે, જેઓ નિર્દોષ સંતોષથીજ પોતાના શરીરને પોષે છે, જેઓ મોક્ષ સુખરૂપ અવિનાશી ધન પ્રાપ્ત કરવામાંજ તત્પર મનવાળા છે, જેઓ આસંસારના વિસ્તારને ફોતરાંની મુઠી જેવો નિઃસાર સમજે છે, જેઓને પોતાના શરીર રૂપ પંજર ઉપર પણ મમત્વ બુદ્ધિ નથી, તે મારા ગુરૂ વિગેરે સાધુઓ ધર્મ કથાદિ પ્રપંચવડે ઠગાઇ કરી અને ઠગીને મારા પૈસા હરી જશે એવો પુર્વે મેં અનેકવાર વિચાર કર્યો હતો. તે મારા અધમથી પણ અધર્મ દુષ્ટ કુવિકલ્પને ધિક્કાર પડો! જો આ આચાર્ય માહારાજ મારા ઉપર પરમ ઉપકાર કરવામાં પરાયણ ન હોત તો સુગતિ રૂપનગરમાં જવાના સુંદર અને વિરોધ વગર

---

૧. ક્રોધ. ૨ અનંતાનુબંધી ચોકડી તજી દે છે. ( ક્રોધ, માન, માયા અને લોભ તીવ્ર પ્રકારનાં કરતો નથી. જુઓ પૃષ્ટ ૨૭ નોટ ૧

ના માર્ગને બતાવતા સમ્યગ્ જ્ઞાનનું દાન આપવાને બ્હાને મહા નરકમાં જવા યોગ્ય મારી ચિત્તવૃત્તિને તેઓ શા માટે રોકત? વિપર્યાસભાવથી પૂરિત થયેલા મારા મનને શા માટે સમ્યગ્ દર્શન સંપાદનવડે સર્વ દોષોથી વિશેષ પ્રકારે વિમુક્ત કરત? વળી નિસ્પૃહતાના અતિશયપણાથી લોઢાપર અને સુવર્ણ પર સરખાં ભાવવાળા અને પરનું હિત કરવામાં વ્યસનીની જેમ પ્રવર્તનારા તેઓ કોઇના ઉપર પણ ઉપકાર કરીને તેના બદલાની કદિપણ ઈચ્છા રાખતા નથી. આવા પરમ ઉપકારી મહાત્માનો પ્રત્યુપકાર મારી સર્વ દોલતથી તો શું પણ મારી જીંદગીના દાનથી પણ ન વળી શકે." આ પ્રમાણે જ્યારે આ જીવને સમ્યગ્ ભાવ ઉત્પન્ન થાય છે ત્યારે પોતે પૂર્વે કરેલાં ખરાબ આચરણનું સ્મરણ થવાથી તેનો તેને પશ્ચાત્તાપ થાય છે. તથા સન્માર્ગ બતાવનાર ગુરૂ મહારાજની ઉપરથી વિપરીત શંકા નાશ પામે છે તેથી તે વખતે તે ઉપર પ્રમાણે બોલે છે.

ઉપર કહેલા કુવિકલ્પો બે રીતે ઉત્પન્ન થાય છે. તેમાં એકતો કુશાસ્ત્રના સાંભળવાથી જે વાસના બેશી જાય છે તેને લીધે થાય છે. જેમકે આ ત્રણે ભુવન ઇંડામાંથી ઉત્પન્ન થયા છે,[1] બ્રહ્મા વિગેરે એ બનાવ્યાં છે,[2] પ્રકૃતિના વિકાર રૂપ છે,[3] ક્ષણમાં નાશ પામે તેવાં છે,[4] વિજ્ઞાન માત્ર છે,[5] શૂન્ય રૂપ

---

૧ મનુસ્મૃતીના મત પ્રમાણે પરમાત્માએ પ્રથમ અનાદિ તિમિરનો નાશ કર્યો, પ્રથમ પાણી બનાવ્યું, તેમાં બી મૂક્યું; આ બીનું સુવર્ણ ઈંડું થયું અને તેમાંથી બ્રહ્મા ઉત્પન્ન થયાં,

૨ ઉત્પન્ન થયેલાં બ્રહ્માએ સર્વ વસ્તુઓ બનાવી. વેદાન્તીઓનાં મત પ્રમાણે બ્રહ્મા સૃષ્ટિનું કારણ છે.

૩ સૃષ્ટિનાં મૂળ તત્વોનું નામ પ્રકૃતિ છે. સાંખ્ય દર્શન, આઠ મૂળ તત્વો માને છે અને પ્રકૃતિના વિકાર રૂપ આ જગત કહે છે.

૪ બુદ્ધો ક્ષણિક વાદી છે.

૫ વિજ્ઞાન એટલે ઐહિકજ્ઞાન, જ્ઞાન એટલે પારલૌકિક જ્ઞાન–ભગવદ્ગીતાના સાતમા અધ્યાયમાં જ્ઞાન અને વિજ્ઞાનનો તફાવત બતાવ્યો છે.

છે, 'વિગેરે વિગેરે.આવા વિચારો 'અભિસંસ્કારિક'[2] કહેવાય છે, બીજા પ્રકારના કુવિકલ્પો સુખને ઇચ્છતા અને દુઃખને ધિક્કારતાં, પૈસા વિગેરેમાંજ પરમાર્થ બુદ્ધિ રાખનારા, અને તેથી તેનું સંરક્ષણ કરવામાંજ તત્પર ચિત્તવાળા તથા શુદ્ધ માર્ગનું સ્વરૂપ નહીં જાણનારા જીવોને થાય છે; જેથી કરીને તે જીવ નહિ શંકા રાખવા યોગ્ય સ્થાને શંકા રાખે છે, ન ચિંતવવા યોગ્ય ચિંતવે છે, ન બોલવા યોગ્ય બોલે છે. અને ન આચરવા યોગ્ય કાર્યો આચરે છે. આવા બીજા પ્રકારના કુવિકલ્પો 'સહજ'[3] કહેવાય છે. આ બન્ને પ્રકારમાંથી અભિસંસ્કારિક કુવિકલ્પો તો સદ્દગુરૂના સંબંધથી કદાચ નાશ પામે છે, પરંતુ જે સહજ કુવિકલ્પો છે તે તો આ પ્રાણીની બુદ્ધિ જ્યાં સુધી મિથ્યાત્વથી હણાયલી રહે છે ત્યાં સુધી કદીપણ નાશ પામતા નથી. તે તો જ્યારે ઉત્કૃષ્ટ બુદ્ધિને ખીલવનાર સમ્યકત્વ ઉત્પન્ન થાય છે ત્યારે સર્વે નાશ પામી જાય છે.

કથા પ્રબંધમાં કહ્યું છે કે "તે દરિદ્રીને અંજન કરનાર તથા પાણી પાનાર પુરૂષ ઉપર વિશ્વાસ આવ્યો અને તે મોટો ઉપકારી છે એમ ચિંતવવા લાગ્યો તો પણ તેને પોતાના ખરાબ ભોજન ઉપર જે ગાઢ મૂર્છા હતી તે બીલકુલ નિવર્તન પામી નહોતી "—આની આ જીવના સંબંધમાં આવી રીતે યોજના કરવી.

આ જીવને જ્ઞાનવરણી કર્મના અને દર્શન મોહનીયના ક્ષયોપશમથી સમ્યગ્જ્ઞાન અને સમ્યગ્દર્શન પ્રાપ્ત થાય છે; તેથી તેને આ ભવ પ્રપંચ ઉપર જે તત્વ બુદ્ધિ હોય છે તે નાશ પામે છે, જીવ વિગેરે નવ તત્વ ઉપર આસ્થા થાય છે, અને પોતાના ઉપર મોટો ઉપકાર કરનાર તરીકે સમ્યગ્ જ્ઞાન દર્શનના આપનાર સધ્ધર્મ ગુરૂ ભગવંતને ગ્રહણ કરે છે; તો પણ જ્યાં સુધી

---

૧ શૂન્યવાદી આ જગત બધું સ્વપ્નવત્ કહે છે.

૨ સંસ્કારથી થએલાં ૩ કુદરતી.

ચાર કષાય[1] ઉદય ભાવમાં વર્તે છે અને નવનોકષાય[2] જ્યાંસુધી પ્રબળ હોય છે ત્યાં સુધી અનાદિ ભવાભ્યાસની વાસનાઓથી પરવશ થયેલ હોવાને લીધે ખરાબ ભોજન તુલ્ય ધન, વિષય અને કલત્ર ઉપરની મૂર્છાને તે જીવ અટકાવી શકતો નથી. અને તેથી આ ત્રિભુવન અંડ (ઇંડા) માંથી ઉત્પન્ન થયું છે વિગેરે વિગેરે કુશાસ્ત્ર શ્રવણના સંસ્કારથી ઉત્પન્ન થતા અજ્ઞાનજન્ય વિતર્કો થયા કરે છે. વળી મિથ્યાદર્શનના ઉદયથી પ્રગટનારા, ન શંકા લાવવા યોગ્ય ગુરૂ વિગેરે ઉપર શંકા લાવનારા, તેમજ ધન વિગેરેમાં પરમાર્થ બુદ્ધિ મનાવીને તેના રક્ષણમાં તત્પર રાખનારા જે સહજ કુવિકલ્પો થાય છે તે બધા મરૂદેશના[3] ઝાંઝવામાં જણાતી જળ કલ્લોલની માળા જેવા મિથ્યા ભાસન રૂપ છે. આવાં કુવિકલ્પો તો તેની વિરૂદ્ધ અર્થના ઉપસ્થાપક પ્રમાણો વડે બાધ્યમાન થઇને સમ્યગ્ દર્શનની પ્રાપ્તિ કાળે નાશ પામે છે; પણ જે ધન વિષયાદિકમાં મૂર્છા લક્ષણવાળો મોહ છે તે તો કોઇ અજબ રૂપવાળો છે, કે જે દિશા મોહની જેમ-તત્ત્વ બુદ્ધિ થયા છતાં પણ હમેશાં બન્યો ને બન્યો રહે છે.[4] આવા મોહવડે મોહિત થયેલો આ જીવ જોકે બધું જાણતો હોય તો પણ ડાભની અણીપર રહેલા પાણીનાં ટીપા જેટલું પણ તે જાણતો

---

૧ કષાય ચાર છે. ક્રોધ, માન, માયા અને લોભ તેની તરતમતા પ્રમાણે દરેકના ચાર ચાર ભેદ પાડયા છે. તીવ્ર ક્રોધાદિક અનંતાનુબંધી કહેવાય છે. પછી અનુક્રમે અપ્રત્યાખ્યાની, પ્રત્યાખ્યાની અને સંજ્વલન કહેવાય છે. અનંતાનુબંધી ક્રોધ, માન, માયા લોભની ચોકડી ક્ષય થાય છે, પણ બાકીની ત્રણ ચોકડી રહે છે.

૨ હાસ્ય, રતી, અરતી, શોક, ભય, દુગંછા, સ્ત્રીવેદ, પુરૂષવેદ, અને નપુસક વેદ. આ નવનોકષાય છે; તેઓ કષાય (૧૬)ને ઉત્પન્ન કરવાના કારણભૂત છે તેમજ તેના સહચારી છે.

૩ મારવાડ

૪ પૈસા, સ્ત્રી વિગેરેને લગતાં કુવિકલ્પો ઓછાં થાય છે, પણ તેઓ ઉપરથી મોહ જતો નથી.

નથી; આંખે દેખતો હોય છતાં પણ ધન હરણ, સ્વજન મરણ વિગેરે જાણે દેખતોજ નથી; વિશાળ બુદ્ધિવાળો હોય તોપણ જડ બુદ્ધિના જેવી ચેષ્ટા કરે છે; સમસ્ત શાસ્ત્રાર્થમાં પ્રવીણ હોય તો પણ મહા મૂર્ખ શિરોમણીના જેવું વર્તન કરે છે. આથી કરીને આ જીવને મોકળાપણું સુંદર લાગે છે, યથેષ્ટ ચેષ્ટા કરવી ગમે છે, કિંચિત્ પણ વ્રત નિયમ લેતાં બીહે છે, વિશેષ શું કહેવું; તે વખતે આ જીવ કાગડાનાં માંસનું ભક્ષણ કરવાથી પણ નિવૃત્ત થઇ શકતો નથી.

[1]કથાનકમાં આગળ કહ્યું છે કે "તે દ્રમિદ્રી અત્યંત મૂર્છાથી પોતાની પાસેના કુભોજન ઉપર વારંવાર દ્રષ્ટિ નાંખ્યા કરે છે. તે જોવાથી ધર્મ બોધકર નામના રસવતીપતિએ તેનો અભિપ્રાય સમજીને કાંઇક કઠણ શબ્દોમાં તેને કહ્યું કે-'અરે દુર્બુદ્ધિ દ્રમક[2]! આતે તારૂં વિપરીત આચરણ કેવા પ્રકારનું? આ કન્યા તને પ્રયત્ને કરીને ભોજન આપે છે તે શું તું નથી જાણતો ? જો કે આ નગરમાં બીજા ઘણાએ પાપી ભિખારીઓ છે પણ મને તો લાગે છે કે તારા જેવો દુર્ભાગી તો બીજો કોઇ નથી. કારણ કે તું આ તારા તુચ્છ કુભોજન ઉપર પ્રીતિ ધરાવતો સતો આ અમૃતના સ્વાદ જેવું સુંદર ભોજન તને આપે છે તે પણ લેતો નથી. વળી તું આ ભુવનમાં પેઠો ત્યારે આ ભુવન જોઇને તને કાંઇક આલ્હાદ ઉપજ્યો અને પરમાત્માએ તારાપર નજર કરી, તેથી અમારો તારી તરફ આદર થયો છે. બાકી બીજા અનેક પ્રાણીઓ કે જે આ મહેલની બહાર રહે છે, જેઓ આ મહેલને જોઇને ખુશી થતા નથી અને જેનાપર આ રાજ રાજેશ્વર દ્રષ્ટિ કરતા નથી તેઓની તો અમે વાત પણ પુછતા નથી. અમે તો અમારો સેવકધર્મ બરાબર બજાવવા સારૂ જેઓ અમારા રાજાને વલ્લભ હોય છે તેઓના તરફજ વહાલ રાખીએ છીએ. અમારા અમૂઢલક્ષ્યવાળા[3] રાજા અપાત્ર પ્રાણી ઉપર કદી પણ નજર કરતા નથી એવો અમારો પાકો વિશ્વાસ છે; તે વિશ્વાસને પણ તું તો વિપરીત આચરણ કરીને ખોટો પાડે છે.

---

૧ સબંધ પૃષ્ટ ૨૩ સાથે. ૨ રાંક, ગરીબ. ૩ પૃષ્ટ ૨૪ નોટ ૩

તું જરા વિચાર કરીને આવું વિપરીતપણું છોડી દે, તારૂં ખરાબ ભોજન ત્યજી દે, આ સારૂં ભોજન ગ્રહણ કર અને જો કે એ સારા ભોજનના પ્રતાપથીજ આ મહેલમાં રહેલાં સર્વે જીવો અમૃતથી તૃપ્ત થયેલાં હોય તેવા હર્ષીત દેખાય છે." ગુરૂ મહારાજ પણ જીવના સંબંધમાં આવીજ રીતે આચરણા કરે છે, તે આ પ્રમાણે;-

જ્યારે સમ્યગ્ જ્ઞાન દર્શન પ્રાપ્ત થયાં છતાં પણ કર્મની પરતંત્રતાથી આ જીવ જરાપણ વિરતિ[1] અંગીકાર કરતો નથી અને ઇંદ્રીઓના વિષયોમાં અત્યંત મૂર્ચ્છા ધરાવી તેમાં રમણ કરે છે ત્યારે ધર્મગુરૂને આ પ્રમાણે વિચાર થાય છે કે, અહો ! આ જીવનું આત્મ વૈરીપણું કેવું છે ! રત્નદ્વીપમાં ગયેલા નિર્ભાગી પુરૂષની જેમ અમૂલ્ય રત્નોના ઢગલા તુલ્ય વ્રત નિયમ આચરણને તે ધિક્કારે છે અને ફુટા તુટા કાચના કટકાની જેવા વિષયોની ઉપર પ્રીતિ ધરાવે છે. આથી કરીને તે પ્રમાદી જીવ ઉપર પ્રણય ક્રોધ[2] થયો હોય તેમ ગુરૂ મહારાજ તેને કહેછે કે, "અરે! જ્ઞાન દર્શનને દોષ લગાડનારા ! આતે તારી અનાત્મ જ્ઞતા[3] કેવા પ્રકારની ? અમે પ્રત્યેક ક્ષણે બુમો પાડીએ છીએ તે શું તું સાંભળતો નથી ? અમે તો ઘણા અકલ્યાણના પાત્ર પ્રાણીઓ જોયાં છે, પણ તે બધામાં તું તો શિખર તૂલ્ય ઠર્યો ! કારણકે તું તો ભગવાનનાં વચનોને જાણે છે, જીવાદિક પદાર્થો ઉપર શ્રદ્ધા રાખે છે, મારા જેવા તને ઉત્સાહ આપનારા છે, આવા પ્રકારની સામગ્રી મળવી દુર્લભ છે એમ પણ જાણે છે, સંસારનું અનિષ્ટપણું ભાવે છે, કર્મના ભયંકર પરિણામોને સમજે છે, રાગ વિગેરે કેવાં ભયંકર છે તે અનુભવે છે; તોપણ આ વિષયો કે જે સર્વ પ્રકારના અનર્થને પ્રવર્તાવે છે, જેની સ્થિતિ પણ ઘણી થોડી છે અને જે ફોતરાની મુઠી જેવા સાર વગરના છે તેના ઉપર તું સતત રંજન થાય છે. અને તને અનર્થના કુવામાં પડતો જોઈ તેમાંથી બચાવવા માટે અમે જે સર્વ ક્લેશોનો નાશ કરના

---

૧. પાપથી પાછા હઠવું. વ્રતાદિક લેવા તે.
૨ પ્રીતિને અંગે થયેલો ક્રોધ.
૩ આત્માના હિતને નહી સમજવાપણું.

રી સર્વ પાપોથી વિરતિ તેને દયા પૂર્વક ઉપદેશીએ છીએ તે તરફ તું આડકતરી રીતે પણ જોતો નથી. વળી અમે તારા ઉપર આટલો આદર શામાટે રાખીએ છીએ તે પણ તું લક્ષમાં લેતો નથી, માટે સાંભળ. આ અમારા તારોપરના આદરનું કારણ એ છે કે-તું સમ્યગ્ જ્ઞાન દર્શન યુક્ત હોવાથી સર્વજ્ઞ શાસનની અંદર રહેલો છે. વળી ભગવાન્નો મત તેં પહેલ વહેલો જાણ્યો ત્યારે પણ તને આનંદ થયો હતો, તેથી જ્યારે અમે જોયું કે પરમાત્માએ તારાપર દ્રષ્ટિ કરી છે ત્યારે અમે ધાર્યું કે પરમાત્માની આનાંપર મહેરબાની છે અને તેથી અમે તારાપર આદર વાળા થયા. "ભગવાનના સેવકોને ભગવાન જેના ઉપર કૃપા રાખે તેના તરફ પક્ષપાત કરવો ઘટે છે." જે જીવો ભગવાનના શાસનરૂપ મંદિરમાં પેસતા નથી, અને કદી પેસે છે તો પણ જે જીવો હર્ષ પામતા નથી તેઓપર ભગવાનની કૃપા થઇ નથી એમ અમે ધારીએ છીએ; એવા અનંત જીવોને અમે જોઇએ છીએ અને તેના ઉપર ઉદાસીન ભાવ[1] રાખીએ છીએ, કારણ કે તેઓ આદર કરવાને યોગ્યજ નથી. આ બાબતમાં અમને અત્યાર સુધી વિશ્વાસ હતો, અને સારે રસ્તે ઉતરવાને કયા કયા જીવો યોગ્ય છે તેનો આ ઉપાયથી અમે નિશ્ચય કરતા હતા; કારણ કે ઘણા જીવોના સંબંધમાં અત્યાર સુધી આ ઉપાય ખોટો પડયો નથી; પણ તું વિપરિત આચરણ કરે છે તેથી અમારા સારી રીતે વિચારેલા ઉપાયને પણ તું ખોટો પાડે છે. તેટલા માટે હે દુર્મતિ! તું આમ કર નહિ. હજી પણ હું કહું છું તેમ કર; આ તારૂં ખરાબ વર્તન તજી દે; દુર્ગતિરૂપી નગરીના માર્ગ જેવી અવિરતિને છોડી દે, અને અનુપમ આનંદને દેવાવાળી તેમજ સર્વજ્ઞે બતાવેલી, જ્ઞાન દર્શનની ફલભૂત વિરતિને તું આદર. નહિ તો વિરતિ વિના પ્રાપ્ત થયેલ જ્ઞાન દર્શન પણ પરમાર્થથી નિષ્ફળ છે. આ વિરતિને ગ્રહણ કરીને બરાબર પાળી હોય તો સર્વ કલ્યાણની પરંપરાને આપે છે. વળી પરલોકનું કલ્યાણ તો બાજુએ રાખો તો પણ ભગવાને બતાવેલી વિરતિ ઉપર આ-

---

૧ જીવ સર્વ કર્મને વશ છે. એવી ભાવના.

સક્ત ચિત્તવાળા આ સુસાધુઓ કેવી મોજ માણે છે તે તું શું જોતો નથી? અનન્ત અમૃત રસના આસ્વાદથી તૃપ્ત હોય તેમ તેઓ સ્વસ્થ થયેલા છે; વળી સદા મનવડે વેદાતા કામથી નિવૃત્ત હોવાને લીધે વિષયેચ્છાથી ઉત્પન્ન થયેલી ઉત્સુકતા અને પ્રિયવિરહવેદના તેઓ મનથી પણ જાણતા નથી; તેઓને કષાયની ઉત્પત્તિ નથી તેથી લોભના મૂળરૂપ ધનને પેદા કરવાથી, તેનું રક્ષણ કરવાથી અને તેના નાશથી થતા દુઃખોને તેઓ ઓળખતાજ નથી; તેઓ ત્રણ ભુવનને નમવા યોગ્ય છે. અને સંસાર સમુદ્રથી પોતાના આત્માને તરેલો માનીને તેઓ નિરંતર આનંદીત થાય છે. આવા પ્રકારના ગુણોથી ભરપૂર વિરતિ શું તારા આત્મવૈરીપણાથી તને ઉદય આવતી નથી?"

કથાનકમાં આગળ કહેવામાં આવ્યું છે કે "ધર્મબોધકરનાં એવાં વચન સાંભળીને તે રાંકને તેમના (ધર્મગુરૂ) પર કાંઇક વિશ્વાસ આવ્યો અને તેમણે કહ્યું તેવોજ તેના મનમાં નિર્ણય થયો કે આ પુરૂષ ખરેખર મારૂં અત્યંત હિત કરનારા છે; તો પણ પોતાની પાસેનાં ખરાબ ભોજનને ત્યાગ કરવાની વાતથી વિહ્વળ બની જઇ દીનપણાને અવલંબીને બોલ્યો 'હે નાથ! આપ કહો છો તે સર્વ મારાં મનમાં સાચું લાગે છે, પરંતુ હું એક બાબતમાં વિજ્ઞાપના કરૂં છું તે સાંભળો:-તમે આ મારૂં ભોજન તજવાનું મને કહો છો પણ મને તે પ્રાણથી પણ વધારે વહાલું છે, એના વિના એક ક્ષણ પણ હું જીવી શકું એમ નથી; મહા કષ્ટથી એ ભોજન મેં મેળવ્યું છે; વળી ભવિષ્યમાં તેનાવડે મારો નિર્વાહ થવા સંભવ છે. આપના ભોજનનું સ્વરૂપ હું કાંઇ પણ જાણતો નથી. પણ એક દિવસ માત્ર મળેલા તે ભોજનથી મારો કેમ નિર્વાહ થશે? એમ મારા મનમાં થયા કરે છે. આપને બહુ શું કહેવું? પણ મેં મારા મનમાં ઠરાવ કર્યો છે કે આ મારૂં ભોજન તો મારે કદી પણ મૂકવું નહિં. માટે જો આપને ભોજન આપવાની ઇચ્છા હોય તો મારૂં ભોજન મારી પાસે રહેવા દઇને આપનું ભોજન આપો, નહિ તો વળી તમારા ભોજન વિના મારે સરશે." આ પ્રમાણે પૂર્વે કહેવામાં આવ્યું છે તેનો ઉપનય નીચે પ્રમાણે સમજવો.

આ જીવને ચારિત્રના પરિણામ વર્તતા હોય તો પણ કર્મની પરતંત્રતાથી તે ધર્મ ગુરૂ પાસે આવીજ રીતે બોલે છે. તેને ગુરૂ મહારાજપર વિશ્વાસ હોય છે,જ્ઞાન દર્શનના લાભથી તે વાતની તેને પ્રતિતી પણ પડેલી હોય છે તથાપિ ધનાદિક ઉપર રહેલી ગાઢ મુર્છા ઓછી થયેલી હોતી નથી. અને ચારિત્ર આપનારા ગુરૂ મહારાજ તો તેનો ત્યાગ કરવા કહે છે, તેથી તે વખત આ જીવ રાંક બની જાય-છે અને ગુરૂ મહારાજને કહેછે કે 'હે ભગવાન્! આપ જે કહો છો તે સર્વે ખરૂં છે; પણ આપ સાહેબ મારી એક વિનતિ સાંભળો; મારો આત્મા ધન વિષયાદિકમાં ગાઢ ગૃદ્ધ બની ગયો છે; કોઈ રીતે તેમાંથી નિવર્તી શકે એમ નથી. આ દ્રવ્યાદિકનો ત્યાગ કરતાં તો ખરેખર મારૂં મૃત્યુજ થાય! આ પૈસા વિગેરે મેં બહુ મહેનત કરીને મેળવેલા છે તો હવે એકદમ અકાળે હું તેને કેમ તજી દઉં? મારા જેવા પ્રમાદી પ્રાણીઓ આપે બતાવેલ વિભૂતિનું સ્વરૂપ સમજતાં નથી. વળી ધન વિષય વિગેરે તો મારા જેવાને કાલાન્તરે પણ ચિત્તની પ્રસન્નતા આપે છે અને આપના ક્રિયા અનુષ્ઠાનો તો રાધાવેધ તુલ્ય છે.[1] તેથી આવો વિષય મારા જેવાને કહેવો તે અસ્થાને છે. કહ્યું છે કે:—

महतापि प्रयत्नेन तत्त्वे शिष्टेऽपि पंडितैः ।
प्रकृतिं यान्ति भूतानि प्रयासस्तेषु निष्फलः ॥

" મોટા પ્રયત્ન પૂર્વક પંડિતોએ તત્ત્વ અવબોધ શીખવ્યું હોય (જણાવ્યું હોય) તો પણ પ્રાણી તો પોતાની પ્રકૃતિ તરફજ માર્ગ લેછે તેથી તેનાપર પ્રયાસ કરવો તે નિષ્ફળ છે." આમ છતાં પણ જો આપનો આગ્રહજ હોય અને આપને આપવું, ચારિત્ર દેવુંજ હોય તો આ ધન વિષય વિગેરે મારી પાસે રહેવા દઈને આપો, નહિં તો મારે એનાથી સર્યું."

જીવે જ્યારે આ પ્રમાણે કહ્યું ત્યારે ધર્મબોધકરે તે દરિદ્રીને પરમાન્ન ગ્રહણ કરવાથી પરાંઙમુખ જાણ્યો અને તેથી વિચાર્યું કે "અહો! મોહનું સામર્થ્ય તો જુઓ! આ ભિખારી સર્વ પ્રકારના રોગોને કરનારા કુત્સિત અન્ન ઉપર આસક્ત થઇ ગયો છે અને મારાં પરમાન્નને ધિક્કારે છે; પણ મેં તો પહેલેથીજ

---

૧ કવચિતજ પ્રાપ્ત થાય તેવા છે.

નિશ્ચય કર્યો છે કે એમાં આ બાપડાનો કાંઇ પણ દોષ નથી; પ-રંતુ સર્વે દોષ તેના ચિત્તને વિધુર કરનાર રોગોનોજ છે તેથી હજુ પણ તેને વધારે શિખામણ આપું; કે જેથી કોઇ રીતે સમજીને આ બાપડો મારૂં પરમાન્ન લેય તો તેના ઉપર મોટો ઉપકાર થાય" ધર્મ ગુરૂ પણ આવોજ વિચાર કરે છે. "અહો! આ જીવનો મહામોહ તો કોઈ અપૂર્વ જાતનો છે, કે જેથી અનન્ત દુઃખના હેતુભૂત અને રાગાદિ ભાવ રોગોને વધારનાર ધન વિષયાદિ ઉપર મન સ્થાપીત કરી દેવાને લીધે ભગવાન્‌ના વચનોને જાણતાં છતાં અજાણ્યાની જેમ અને જીવાદિ પદાર્થોને સદ્દહતાં છતાં ન શ્રદ્ધા રાખનારની પેઠે સર્વ પ્રકારના ક્લેશોને કાપનારી મારી બતાવેલી વિરતિને તે ગૃહણ કરતો નથી. પણ એમાં આ બાપડાનો કાંઇ દોષ નથી, દોષ તેના કર્મોનો છે. એજ આ જીવના શુભ અધ્યવસાયને છિન્નભિન્ન કરી નાંખે છે. તો પણ હું તો તેને બોધ કરવા પ્રવૃત્ત થયો છું, તેથી આ પ્રાણી કાંઈ વિરતિને અંગીકાર કરે તેમ નથી. ને એમ ધારીને મારે તેની ઉપેક્ષા કરવી ન જોઇએ.

अनेकशः कृता कुर्याद्देशना जीव योग्यताम् ।
यथास्वस्थानमाधत्ते शिलायामपि मृद्धटः ॥ १ ॥
यः संसारगतं जंतुं बोधयेज्जिनदेशिते ।
धर्मे हितकरस्तस्मान्नाऽन्यो जगति विद्यते ॥ २ ॥
विरतिः परमो धर्मः सा चेन्मत्तोऽस्य जायते ।
ततः प्रयत्नसाफल्यं किंन लब्धं मया भवेत् ॥ ३ ॥

अन्यच्च

महान्तमर्थमाश्रित्य यो विधत्ते परिश्रमम् ।
तत्सिद्धौ तस्य तोषः स्यादसिद्धौ वीरचेष्टितम् ॥ ४ ॥
तस्मात् सर्व प्रयत्नेन पुनःप्रत्याय्य पेशलैः ।
वचनैर्बोधयाम्येनं गुरुश्चित्तेऽवधारयेत् ॥ ५ ॥

"અનેક વખત આપેલી દેશના જીવમાં યોગ્યતા ઉત્પન્ન કરે છે; જેમ કે માટીનો ઘડો આકરી શિલામાં પણ ધીમે ધીમે પોતાની જગ્યા કરે છે. (કુવાપરના કઠણ કાળા પથ્થરો પણ દોરડીથી છેદાઇ ઘડાને જગ્યા આપે છે) જિનેશ્વર મહારાજે બતાવેલાં ધર્મનો જે સંસારી જીવને બોધ કરે છે તેના જેવો હિત કરનાર આ દુનિયામાં બીજો કોઇ નથી. વિરતિરૂપ પરમ ધર્મ જો મારાથી આ જીવને પ્રાપ્ત થાય તો પછી મારો પ્રયત્ન સફળ થવાથી મેં શું પ્રાપ્ત કર્યું ન કહેવાય? વળી પણ કહ્યું છે કે જે માણસ કોઇ મોટી બાબતને ઉઠાવીને તેને માટે શ્રમ કરે છે. તો તેને બન્ને વાતે ફાયદાજ છે. એટલે જો કામ ફત્તેહ થાય તો તેને પરમ સંતોષ થાય છે અને જો ન ફત્તેહ થાય તો પણ તેણે બહાદુરીનું કામ કર્યું કહેવાય છે. તેટલા માટે ફરીને પણ અનેક મીઠા વચનોથી વિશ્વાસ પમાડીને હું તેને બોધ કરૂં—આ પ્રમાણે ગુરૂ મહારાજ પોતાના મનમાં નિર્ધાર કરેછે."

[1]પછી તે રસવતીપતિએ તે ભીખારીને બહુ વિશેષ પ્રકારે તેની પાસેના કુત્સિક ભોજનના દોષો સમજાવ્યા; વળી તેને યુક્તિ પૂર્વક સમજાવ્યું કે તે તજવા યોગ્યજ છે; વળી કાળાંતરે તેનાથી નિર્વાહ થવાનો સંભવ છે એવું તેનું માનવું દૂષણવાળું એટલે કે ખોટું છે એમ તેને સમજાવ્યું. પોતાની પાસેનાં પરમાન્નનાં વખાણ કર્યાં. તે હંમેશાં મળ્યાજ કરશે એમ પણ જણાવી દીધું; મહા પ્રભાવવાળા અંજન અને જળ આપવાના દાખલાથી પોતાની ઉપર વિશેષ વિશ્વાસ ઉત્પન્ન કરાવ્યો અને છેવટે તે રાંકને કહ્યું કે "હે ભદ્ર! હવે બહુ શું કહેવું! આ તારૂં કુત્સિત ભોજન મૂકીદે અને મારૂં અમૃત જેવું ભોજન ગ્રહણ કર." ધર્માચાર્ય પણ આ જીવ તરફ એજ રીતે વર્તે છે. તે આ પ્રમાણેઃ—

ધર્માચાર્ય પણ ધન વિષય સ્ત્રી વિગેરે રાગ દ્વેષના હેતુ છે એમ સમજાવે છે; કર્મ સંચય થવાનાં તે કારણો છે એમ બતાવે છે;

---

૧ આ હકીકત સબધી કથાનકમાં પૃ૦ ૨૫ પં૦—૬થી બહુ વિસ્તારથી લખ્યું છે.

દુઃખે પાર પામી શકાય તેવા અનંત સંસારનાં તે નિમિત્ત કારણ છે એમ સ્પષ્ટ કરે છે; વળી તેને કહે છે કે-'હે ભદ્ર! ધન વિષયાદિ કલેશ વડે મેળવાય છે; કલેશ પૂર્વક અનુભવાય છે અને તે ભવિષ્યમાં પણ કલેશ ઉત્પન્ન થવાનાજ કારણ છે. તેટલા માટે તેનો સંપૂર્ણ પણે ત્યાગ કરવો ઉચિત છે. વળી હે ભદ્ર! તારૂં ચિત્ત મોહથી વિપર્યાસ ભાવને પામેલું છે તેથી તે ધન વિષયાદિ સર્વ પોતાનામાં સુંદરપણાની બુદ્ધિ ઉત્પન્ન કરેછે; પણ જ્યારે તું ચારિત્રના રસનો સ્વાદ લઈશ, ત્યારે અમારા કહ્યા વિનાજ તું તેની જરાપણ ઇચ્છા નહિ કરે. કયો સકર્ણ (ડહાપણ વાળો ) માણસ અમૃતને તજીને વિષની ઇચ્છા કરે ? વળી અમારા ઉપદેશેલાં ચારિત્રના પરિણામ કાદાચિત્ક હોવાથી તેનું તું અનિર્વાહકપણુ માને છે અને ધન વિષય સ્ત્રી વિગેરે તો પ્રકૃતિભાવને પામી જવાથી તેનો સદા સાથે રેહેવાનો સંભવ માની તેમાંથી તારો નિર્વાહ હંમેશાં થયા કરશે એમ તું માને છે. પણ તારે તેમ ધારવું નહી. કારણકે ધનાદિ પણ ધર્મ રહિત પ્રાણીઓની પાસે હમેશાં સ્થિત રહેતાં નથી; કદી રહે તો પણ બુદ્ધિવાન્ પ્રાણીએ તેને નિર્વાહ પણે અંગીકાર કરવા નહિ; કેમકે સર્વ પ્રકારનાં રોગોને વધારવાના કારણભૂત અપથ્ય અન્ન કદાચ લાંબો વખત રહે તોપણ તેને નિર્વાહક ન કહી શકાય. ધન વિષયો સર્વે પ્રકારના અનર્થોને પ્રવર્તાવનારા છે તેથી તેમાં નિર્વાહકપણાની બુદ્ધિ કરવી તે સુંદરજ નથી. વળી તે જીવની કાંઈ પ્રકૃતિ નથી, કારણકે આ જીવતો અનંત જ્ઞાન દર્શન વીર્યને આનંદ રૂપ છે. ધન વિષયાદિ સંબંધમાં આ જીવને જે પ્રતિબંધ છે તે કર્મ મળથી ઉત્પન્ન થયેલો વિભ્રમ છે એમ તત્ત્વ જ્ઞાનીઓ માને છે. વળી જ્યાં સુધી આ જીવ વીર્ય ફોરવતો નથી ત્યાં સુધી ચારિત્રના પરીણામનું પણ કાદાચિત્કપણું છે. પણ જ્યારે જીવને વિર્યોલ્લાસ થાય છે ત્યારે તે ચારિત્રજ ખરૂં નિર્વાહક થાય છે—આટલા માટે વિદ્વાનોએ ચારિત્રને વિષેજ પ્રયત્ન કરવો. ચારિત્રબળવડેજ મહા પુરૂષો પરિષહ ઉપસર્ગને સહન કરે છે, ધનાદિકને તુચ્છકારી નાંખે છે, રાગાદિ સમૂહને દળી નાંખે છે, કર્મ જાળને મૂળમાંથી ઉખેડી નાં-

ખે છે, સંસાર સમુદ્ર તરી જાય છે, અને હમેશાં આનંદ રૂપ મોક્ષ નગરમાં અનંત કાલ પર્યંત રહે છે. વળી જે જ્ઞાન મેં તને આપ્યું તેથી શું તારૂં અજ્ઞાનરૂપ અંધાર નાશ નથી પામ્યું? વળી મારા આપેલા દર્શને કરીને શું વિપર્યાસ રૂપ દૈત્ય હણાણો નથી? જેથી હજી પણ તું મારા ઉપર શ્રદ્ધા નહિ રાખીને વિકલ્પ કર્યા કરે છે? તેટલા માટે હે ભદ્ર! ભવને વધારનાર ધનાદિકને તજી દઈને મારી પુત્રી દયાએ આપેલું આ ચારિત્ર તું અંગીકાર કર. તેના અંગીકાર કરવાથી તારા સર્વ કલેશો નાશ પામશે અને તું શાશ્વત સ્થાનને પામીશ."

આ પ્રમાણે રસવતીપતિ બોલી રહ્યા ત્યારે તે દરિદ્રીએ કહ્યું કે "મને આરા ભોજન ઉપર એટલો બધો સ્નેહ છે કે હું તેને મૂકી શકું એમ નથી, માટે આ ભોજન મારી પાસે રહેવા દઈને આપનું ભોજન આપવું હોયતો આપો." એજ પ્રમાણે આ જીવને ગુરૂ મહારાજ વારંવાર ઉપદેશ આપે છે તોપણ ગળીયા બળદની જેમ પગ પસારીને તે કહે છે કે "હે ભગવન્! હું કોઇ પણ રીતે ધનવિષયાદિક તજી શકું એમ નથી તેથી ધનવિષયાદિક રહે અને કોઈ ચારિત્ર અપાય તેવું હોય તો તે મને આપો."

કથા સબંધમાં આગળ કહેવામાં આવ્યું છે કે "તે દરિદ્રીનો આવો વિશેષ આગ્રહ જોઇને સૂરિ (ધર્મ બોધકર) વિચાર કરે છે કે આને સમજાવવાને અત્યારે બીજો કોઇપણ ઉપાય નથી માટે ભલે એ પોતાનું કુત્સિત ભોજન પાસે રાખે; તે છતાં પણ તેને પરમાન્ન આપવું. પછી જ્યારે તે આરા અન્નના ગુણો જાણશે ત્યારે તે પોતાની મેળેજ પોતાનું ખરાબ અન્ન તજી દેશે. આ પ્રમાણે વિચાર કરીને તેમણે તેને પરમાન્ન આપ્યું, દરિદ્રીએ તરતજ તે ખાધું, એટલે તેના ઉપયોગથી તેની ક્ષુધા શાંત થઇ ગઇ, વ્યાધીઓ નરમ પડયાં, અને પ્રથમ અંજન અને જળથી જે સુખ થયું હતું તેનાં કરતાં પણ બહુ વિશેષ સુખ થયું, મન સંતોષ પામ્યું અને તેના દેનાર ઉપર ભક્તિ ઉત્પન્ન થઇ. આથી તે દરિદ્રી બોલ્યો કે "આપજ મારા નાથ છો કે જેથી હું ભાગ્યહીન છતાં પણ તમે મારા ઉપર દયા કરી"

જીવના અન્ન ગ્રહણ કરવા સબંધી હકીકતની યોજના આ પ્રમાણે કરવી:—જ્યારે આ જીવને ઘણો ઉપદેશ આપ્યા છતાં તે બદ્ધા ગ્રહપણાથી ધન વિષયાદીકને છોડી શકતો નથી ત્યારે ધર્માચાર્ય વિચાર કરે છે કે આ જીવ હમણાં સર્વવિરતિ લેવાને શક્તિવાન થાય તેમ જણાતું નથી. માટે એને હાલ દેશવિરતિ આપો જે પાળવાથી તેનામાં વિશેષ ગુણો ઉત્પન્ન થશે એટલે તે પોતાની મેળેજ સર્વ સંગનો ત્યાગ કરી સર્વવિરતિ અંગીકાર કરશે આ પ્રમાણે વિચાર કરીને તેઓ તેને દેશવિરતિ આપે છે.

ઉપદેશ દેવાનો ક્રમ આ પ્રમાણે છે:—પ્રથમ તો પ્રયત્ન પૂર્વક સર્વવિરતિનો ઉપદેશ કરવો. પછી તેને અંગીકાર કરવામાં આ જીવને પરાંઙ્મુખ જોઈને દેશવિરતિ પરૂપવી અને આપવી. પહેલાંથીજ દેશવિરતિની પરૂપણા કરવાથી આ જીવ તેના ઉપરજ પ્રતિબંધ કરે અને ગુરૂને સૂક્ષ્મ પ્રાણાતિપાત વિગેરેની અનુમતિ[1] પ્રાપ્ત થાય. આ પ્રમાણે 'આ જીવનું દેશવિરતિનું આદરવું તે પરમાન્નના લેશ ભક્ષણ તુલ્ય સમજવું. તેના ઉપયોગથી આ જીવની વિષય આકાંક્ષા રૂપ બુભુક્ષા જરા નરમ પડે છે; રાગ વિગેરે ભાવ રોગો જરાજરા ક્ષીણ થાય છે; જ્ઞાન દર્શનથી પ્રાપ્ત થયેલાં સુખ કરતાં અતિ વિશેષ સ્વાભાવિક સ્વસ્થતા રૂપ પ્રશમ સુખ પ્રાપ્ત થાય છે; સદ્‌ભાવના વડે મનમાં સંતોષ પામે છે; અને તે દેશવિરતિ આપનાર ગુરૂ ઉપર "આ મારા પરમ ઉપકારી છે" એવી ભક્તિ ઉત્પન્ન થાય છે. પછી દેશવિરતિ આપનાર ધર્માચાર્યને તે જીવ કહે છે કે "આપજ મારા ખરેખરા નાથ છો. હું ખરાબ લાકડા તુલ્ય અત્યંતના લાયક હતો છતાં આપે પોતાના સામર્થ્યથી તેને યોગ્ય બનાવીને ગુણોનું ભાજન કર્યો."

હવે તે રસવતિપતિ દરિદ્રી પાસે જઈને મધુર વચનોએ તેને બોલાવે છે, તેનું મન હર્ષિત કરે છે, તેની પાસે મહારાજના ગુણોનું વર્ણન કરે છે, પોતે તેનો સેવક છે એમ બતાવે છે, તે મહારાજનું અનુચરપણું વિશેષ પણે ગ્રહણ કરવાને તેને સ-

૧ અનુમોદના.

મજાવે છે, મહારાજના વિશેષ ગુણો કહીને તેના મનમાં કુતૂહળ ઉત્પન્ન કરે છે, તેને જાણવાનો હેતુ વ્યાધિઓ ઓછા કરવાનો છે એ કહે છે, વ્યાધિ ઓછા કરવાનો ઉપાય પણ ત્રણ ઓષધોજ છે એમ કહીને દરેક ક્ષણે તેનો ઉપયોગ લેવાની સૂચના કરે છે, તેના વારંવાર ઉપયોગના બળથી મહારાજની આરાધના થાય છે તે સમજાવે છે અને મહારાજનું આરાધન કરનારાઓને પણ મહારાજ જેવુંજ મોટું રાજ્ય મળે છે એમ પ્રતિપાદન કરે છે. ગુરૂ મહારાજ પણ દેશવિરતિ અંગીકાર કરેલા જ્ઞાન દર્શન યુક્ત આ જીવને વિશેષ પ્રકારે સ્થિરતા પમાડવા સારૂં એવીજ રીતે સર્વ આચરણ કરે છે.

આચાર્ય મહારાજ જીવને કહે છે કે "હે ભદ્ર! તેં કહ્યું કે આપજ મારા નાથ છો તે બોલવું તારા જેવાને યુક્તજ છે, પણ સાધારણ રીતે એમ બોલવું ન જોઇએ. કારણ કે મારા અને તારા પરમ નાથ તો પરમાત્મા સર્વજ્ઞ ભગવાન છે. ત્રણ ભુવનમાં રહેલા સર્વ ચર અને સ્થિર જંતુઓનું પ્રતિપાલન કરતા હોવાથી સર્વના નાથ થવાને તેજ યોગ્ય છે, વિશેષે કરીને જે પ્રાણીઓ તેઓએ બતાવેલાં જ્ઞાન દર્શન ચારિત્ર પ્રધાન આ (જૈન) દર્શનમાં વર્તે છે તેના તો તેજ નાથ છે. મોટા મોટા મહાત્માઓ એ મહારાજાનું દાસત્વ અંગીકાર કરી, કેવળજ્ઞાનરૂપ રાજ્ય મેળવીને આખા ભુવનને પોતાના સેવકભૂત બનાવે છે. જે પ્રાણીઓ પાપીષ્ટ છે તેઓ તો આ ભગવાનનું નામ પણ જાણતા નથી. ભવિષ્યમાં જેનું કલ્યાણ થવાનું છે તેવા પ્રાણીઓ સ્વકર્મ વિવરવડે આ મહારાજના દર્શનને પામે છે. તું આ પગથીએ ચઢયો છે અને તેથી તેં ભગવાનને ભાવથી મેળવ્યા છે. તેને મેળવવાના સંખ્યાબંધ સ્થાનકો છે, જે સર્વેમાં તરતમતા હોય છે, તેમાંથી ઉંચા પ્રકારનું સ્થાનક તને મેળવી આપવાનો અમારો આ પ્રયત્ન છે; કારણ કે સામાન્ય રીતે તો કેટલાક જીવો તેમને જાણે છે પણ સદ્ગુરૂ સંપ્રદાયની પ્રાપ્તિ સિવાય વિશેષ પ્રકારે જાણતા નથી. આ પ્રમાણે ગુરૂ મહારાજ જીવની આગળ ભગવાનના ગુણોનું વર્ણન કરે છે. પોતે તો તેના કિંકર છે એમ બતાવે છે, ભગવાનને વિશેષે કરીને નાથ કરી લેવાનું જીવને સમજાવે છે, ભગવાનના વિશેષ ગુણોમાં જીવને

કૌતુક ઉત્પન્ન કરે છે, ભગવાનના ગુણો જાણવાનો ઉપાય રાગાદિ ભવ રોગોને ઓછાં કરવાં તે છે એમ કહે છે; અને તે ભવ રોગોને ઓછાં કરવાનું કારણ પણ જ્ઞાન દર્શન અને ચારિત્રની ત્રીપુટી છે એમ કહે છે, તે રત્નત્રયીની પ્રતિક્ષણ સેવા કરવાનું સમજાવે છે, તેની આરાધના કરવાથી ભગવાનની આરાધના થાય છે એમ કહે છે અને ભગવાનની આરાધનાથી મોટા રાજ્યની પ્રાપ્તિ તુલ્ય મોક્ષ પદની પ્રાપ્તિ થાય છે એમ સર્વ પ્રકારે સ્પષ્ટ કરે છે.

આ પ્રમાણે ગ્રહણ કરેલાં ગુણોમાં સ્થિરતા કરાવનાર મહા હિતકારી ધર્મસૂરિ કહે છે તથાપિ જેમ તે રંક રસોઇઆનું વચન સાંભળી પોતાનાં આકૂલના વશપણાથી બોલે છે કે "હે નાથ! બહુ કહેવાથી શું, આ મારૂં કુત્સિત અન્ન હું કોઇપણ રીતે મુકી શકું તેમ નથી." તેવીજ રીતે ચારિત્ર મોહનીય કર્મના ઉદયથી વિહ્વળ થયેલી બુદ્ધિવાળો આ જીવ પણ વિચારે છે કે 'અહો ! આ ભગવાન તો વારંવાર મને ધર્મદેશના આપે છે, તેથી ખરેખર તેઓ મારી પાસે ધન વિષય અને કલત્ર વિગેરેનો ત્યાગ કરાવવા માગે છે, પણ હું કોઇ રીતે તે તજી શકું તેમ નથી, માટે હવે તો તેમને જેવી છે તેવી મારા મનની ચોખી વાત કરી દઉં કે આપ સાહેબ નકામા વારંવાર તમારૂં ગળું ખેંચો છો.' આ પ્રમાણે વિચાર કરીને તે જીવ તેવા પ્રકારનો પોતાનો અભિપ્રાય ગુરૂ મહારાજને કહે છે.

પૂર્વે કથામાં તે દરીદ્રીના એવા શબ્દો સાંભળીને રસવતીપતિ ધર્મબોધકરે વિચાર કર્યો હતો કે "મેં તો આને તેનું ભોજન ત્યાગ કરવાનું હમણાં કહ્યું પણ નથી, માત્ર ત્રણે ઔષધો સારી પેઠે વાપરવાનુજ કહ્યું છે, છતાં આ તે શું બોલે છે? આ તો પોતાના અભિપ્રાય પ્રમાણે એમજ જાણે છે કે હું જે કહું છું તે બધું તેનું ભોજન ત્યાગ કરાવવા માટેજ કહું છું." આથી હસીને તેમણે કહ્યું કે "હે ભદ્ર! તું ભય રાખ મા, હમણાં હું તારી પાસેથી કોઇ પણ વસ્તુનો ત્યાગ નહિ કરાવું. પ્રથમ હું

તને તારૂં ભોજન તજવાનું કહેતો હતો તે પણ તારે તે પથ્ય[1] હતું તેથીજ હિતબુદ્ધિવડે કહ્યું હતું. પણ તને એ વાત નથી ગમતી તો હવે હું તે બાબતમાં મૌન રહીશ. પણ મેં તારી પાસે મહારાજના ગુણોનું વર્ણન કર્યું હતું અને તારે શું કરવું જોઇએ તે કાંઇક સમજાવ્યું હતું તે તને યાદ છે કે નહિ?" ધર્મગુરૂ પણ આ પ્રમાણેજ સર્વ ચિંતવે છે અને બોલે છે, તે સ્પષ્ટ છે તેથી પોતાની બુદ્ધિથી તેની યોજના કરી લેવી.

[2]પછી તે દરિદ્રીએ જવાબ આપ્યો કે ' હે નાથ ! આપે કહ્યું તેમાનું કાંઇ પણ મે અવધારણ કર્યું નથી તોપણ આપના કોમળ ઉચ્ચારથી મનમાં કાંઇક આનંદ થતો હતો.' પછી જ્યારે રસોઇપતિએ કોઇ પણ વસ્તુનો હમણા ત્યાગ ન કરાવવાનું વચન આપ્યું અને તેથી તેની સર્વ બીક અને વ્યાકુળતા નાશ પામી ત્યારે પોતાની વિધુરતાનું મૂળથી માંડીને ચરિત્ર કહી બતાવ્યું. અને પછી તે દરિદ્રીએ કહ્યું કે "આ પ્રમાણે મારી સ્થિતિ છે ! હવે મારે જે કરવા યોગ્ય હોય તે આપ સાહેબ ફરમાવો હવે હું તેને અવધારણ કરીશ."

આ જીવના સંબંધમાં પણ ધર્મગુરૂ જ્યારે તેનું મન જાણી જાય છે ત્યારે તેને કહે છે કે 'તું સર્વ ત્યાગ કરવાને અશક્ત છે તો અમે તારી પાસેની સર્વ વસ્તુઓનો ત્યાગ નહિં કરાવીએ; પણ માત્ર તને સ્થિર કરવાને માટે ભગવાનના ગુણોનું અનેક પ્રકારે વર્ણન કરીએ છીએ, અને અંગીકાર કરેલ સમ્યગ્ દર્શન જ્ઞાન અને ચારીત્રને હંમેશાં પાળવાનો ઉપદેશ કરીએ છીએ, તે તું હૃદયમાં ધારણ કરે છે કે નહિ?' જીવે જવાબ આપ્યો કે સમ્યક પ્રકારે કિંચિત પણ અવધારણ કરતો નથી. પણ જ્યારે જ્યારે આપ બોલો છો ત્યારે ત્યારે શુન્ય હૃદયવાળો છતાં પણ આપનાં સુંદર વચનોથી રંજિત થઇને જાણે સર્વ સમજતો હોઉં તે પ્રમાણે નેત્ર વિકસ્વર કરીને સાંભળું છું. પરંતુ મારા જેવામાં ઉત્તમ તત્ત્વોનો અભિનિવેશ[3] ક્યાંથી થાય? કા-

---

૧ તજવાથી તને લાભ હતો. ૨ આનો સંબંધ કથાનકના પૃષ્ટ ૨૯, પં. ૭ સાથે છે. ૩ પ્રવેશ–જાણપણું.

રણ કે આપ જ્યારે મ્હોટા પ્રયત્નથી તત્ત્વ માર્ગ બતાવો છો ત્યારે ઉંઘી ગયેલાની પેઠે, ગાંડાની પેઠે, ઉન્મત્તની પેઠે, સમુર્ છમની[1] પેઠે, શોકમાં પડેલાની પેઠે, અને મૂર્છિતની પેઠે શૂન્ય હૃદયવાળો હું કાંઇ પણ લક્ષ્ય આપતો નથી મારી એવી અસ્થિરતાનું જે કારણ છે તે સાંભળો." આ પ્રમાણે કહીને પછી જેને ચિત્તમાં પશ્ચાત્તાપ થાય છે એવો તે જીવ ગુરૂ મહારાજની સમક્ષ પોતાનાં દુશ્ચરિત્રને નિંદે છે, પોતાના દુષ્ટ ભાષણોની જુગુપ્સા કરે છે, પોતાને અગાઉના વખતમાં થયેલા સર્વે કુવિકલ્પો પ્રગટપણે કહી દે છે, અને પહેલેથી માંડીને પોતાનો સર્વ વૃત્તાંત નિવેદન કરે છે. વળી તે કહે છે કે "હે ભગવાન ! હું જાણું છું કે આપ મારૂં હિત કરવા માટેજ વિષયાદિકની બહુ પ્રકારે નિંદા કરો છો, તેનો સંગ છોડવા માટે કહો છો,ત્યાગ કરનારાઓના પ્રશમ સુખની પ્રશંસા કરોછો અને આ સર્વનું કાર્ય જે મોક્ષ તેને તમે વખાણોછો;તથાપિ કર્મની પરતંત્રતાથી જેણે ઘણું ભેંશનું દહીં અને રીંગણા વિગેરે ખાધેલ હોય તે જેમ નિદ્રાને નિવારી શકેનહીં અને ખરેખરૂં તીવ્ર વિષ ખાધેલ હોય તે વિહ્વળતાને નિવારી શકે નહીં તેમ અનાદિ અભ્યાસથી ધન વિષયાદિ ઉપર થતી મૂર્ચ્છાને નિવારવાને હું કોઇ રીતે શકિતવાન થતો નથી. આ મૂર્ચ્છાએ કરીને મારૂં મન વિહવળ થયેલું હોવાથી જેમ ગાઢ નિદ્રામાં પડેલા માણસને જગાડનારના શબ્દો મહા ઉદ્વેગ કરાવનારા લાગે છે તેમ મને આપની ધર્મ દેશના ઉદ્વેગ કરનારી લાગતી હતી. તેમાં પણ આપની દેશનાની મધુરતા, ગંભીરતા, ઉદારતા, પરિણામ સુંદરતા વિગેરે વિચારતાં કોઇ કોઈ વાર વચ્ચે વચ્ચે જરા આનંદ પણ થતો હતો. પછી 'તું અશક્ત છે તેથી અમે તને સર્વ વસ્તુઓનો ત્યાગ કરાવવા પ્રયત્ન કરતા નથી' એમ જ્યારે આપે કહ્યું ત્યારે ભયચડે થયેલી વિધુરતા નાશ પામી અને આ સર્વ આપની પાસે કહી દીધું. નહિતર તો જ્યારે જ્યારે આપ દેશના દેવા પ્રવૃત્ત થતા હતા ત્યારે ત્યારે મારા મનમાં એવોજ વિકલ્પ

---

૧ મન વિનાના.

થતો હતો કે 'આ પોતે કોઇ પણ પ્રકારની ઇચ્છા રાખતા ન હોવાથી મને પણ તેવીજ રીતે ધન વિષયાદિ તજવાનું કહે છે, અને હું તો તે તજી શકું એમ નથી. તેથી આમનો સર્વ પ્રયત્ન નકામો છે.' આ પ્રમાણે ચિંતવન કરતો હતો તોપણ ભયથી મારો વિચાર આપને કહી શકતો નહોતો. હવે આવા પ્રકારની શક્તિવાળા મને જે કરવા યોગ્ય હોય તે આપ કહો." પછી તે રસોઇપતિયે પૂર્વે કહેલ સર્વે હકીકત ફરીને વિસ્તારથી નિવેદન કરી અને પોતાના ત્રણે ઔષધોનો યોગ્ય અયોગ્ય વિભાગ કહેવા સાથે મહારાજાએ બતાવેલ તેના સંપ્રદાયનું વર્ણન કર્યું. વળી તેને કહ્યું કે "તું કૃચ્છ્ર સાધ્ય (મુશ્કેલીથી આરામ થઇ શકે તેવા) પ્રાણીઓમાંનો એક છે, તેથી મહા પ્રયત્ન કર્યા વગર તારા રોગો મટશે નહિ. તેટલા માટે આ રાજમંદિરમાં યત્નપૂર્વક રહે અને સમસ્ત રોગોનો નાશ કરવાને શક્તિવાન તીવ્ર વિર્યવાળા મહારાજાનું ધ્યાન કર તેમજ ત્રણે ઔષધોનો અહર્નિશ ઉપયોગ કર. આ તદ્દયા તારી પરિચારિકા છે." આ સર્વ તે દરિદ્રીએ કબુલ કર્યું અને ત્યાં કેટલોક કાળ રહ્યો, તે સાથે પોતાના ભિક્ષા પાત્રને તેની પરિપાલના કરતા સતા એક સ્થાને મુકી રાખ્યું—આ સર્વની યોજના નિચે પ્રમાણે કરવી.

ઉપર કહ્યા પ્રમાણે જ્યારે આ જીવ પોતાનો સર્વ વૃત્તાંત ગુરૂ મહારાજને કહી દે છે અને હવે પછી મારે શું કરવું તે બાબત સલાહ માગે છે ત્યારે ગુરૂ મહારાજ તેના ઉપર દયા લાવીને પૂર્વે કહેલ સર્વ હકીકત ફરીને પ્રતિપાદન કરે છે અને પછી તેને વિશેષ પ્રકારે આગળ વધારવા માટે તેમજ તે કોઇ કોઇ વખત પણ આડે રસ્તે ન ઉતરે તેટલા સારૂ ધર્મ સામગ્રીની દુર્લભતા બતાવવા, રાગ વિગેરે ભાવ રોગોની અતિ પ્રબળતા બતાવવા, અને પોતાની અસ્વતંત્રતા[1] જણાવવા માટે તેને તરતજ કહે છે કે "હે ભદ્ર! તને જેવી સામગ્રી મળી છે તેવી અધન્ય પ્રાણીઓને કદાપિ મળતી નથી. અમે અપાત્ર પ્રાણીઓ માટે પ્રયત્ન પણ કરતા નથી; કેમકે પરમાત્માએ અમને આજ્ઞા

૧ અમે આ બાબતમાં સ્વતંત્ર નથી, પણ આજ્ઞાથી કામ કરીએ છીએ.

કરી છે કે 'જ્ઞાન દર્શન ચારિત્ર યોગ્ય પ્રાણીઓનેજ આપવા, અયોગ્ય પ્રાણીને આપવાથી તે સ્વાર્થના સાધક થતા નથી એટલુંજ નહિ, પણ વિપરિતપણાની પ્રાપ્તવડે ઉલટા મહા અનર્થોને વધારે છે. શાસ્ત્રમાં કહ્યું છે કેઃ—

धर्मानुष्ठानवैतथ्यात्प्रत्यपायो महान् भवेत् ।
रौद्रदुःखौघजनको दुष्प्रयुक्तादिवौषधात् ॥

"ધર્મ અનુષ્ઠાન અસ્થાને આપવાથી-જેમ અયોગ્ય પ્રકારે ઔષધ આપવાથી ઉલટું ખરાબ પરિણામ લાવે છે તેમ મહા ભયંકર દુઃખને આપનાર મુશ્કેલી આવી પડે છે."

"હે ભદ્ર! ભગવાનની કૃપાથી આ જીવ યોગ્ય છે કે અયોગ્ય છે તે જાણવું અમને ગુરૂ પરંપરાથી બની શક્યું છે, અને તેથી ભગવાનનો આદેશ અમે જાણીએ છીએ. આ જ્ઞાન દર્શન ચારિત્ર તે જીવોનાં સંગ્રહનો પરિચ્છેદ[1] કરનારછે એમ ભગવાને પ્રતિપાદન કર્યું છે જેઓને પહેલી અવસ્થામાં પણ તે જ્ઞાન દર્શનચારિત્રની વાત ઉપર પ્રીતિ થાય છે. તે ઔષધને સેવનારા વિરલા પ્રાણીઓ જાણે બીજાજ રૂપના હોય એમ જેઓને લાગે છે વળી જેઓ તે જ્ઞાનાદિકને સુખે ગ્રહણ કરે છે; અને તે જ્ઞાન દર્શનાદિ ઔષધોને સેવતાં જે પ્રાણીઓમાં તરતજ ફેર પડી જાય છે તેઓ લઘુકર્મી, આસન્ન મોક્ષવાળા[2] અને જેમ સારૂં લાકડું રૂપો કાઢવા માટે યોગ્ય હોય છે તેમ ત્રણે ઔષધોને યોગ્ય છે અને એવા પ્રાણીઓ ભાવ રોગોનો નાશ કરવા માટે 'સુસાધ્ય'[3] છે એમ જાણવું.

"જે પ્રાણીઓને આ ત્રણે ઔષધો શરૂઆતમાંજ સારા લાગતાં નથી; વળી તે ઔષધોને સેવનારા બીજા પ્રાણીઓને જેઓ હસી કહાડે છે, અને જેઓ સદ્ગુરૂના મહા પ્રયત્નથી બોધ પામે છે; વળી જ્ઞાન દર્શનાદિ ઔષધો સેવાતાં જે પ્રાણીઓમાં લાંબા વખતે ફેર પડે છે. અને જેઓ દૃઢ નિશ્ચયવાળા

૧ સંગ્રહ કરવો કે નહીં તેની પરિક્ષા કરી આપનાર. ૨ મોક્ષ તરતમાં જનારા ૩ સુખે આરામ થઇ શકે તેવા.

નહિં હોવાથી વારંવાર અતિચાર[1] લગાડે છે, તેઓ ભારેકર્મી, વ્યવહિત મોક્ષવાળા[2] અને જેમ મધ્યમ પ્રકારનું લાકડું રૂપો કાઢવા માટે સારા શિક્ષકની જરૂર બતાવે છે, તેમ તેઓ સારા ગુરૂની નિયંત્રણાથી યોગ્યતાને પામે છે, તેમજ ભાવરોગોનો નાશ કરવા માટે તેઓ 'કૃચ્છ્રસાધ્ય[3]' છે એમ જાણવું.

"જે પ્રાણીઓને તે ઔષધની વાત કહી સતી બીલકુલ પસંદ પડતી નથી, હજારો પ્રયત્ન કરીને મેળવી આપ્યા હોય તો પણ જે પ્રાણીઓ તે ઔષધોને અંગીકાર કરતા નથી, અને જે પ્રાણીઓ ઉપદેશ કરનારાઓ ઉપર પણ ઉલટાં દ્વેષ કરે છે, તેઓ મહા પાપી, અભવ્ય અને એકાન્ત તે ઔષધો માટે અયોગ્ય છે. ભાવરોગોનો નાશ કરવા માટે તેઓ 'અસાધ્ય[4]' કોટીમાં છે. એમ જાણવું.

હે ભદ્ર! ભગવાનના ચરણ સેવવાથી અમે જે લક્ષણ સમજેલા છીએ તે તને કહ્યું તે છે. તેથી, તેમજ તું તારૂં આત્મ સ્વરૂપ કહે છે અને અમે તારૂં સ્વરૂપ જોઇએ છીએ તેથી તું ઉક્ત લક્ષણ પ્રમાણે પરિશિલનાને યોગ્ય કૃચ્છ્રસાધ્યના મધ્યમ વર્ગમાં હોય એમ જણાય છે. આ પ્રમાણે હોવાથી મહા પ્રયત્ન વગર તારા રોગોનો નાશ થવો નથી; માટે હે વત્સ! જો હમણાં સર્વ ત્યાગ કરવાની તારામાં શક્તિ ન હોય તો આ વિસ્તારવંત ભગવાનના શાસનમાં ભાવ પૂર્વક નિશ્ચળપણે રહી, સર્વ પ્રકારની અન્ય આકાંક્ષાઓ તજી દઇ જે ભગવાન અચિંત્ય વીર્યના અતિશયપણાથી સર્વ દોષોનું સોષણ કરવાને સમર્થ છે તેઓને બહુ ભક્તિ પૂર્વક મનમાં સ્થાપ; અને દેશવિરતિપણામાં સ્થિત રહે. અને હંમેશા જ્ઞાન દર્શન અને ચારિત્રની ત્રીપુટીનું વિશિષ્ટ, વિશિષ્ટતર અને વિશિષ્ટતમપણે અનુક્રમે સેવન કર. આવા પ્રકારની આચરણાથી તારા રાગાદિ ભાવ રોગોનો નાશ થશે. બીજા કોઇ પણ પ્રકારથી નહિ થાય"

---

૧ દોષ સેવે છે. ૨ મોક્ષ તરતામાં નહિ જનારા. ૩ મુશ્કેલીથી આરામ થઇ શકે તેવાં. ૪ કદી આરામ ન થઇ શકે તેવાં.

આવા સારા ઉપદેશ દેવામાં પ્રવૃત્ત થયેલી ગુરૂ મહારાજની આ જીવ ઉપર જે 'દયા' તેજ પરમાર્થથી આ જીવનું પરિપાલન કરવાને સમર્થ હોવાથી તેની પરિચારિકા સમજવી.

હવે આ જીવ ગુરૂ મહારાજનું વચન અંગીકાર કરે છે, ગુરૂ મહારાજે કહ્યું તે પ્રમાણેજ જીવન પર્યંત કરવું એવો નિશ્ચય કરે છે, દેશવિરતિપણું ગ્રહણ કરીને કેટલા કાળ સુધી ભગવાન્‌ના મતમાં રહે છે અને પોતાના ધન વિષય તથા કુટુંબના આધારભૂત ભિક્ષાપાત્ર તુલ્ય જીવિતવ્યને પાળે છે. આ પ્રમાણે રહેતો હતો તેવામાં જે બનાવ બન્યો તે હવે કહેવામાં આવેછે.

પ્રથમ કથામાં કહ્યું છે કે—"તદ્દયા તેને હમેશાં ત્રણે ઔષધો આપે છે, પણ પોતાના કુત્સિત ભોજન ઉપર રાંકને મૂર્છા હોવાથી તે ત્રણે ઔષધોપર તેને આદર થતો નથી."

આ જીવના સંબંધમાં પણ તેમજ બને છે. ગુરૂ મહારાજની દયા આ જીવને વારંવાર જ્ઞાન દર્શન ચારિત્ર મેળવી આપે છે; પણ કર્મની પરતંત્રતાથી ધન વિષય ઉપર મૂર્છાવાળો આ જીવ તેને બહુ માનતો નથી.

પૂર્વ કથામાં કહ્યું છે કે તે રાંક મોહવશે ખરાબ ભોજન બહુ ખાય છે અને તદ્દયાએ આપેલ ભોજનને તો જરા જરા ચાખે છે, તેવીજ રીતે આ જીવનું મન પણ મહામોહથી હણાયલુ હોવાથી તે ધન ઉપાર્જન કરવામાં તેમજ વિષયો ભોગવવામાં ગાઢપણે રાચે છે, અને ગુરૂ મહારાજે દયાવડે બતાવેલા વ્રત નિયમો અનાદરથી વચ્ચે વચ્ચે કોઇ કોઇવાર ગ્રહણ કરે છે અને કોઇવાર ગ્રહણ પણ કરતો નથી. જેમ તે દરિદ્રી તદ્દયાના આગ્રહથી કોઇ કોઇવાર નેત્રમાં અંજન આજે છે તેમ આ જીવ પણ ગુરૂ મહારાજાએ અનુકંપાવડે પ્રેરણા કર્યા છતાં જાણે તેમના ઉપદેશથીજ કરતો ન હોય તેમ જ્ઞાનનો અભ્યાસ કરે છે તે પણ હમેશાં નહિ, માત્ર કોઇ કોઇ વારજ કરે છે; વળી જેમ તીર્થજળ પીવાને પણ તે દરિદ્રી ધર્મબોધકરની પ્રેરણાથીજ પ્રવૃત્ત થતો હતો તેમ આ જીવ પણ પ્રમાદના પરવશપણાથી અનુકંપાતત્પર ગુરૂ મહારાજની પ્રેરણાવડેજ સમ્યગ્ દર્શનને ઉત્તરોત્તર વિશેષપણે પ્રદિપ્ત કરે છે, પરંતુ પોતાના ઉત્સાહથી કરતો નથી.

કથાનક પ્રસંગમાં આગળ કહેવામાં આવ્યું છે કે "તદ્દયાએ બહુ બહુ આપેલા પરમાન્નમાંથી જરા જરા ખાઇને બાકીનું અનાદર પૂર્વક તે પોતાના ભાજનમાં નાંખતો હતો, અને તે ભોજન પોતાના પાત્રમાં પડતું હોવાથી તેનું કુત્સિત ભોજન વૃદ્ધિ પામતું હતું. જેથી રાત દિવસ ખાતાં છતાં પણ તે ભોજન થઇ રહેતું નહોતું; એટલે આ જીવને આનંદ થતો હતો; પણ શેને લીધે તે ભોજન વધતું હતું તે પોતે જાણતો નહોતો. માત્ર કુત્સિત ભોજનમાં આસક્ત રહ્યો સંતો ત્રણે ઔષધોના ઉપભોગમાં શિથિળપણે કાળ નિર્ગમન કરતો હતો. આમ વારંવાર અપથ્ય સેવતો હોવાથી તેના રોગો નાશ પામતા નથી, માત્ર વચ્ચે વચ્ચે તદ્દયાના ઉપદેશથી સુંદર ભોજન તે જરા જરા ખાય છે તેથી તે રોગો જરા જરા મંદ પડે છે, પણ વળી અનાત્મજ્ઞતા પૂર્વક જ્યારે અપથ્ય સેવે છે ત્યારે વળી તે સર્વ રોગો પોતાનો વિકાર બતાવે છે એટલે શૂળ, દાહ, મૂર્છા, અરૂચિ વિગેરે ઉત્પન્ન થાય છે અને તે ભિખારાને પિડા કરે છે" આ સર્વ હકીકત આ જીવના સંબંધમાં પણ બને છે તે નીચે પ્રમાણે સમજવી:—

કોઈ વખત ચોમાસાની શરૂઆતમાં ગુરૂ મહારાજ આ જીવ ઉપર વિશેષ દયા લાવીને આ જીવને વધારે વિરતિ ગ્રહણ કરાવવા માટે અણુવ્રતનો વિધિ વિસ્તાર પૂર્વક કહે છે; ત્યારે પણ પ્રબળ ચારિત્રાવરણીય કર્મના ઉદયથી આ જીવને વીર્યોલ્લાસ મંદ થાય છે; તોપણ સંવેગ તીવ્ર હોવાથી તે કાંઇ કાંઈ વ્રતો ગ્રહણ કરે છે—આ બહુ દેવા છતાં થોડાનાં ભક્ષણ તુલ્ય સમજવું. વળી પોતાને પસંદ નહીં એવાં પણ કેટલાક વ્રતનિયમ દયા તત્પર ગુરૂ મહારાજના આગ્રહથી લે છે તે બાકીના વધેલા સારા ભોજનને પોતાના કુભોજન ભેગું નાખવા તુલ્ય સમજવું. મન્દ ભાવથી અંગીકાર કરેલાં વ્રત પણ પ્રસંગે આ ભવમાં અને પર ભવમાં વિષય ધન વિગેરેને વધારે છે–તે સારા ભોજનના પડવાથી ખરાબ ભોજનના વધારા તુલ્ય સમજવું. આવા પ્રકારના વ્રત નિયમો, તેનાં પ્રભાવથી થયેલાં ધન વિષય વિગેરેના દ્રઢ કારણ હોવાને લીધે આ જીવ જો કે વારંવાર ધનાદિકને ભોગવે છે,

તોપણ તે કદી ખુટતાં નથી. દેવતાના અને મનુષ્યના ભવમાં આવા પ્રકારની પોતાની સંપત્તિ જોઇને આ જીવ તો, ખુશી ખુશી થઇ જાય છે. પણ બિચારાને ખબર પડતી નથી કે આ ધન વિષય તો ધર્મના મહાત્મ્યથીજ મને મળ્યાં છે; તો તેમાં હર્ષનું કારણ શું છે? માત્ર મારે તો તેના કારણભૂત ધર્મનોજ આદર કરવો જોઇએ. આ પ્રમાણે ખરેખરૂં સ્વરૂપ જાણતો ન હોવાથી વિષય વિગેરેમાં પ્રતિબદ્ધ ચિત્તવાળો આ જીવ જ્ઞાન દર્શન ચારિત્રના આરાધનમાં શિથિળપણે વર્ત્તે છે; અને પોતે સર્વે જાણે છે તોપણ મોહ દોષથી જાણે કાંઇ પણ ન જાણતો હોય તેમ પોતાનો કાળ નકામો નિર્ગમન કરે છે. આવી રીતે દ્રવ્યાદિકમાં પ્રતિબદ્ધ ચિત્તવાળા અને ધર્મ આચરણમાં મંદ આદરવાળા તે જીવના રાગાદિ ભાવરોગો ઘણો કાળ વ્યતિત થયા છતાં નાશ પામતા નથી. માત્ર ગુરૂ-મહારાજના આગ્રહથી મન્દ ભાવે પણ થોડું થોડું સારૂં અનુષ્ઠાન કરે છે તેથી તેને થોડો ઘણો ગુણ થાય છે, એટલે કે તેના ભાવરોગોનું જોર કાંઇક નરમ પડે છે.

હવે આ જીવને પોતાના આત્મસ્વરૂપનું જ્ઞાન નહિં હોવાથી તે ધન વિષય વિગેરે ઉપર બહુ બહુ આસક્તિ કરે છે, ઘણો પરિગ્રહ રાખે છે, મોટી જાળ જેવો વ્યાપાર શરૂ કરે છે, ખેતીવાડીનો આરંભ માંડે છે અને બીજા અનેક પ્રકારનાં આરંભો શરૂ કરે છે. આ વખતે રાગ વિગેરે ભાવરોગો પોતાને પ્રબળ સહકારિકારણ[1] પ્રાપ્ત થવાથી અનેક પ્રકારનાં વિકારો બતાવે છે. તે વખતે થોડા અથવા વધારે આદર પૂર્વક કરેલ ધર્મનું અનુષ્ઠાનજ તેનું રક્ષણ કરનાર થઇ પડે છે. કોઇ કોઈ વખત કુવખતે થતા શુળની જેવી પૈસા ખરચવાની ચિંતાથી આ જીવ પીડા પામે છે; કોઈ કોઇ વખત પારકી ઇર્ષા રૂપ દાહથી બળી જાય છે; કોઇ વખત પોતાનાં સર્વસ્વ હરણથી જાણે મરણ પામવાની અણી ઉપર હોય તેમ મૂર્છા ખાય છે; કોઈ વખત કામજ્વરથી થતી પીડાને લીધે દુઃખ પામે છે; કોઇ વખત લેણદારોએ બળાત્કારે ગ્રહણ કરેલા દ્રવ્ય સંબંધી પીડાને અનુભવતાં-

[1] એક બીજાને મદદ કરનાર કારણો.

જાણે શરદી થઇ ન હોય તેવો જણાય છે; કોઇ વખત જાણે જડતા હોય તેમ 'આ સર્વ વાત જાણતાં છતાં જુઓ કેવી માઠી પ્રવૃત્તિ રાખે છે' એવા પ્રવાદવડે લોકમાં મૂર્ખપણાનો આરોપ પામે છે; કોઇ વખત પડખામાં થતી શૂળની વેદના પેઠે વહાલાના વિયોગથી અને અનિષ્ટના સંયોગથી વેદના પામે છે; કોઇ વખત તે પ્રમાદીને મિથ્યાત્વના ઉન્માદ સંબંધી વિશેષ સંતાપ ફરીથી થાય છે; અને કોઇ વખત સારા અનુષ્ઠાનરૂપ પથ્ય ભોજન ઉપર અત્યંત અરૂચિ થાય છે.—એવી રીતે જ્યારે આ જીવ અપથ્ય સેવામાં આસકત થાય છે, ત્યારે અનેક પ્રકારનાં વિકારોની શ્રેણી તેને પ્રાપ્ત થાય છે.

[1]આગળ ચાલતા કથા પ્રસંગમાં કહેવામાં આવ્યું છે કે "આ પ્રકારના વિકારોથી બાધિત દરિદ્રીને તદ્દયાએ જ્યારે જોયો ત્યારે તેણે જાણ્યું કે અપથ્ય ભોજન ઉપરની આસકિતનું આ પરિણામ છે; તોપણ તે જીવને આકુળતા થાય નહિ તે સારૂ હવે તે વારંવાર વારતી નહોતી. પણ જીવે પોતેજ પોતાની એવી સ્થિતિ જોઇને તદ્દયાને કહ્યું કે મને અપથ્ય ઉપર બહુજ પ્રેમ હોવાથી હું મારી મેળે તેને તજી શકું એમ નથી, તેથી તમારે મને તે ભોજન લેતાં વારંવાર વારવો. તદ્દયાએ તેની આ માગણી કબુલ કરી. તદ્દયાનું વચન પાળતો હતો તેથી તેને કાંઇક ફેર પડવા માંડયો, પણ જ્યારે તદ્દયા પાસે હોય ત્યારેજ તે અપથ્યને તજતો હતો; તેની ગેરહાજરીમાં તજતો નહોતો. અને તદ્દયાને તો ઘણા જીવોની સંભાળ લેવાનું કામ હતું તેથી તે આ દરિદ્રીની પાસે હંમેશા રહી શકતી નહોતી જ્યારે જ્યારે તે દૂર જતી ત્યારે ત્યારે દરિદ્રી છુટો રહેવાથી અપથ્ય ખાઇ જતો હતો અને તેથી પાછો તે વિકારોથી પીડા પામતો હતો." આ જીવના સંબંધમાં પણ એજ પ્રમાણે બને છે.

ગુરૂ મહારાજની આ જીવ ઉપર 'દયા' છે તે બહુ અગત્યનું કામ કરતી હોવાથી તેને પૃથક્‌પણે 'કર્તા' હોય એમ જણાવી છે. આનો પરમાર્થ એ છે કે જ્યારે ગુરૂ મહારાજ આ પ્રમાદી જીવને અનેક પ્રકારની પીડાથી આકુળ વ્યાકુળ થઇને

1. સંબંધ પૃ. ૩૪ પં. ૨ સાથે.

રોતો જુએ છે ત્યારે તેઓને દયા આવે છે તેથી તેને કહે છે "હે ભદ્ર! અમે તો તને પ્રથમથીજ કહેલું છે કે જે પ્રાણીઓ વિષયમાં આસક્ત થયેલા હોય છે તેઓને મનના સંતાપો દુર્લભ નથી; જેઓ પૈસા મેળવવાઆં અને તેના રક્ષણ કરવામાં તત્પર હોય છે તેઓને દૂર વર્તતી આપત્તિઓની પ્રાપ્તિ પણ દુર્લભ નથી. પણ તને તો તેના ઉપર વધારે વધારે પ્રીતિ થતી જાય છે. અને આ જ્ઞાન-દર્શન-ચારિત્રની ત્રીપુટી કે જે સર્વ ક્લેશ રાશિરૂપ મહા અજીર્ણનો નાશ કરનાર છે અને પરમ શાંતિનું કારણ છે તેના તરફ તો તું અનાદરથી નજર કરે છે. ત્યારે હવે એમાં અમે શું કરીએ? જો કાંઇ તને કહીએ છીએ તો તું આકુળ વ્યાકુળ થઇ જાય છે, તેથી અમે આ સર્વ ઉપદ્રવોથી તને પીડાતો જોઇએ છીએ છતાં ચૂપ બેસી રહીએ છીએ. અને તું ગભરાઇ જઈશ એવા ભયથી તું શુદ્ધ રસ્તેથી આડો અવળો ચાલે છે તોપણ તને વારતા નથી. જે પ્રાણીઓ રત્નત્રયી તરફ આદરવાળા હોય, જેઓ વિરૂદ્ધ કર્મોનો ત્યાગ કરતા હોય અને જેઓ જ્ઞાન દર્શન અને દેશવિરતિ ચારિત્રનો ઉપયોગ કરતા હોય તેઓના વિકારોનું નિવારણ થાય તો બસ છે, આદર વગરના પ્રાણિઓના વિકારોનું નિવારણ કરવાની અમારે જરૂર નથી. જ્યારે અમારા દેખતાં છતાં પણ તું રાગ વિગેરે ભાવ રોગોથી પીડાય છે ત્યારે તારા ગુરૂ તરીકે લોકો અમને પણ ઓલંભો આપે છે." આ બધું પેલા દરિદ્રીને તદ્દયાએ આપેલા ઠપકા તુલ્ય સમજવું. ગુરૂ મહારાજનું આ પ્રમાણેનું કથન સાંભળીને આ જીવ ગુરૂ મહારાજને કહે છે કે "હે ભગવાન્! અનાદિ કાળના અભ્યાસથી તૃષ્ણા લોલુપતા વિગેરે ભાવો મને મુંઝવે છે; અને તેને વશવર્ત્તિ થવાથી આરંભ પરિગ્રહના મહા માઠા પરિણામને હું જાણું છું તોપણ તેને મૂકી શકતો નથી. માટે ભગવાને મારી ઉપેક્ષા કરવી નહિ; ખરાબ પ્રવૃત્તિ કરતા એવા મને યત્ન પૂર્વક વારવો. આ પ્રમાણે કરતાં આપના (માહાત્મ્યથી) થોડા થોડા દોષોમાંથી વિરતિ થતાં કોઇ વખત સારી ઊંચી પરિણતિ જાગશે ત્યારે કદાચ સર્વે દોષથી વિમુક્ત થવાની શક્તિ પણ પ્રાપ્ત થશે."

ગુરૂમહારાજે તેનું આ વચન અંગીકાર કર્યું, અને કોઇ કોઇવાર તે પ્રમાદ કરતો હોય ત્યારે તેને નિવારવા લાગ્યા. તેમનું વચન સ્વીકારવાથી આ જીવને પૂર્વે કહેલી પ્રવૃત્તિરૂપ પીડા કાંઇક ઓછી થવા માંડી; અને તેમના પ્રસાદથી જ્ઞાન વિગેરે ગુણો વૃદ્ધિ પામવા માંડયા—આ બધું તદયાના વચન પ્રમાણે વર્તન કરવાથી પેલા દરિદ્રીને શરીરે થોડા થોડા આરોગ્ય થવા રૂપ સમજવું. હવે એમ થયું કે તે જીવમા વિશિષ્ઠ જ્ઞાન નહિ હોવાથી જ્યારે જ્યારે ગુરૂમાહારાજ પ્રેરે છે ત્યારે ત્યારેજ માત્ર તે પોતાને હિતકારી ચેષ્ટા કરે છે, અને ગુરૂ મહારાજની પ્રેરણાની ગેરહાજરીમાં પાછો પોતાનું કર્તવ્ય શું છે તે ભૂલી જાય છે. અને આરંભ પરિગ્રહ યુકત કાર્યમાં અત્યંત પ્રવર્ત્તે છે. આથી કરીને રાગાદિ દોષો વધે છે, અને મનની તથા શરીરની અનેક બાધાઓ ઉત્પન્ન થાય છે. આ સર્વ તે જીવની વિહ્વળતા સમજવી. ભગવાન્ ગુરૂ મહારાજને તો જેમ આ જીવને પ્રેરણા કરીને પાળવાનો હતો તેમ તેવાજ પ્રકારના બીજા પણ અનેક જીવો હતા; તેથી સર્વે જીવોને પ્રેરવામાં પ્રવૃત્ત થયેલા ગુરૂમહારાજ તો આ જીવને પ્રેરણા કરવાનું કોઇ કોઇ વાર હાથ ધરતા હતા; બાકીના વખતમાં આ જીવ છુટો રહેતો હતો એટલે તે દરમ્યાન તે પોતાનું ગમે તે અહિત કરે તોપણ તેને વારનાર કોઇ નહોતું. તેથી તેને પૂર્વે કહેલા અનર્થો પ્રાપ્ત થતા હતા. આ સર્વ તદયાની ગેરહાજરીમાં અપથ્યને સેવવાથી પેલા દરિદ્રીને સર્વે રોગો પાછા દેખાવા લાગ્યા તુલ્ય સમજવું.

ત્યારપછી પૂર્વે કથાનકમાં કહ્યું છે કે—" તે દરિદ્રીએ પોતાનો સર્વ વૃત્તાંત રસવતિપતિને જણાવ્યો અને કહ્યું કે—' હે નાથ ! હવે કાંઇ એવું કરી આપો કે જેથી મને સ્વપ્નામાં પણ પીડા ઉત્પન્ન ન થાય. " એના ઉત્તરમાં ધર્મબોધકરે કહ્યું કે— 'આ તદ્દયા ઘણા કામમાં લાગેલી હોવાથી વ્યગ્રપણાને લીધે તારૂં સર્વદા અપથ્યથી નિવારણ કરી શકતી નથી; તેથી એક બીજી બીલકુલ કામ વગરની પરિચારિકા છે તેને તારી પરિચારિકા કરી દઉં; પણ તારે તે જે કહે તે કરવું.' જીવે તે વાત કબુલ કરી. એટલે રસવતિ પતિએ " સદ્બુદ્ધિ" નામની અસાધારણ પરિ-

ચારિકા તે જીવને આપી. આના ઉપદેશથી તેની અપથ્ય ઉપરની લાલસા ઊડી ગઇ, એટલે રોગો ઓછા થઇ ગયાં, અને તેના વિકારો તો લગભગ નાશ પામી ગયા. શરીરે પણ જરા જરા નિરાંત થઈ અને આનંદ વૃદ્ધિ પામ્યો.” આ પ્રમાણે કથા પ્રબંધમાં કહેવામાં આવ્યું છે; આ જીવના સંબંધમાં તેજ પ્રમાણે બનાવ બને છે તે નીચે પ્રમાણે:—

જેમ કોઇ અંધ માણસને દોડતાં દોડતાં ભિંત અથવા સ્તંભ સાથે અફળાઇ જવાથી વાગે અને તે વાત જેમ તે બીજાને કહે, તેવી રીતે ગુરૂ મહારાજે જે જે આચરણા બંધ કરવા કહ્યું હતું તેમાં આ જીવને અનેક પ્રકારના કષ્ટો પ્રત્યક્ષ જણાવાથી તેને ગુરૂ મહારાજ ઉપર વિશ્વાસ આવ્યો અને તે સર્વે પ્રકારના કષ્ટોની વાત તેણે આચાર્ય મહારાજ સમક્ષ નિવેદન કરી. “મહારાજ! આપ સાહેબના ઉપદેશથી જ્યારે હું ચોરીનો પદાર્થ લેતો નથી, રાજ્ય વિરૂદ્ધ આચરતો નથી, વેશ્યા ગમન કરતો નથી, એવા પ્રકારનું ધર્મ વિરૂદ્ધ કે લોક વિરૂદ્ધ બીજું પણ કાંઇ આચરણ કરતો નથી, તેમજ મહા આરંભ ને મહા પરિગ્રહમાં રંજીત થતો નથી, ત્યારે લોકો મને સાધુ (સારા માણસ) તરીકે ગણે છે, મારા ઉપર પૂરેપૂરો ભરોંસો રાખે છે, અને મારા બહુ બહુ વખાણ કરે છે વળી શરીરના પ્રયાસવડે જે દુઃખ થાય તે તો જણાતુએ નથી અને હૃદય સ્વસ્થ થઇ જાય છે અને આવા રીતે વર્તતા પ્રાણીઓને ધર્મ સુગતિ અપાવનારો થાય છે એવા વિચારથી ચિત્તમાં આનંદ થાય છે. પણ જ્યારે તમે મને નિવારણ કરતા નથી અથવા તો કરો છો છતાં તેની દરકાર નહિ કરીને ધન વિષયાદિ ઉપર અત્યંત આસક્તિ હોવાથી ગુરૂમહારાજ નહિ જાણે એમ ધારીને હું ધનના લોભથી ચૌર્ય વસ્તુઓ લઉં છું, વિષયની લોલુપતાથી વેશ્યા ગમન કરૂંછું અને તેવુંજ આપે નિવારેલું બીજું પણ અકાર્ય કરૂંછું ત્યારે લોકો તરફથી ધિક્કાર, રાજ્ય તરફથી સર્વ ધનનું હરણ, શરીરે ખેદ, મનમાં સંતાપ અને એવા બીજા સઘળા અનર્થો આ લોકમાંજ પામું છું. વળી આ પ્રમાણે વર્તનારાને જે પાપ થાય છે તે તેને દુર્ગતિના ખા-

હામાં પાડવાના હેતુભૂત થાય છે એવા વિચારથી મારૂં હૃદય બળી જાય છે અને તેથી એક ક્ષણવાર પણ સુખ થતું નથી. આ સર્વ હું હવે સારી રીતે સમજું છું તેટલા માટે હે નાથ! હવે તો કાંઇ એવું કરી આપો કે જેથી હું હમેશાં આપના કહેવા પ્રમાણે આચરણ કરવારૂપ બખ્તરવડે અનર્થોરૂપી બાણની જાળથી રક્ષિત થઉં."

આ જીવનું ઉપર પ્રમાણે કહેવું સાંભળીને ગુરૂ મહારાજે તેને કહ્યું કે-"હે ભદ્ર! પરને થયેલા લાભાલાભને જોઇને અકાર્ય વર્જવું તે દૃઢપણે થતું નથી. તોપણ તેમ કરવાથી અને ન કરવાથી કરનારને અને ન કરનારને કેટલો ફાયદો ગેરફાયદો થાય છે તે તેં જોયું છે. અમે ઘણા પ્રાણીઓ ઉપર ઉપકાર કરવામાં રોકાયલા હોવાથી હમેશાં તારી પાસે રહીને તને અકાર્યથી નિવારી શકીએ નહિ. તેથી જ્યાં સુધી તને પોતાને "સદ્બુદ્ધિ" પ્રાપ્ત થઈ નથી ત્યાં સુધીજ અમારા નિવારેલાં આચરણોથી થતી અનર્થ પરંપરા થયા કરશે, નિવર્તશે નહિં; કેમકે સદ્બુદ્ધિ[1]જ બીજાના ઉપર આધાર રાખ્યા વિના પોતાનાજ કરેલા નિર્ણયથી જીવને અકાર્ય કરતાં અટકાવે છે અને તેથી કરીને જીવ અનર્થોથી મૂકાય છે."

આ પ્રમાણે સાંભળીને જીવે કહ્યું "ભગવાન્! એ [સદ્બુદ્ધિ] પણ આપના પ્રતાપથીજ મને મળશે; તે શિવાય તેને મેળવવાનો બીજો ઉપાય નથી." ગુરૂમહારાજે કહ્યું 'હે ભદ્ર! તે સદ્બુદ્ધિ આપું, કેમકે તે મારા જેવાને તો વચનને આધીન છે. પણ તેમાં આટલું યાદ રાખવાનું છે કે તે આપી હોય છતાં પણ પુણ્યશાળી પ્રાણીઓનેજ સારાં રીતે પરિણમે છે; બીજાઓને તેવી પરિણમતી નથી: કારણ કે પુણ્યવાનજ તેના આદરવાળા થાય છે, અપુણ્યશાળી જીવો તેનો આદર કરતા નથી. તેના અભાવવાળા પ્રાણીઓને સર્વ અનર્થો તેને લીધેજ પ્રાપ્ત થાય છે, અને જે મહાત્માઓ તેને માટે પ્રયાસ કરે છે તેને સર્વ કલ્યાણ પણ તેને આધારે થાય છે અને તેઓજ સર્વજ્ઞ મહારાજની આરાધના કરે છે બીજા કરતા નથી. તેથી તેને પ્રાપ્ત કરવા માટેજ આ મારો સર્વ વચન પ્રપંચ છે.

---

૧. 'સદ્બુદ્ધિ'એ અમુક અપેક્ષાએ Conscience કહી શકાય.

સદ્બુદ્ધિ વગરના પ્રાણીઓને વ્યવહારથી જ્ઞાન વિગેરે પ્રાપ્ત થાય તોપણ તેવા જીવો જ્ઞાન વગરના પ્રાણીઓથી કોઈ પણ રીતે વધારે ન કહેવાય; કારણ કે તે પ્રકારનું જ્ઞાન પોતાનું કાર્ય કાંઈપણ કરી શકતું નથી; વધારે શુ કહેવું; સદ્બુદ્ધિ વગરનો પુરૂષ પશુથી કોઇપણ રીતે ચઢતો નથી. તેટલા માટે જો તને સુખ મેળવવાની ઇચ્છા હોય, અથવા દુઃખથી જો તને ભય થતો હોય તો અમે તને જે સદ્બુદ્ધિ આપીએ છીએ તેમાં તારે બરોબર યત્ન કરવો. તેને વિષે યત્ન કરનારે અમારૂં વચન આરાધ્યું, ભુવનના માલેક પરમાત્માને બહુ માન આપ્યું, અમને સંતોષ પમાડયો, લોકોત્તર (મોક્ષ પહોચાડનાર) વાહનને અંગીકાર કર્યું, લોક સંજ્ઞાનો ત્યાગ કર્યો, ધર્મ આચરણનું સેવન કર્યું, અને ભવસમુદ્રમાંથી પોતાના આત્માને તાર્યો એમ તારે સમજી લેવું."

ગુરૂમહારાજનાં આવાં વચનરૂપી અમૃતના પ્રવાહથી તે જીવનું હૃદય પ્રલ્હાદિત થયું, અને તેથી તેણે તે વચનને તથા પ્રકારે ગ્રહણ કર્યું. પછી ગુરૂમહારાજે[1] તેને ઉપદેશ દેવા માંડયો "હે સૌમ્ય! તને એક પરમ ગુહ્ય[2] કહું છું, તે તું બરોબર "ધ્યાન રાખીને ધારણ કરજે. જ્યાં સુધી દુઃખરૂપ ધન વિષયા- "દિને વિષે વિપર્યાસ ભાવથી આ જીવ સુખનો આરોપ કરે છે, "અને સુખરૂપ વૈરાગ્ય, તપ, સંયમાદિને વિષે દુઃખનો આરોપ "કરે છે, ત્યાં સુધીજ આ જીવને દુઃખની સાથે સંબંધ છે. જ્યારે "આ જીવને નિશ્ચય થાય છે કે વિષયોમાં પ્રવૃત્તિ તેજ દુઃખ છે "અને ધનાદિકની આકાંક્ષાથી નિવૃત્તિ તેજ સુખ છે ત્યારે તેની "સર્વ ઇચ્છાઓ નાશ પામી જવાથી બીલકુલ આકુળતા વગર "સ્વાભાવિક સુખનો આવિર્ભાવ થાય છે અને તેથી તેને હમેશાં "આનંદ આનંદ થઇ રહે છે. વળી તને બીજો પરમાર્થ કહું તે "સાંભળ. જેમ જેમ આ જીવ નિસ્પૃહ થાય છે તેમ તેમ તેના- "માં પાત્રપણું આવવાથી સર્વ પ્રકારની સંપદાઓ પોતાની મેળે "તેને પ્રાપ્ત થાય છે; અને જેમ જેમ તે સંપત્તિની ઇચ્છા રાખે છે "તેમ તેમ તેની અયોગ્યતા ધારીને તે તેનાથી દૂર દૂર નાસતી

૧ આ ઉપદેશ બહુજ વિચારવા યોગ્ય છે. ૨ લાભથી ભરપૂર ગુપ્ત હકીકત.

"જાય છે. આવા પ્રકારનો નિશ્ચય તારા મનમાં કરીને તારે કોઇ "પણ સાંસારિક પદાર્થ ઉપર આસ્થા ન કરવી. આથી કરીને સ્વ- "પ્નાવસ્થામાં પણ મન અને શરીરની પિડાની ગંધ પણ તને નહિ "આવે" ગુરૂમહારાજના[1] ઉપર પ્રમાણેના સત્યથી ભરપૂર ઉપ- દેશને આ જીવે અમૃત તરીકે ગ્રહણ કર્યો. તેથી તેને સદ્‌બુદ્ધિ પ્રાપ્ત થઇ છે એમ ધારીને 'હવે કદી પણ આ અન્ય કુમાર્ગે નહીં જાય' એમ માની તેની બાબતમાં ગુરૂ મહારાજ નિશ્ચિંત થયા.

ત્યારપછી પ્રાપ્ત થઇ છે સદ્‌બુદ્ધિ જેને એવો આ જીવ શ્રા- વક અવસ્થામાં વર્તતો હોવાથી જો કે વિષયભોગ ભોગવતો હતો અને ધનાદિક ગ્રહણ કરતો હતો, તોપણ અસંતોષની કારણભૂત દૃઢ લાલસા તે તેના ઉપર થતી નહોતી. જેથી જેનું મન જ્ઞાન દર્શન અને દેશચારિત્રમાં લાગેલું છે એવા તે જીવને દ્રવ્ય અને વિષયભોગ જેટલાં પ્રાપ્ત થતા હતા તેટલાથીજ તે સંતોષ પામતો હતો. વળી સદ્‌બુદ્ધિના પ્રભાવથી તે જ્ઞાન દર્શન વિગેરેને માટે જેટલો યત્ન કરતો હતો તેટલો ધન વિષયને માટે કરતો નહોતો એટલે નવા રાગ દ્વેષ ઉત્પન્ન થતાં નહોતાં અને જે જુના હતા તે ક્ષીણ થતા હતા. કોઇ વખત પૂર્વે બાંધેલા કર્મોના ફળ તરીકે સહેજસાજ શરીરને કે મનને બાધા થતી પણ તેના ઉપર તીવ્ર અનુબંધ ન હોવાથી તે લાંબો વખત ટકતી નહિ. આથી કરીને સંતોષ અને અસંતોષમાં શું ગુણ દોષ વિશેષ છે તે આ જીવને સમજાયા અને ઉત્તરગુણોની પ્રાપ્તિથી મનમાં બહુજ પ્રમોદ થવા લાગ્યો.

આગળ ચાલતા કથા પ્રસંગમાં કહેવામાંઆવ્યું છે કે એકદા તે દરિદ્રીએ પોતાની સદ્‌બુદ્ધિ નામની પરિચારિકા પાસે બેસીને વિચાર કર્યો કે 'ભદ્રે! મારા દેહને તથા ચિત્તને આટલો બધો હર્ષ થાય છે તેનું કારણ શું હશે?' તેણે વિચાર કરીને કુત્સિત ભોજન ઉપરથી લોલુપતાનું વર્જન અને ત્રણે ઔષધનું આસેવન એ બે કારણો બતાવ્યાં અને તેનું યુક્તિપૂર્વક પ્રતિપાદન કર્યું. આ જીવના સંબંધમાં પણ તેજ પ્રકારે બને છે. સદ્‌બુદ્ધિની સાથે

---

૧ ગુરૂ મહારાજનો આ ઉપદેશ ખાસ હૃદયમાં કોરી રાખવા જેવો છે.

વિચાર કરવાથી આ જીવને સમજવામાં આવે છે કે આ દેહ અને મનને નિવૃત્તિરૂપ સ્વાભાવિક સુખ મને પ્રાપ્ત થયું તેનું કારણ વિષયાદિપરની આસક્તિનો ત્યાગ અને જ્ઞાન વિગેરેની આચરણાજ છે. પૂર્વના અભ્યાસથી વિષયાદિકમાં પ્રવૃત્તિ કરતી વખતે પણ આ જીવ સદ્બુદ્ધિવડે અલંકૃત હોવાથી વિચાર કરે છે કે મારા જેવાને આ પ્રમાણે કરવું તે યુક્ત નથી. આથી કરીને તેની ઉપર ગૃદ્ધિ[1] નાશ પામવાથી મનનો અનુબંધ ઓછો થાય છે અને તેને પરિણામે તેને પ્રશમ સુખ પ્રાપ્ત થાય છે. આ યુક્તિ પૂર્વક સદ્બુદ્ધિનું કથન સમજી લેવું.

પૂર્વે કથા પ્રસંગમાં કહેલ છે કે—"એવી રીતે પ્રાપ્ત થયેલા બહુ સુખના રસમાં તે રાંકે પોતાની પરિચારિકાને કહ્યું કે 'ભદ્રે! હવે તો જો તારી સલાહ હોય તો આ ખરાબ ભોજનનો સર્વથા ત્યાગ કરી દઉં, જેથી કરીને મને બહુજ સુખ થાય.' સદ્બુદ્ધિએ જવાબ આપ્યો; 'બહુ સારૂં; પણ આ કુભોજનને બરાબર વિચાર કરીને તજવું યુક્ત છે, કારણ કે તને તે બહુજ વલ્લભ છે. તેથી તે કુભોજનને મૂક્યા પછી પણ જો તેના ઉપર તારો સ્નેહબંધ રહે તો તો તેના કરતાં તેનો ત્યાગ ન કરવો તેજ સારૂં. કેમકે હમણા તું તીવ્ર આસક્તિના અભાવ પૂર્વક તે કુભોજનને સેવે છે અને સાથે ભાવ પૂર્વક ત્રણે ઓષધોને સેવે છે તેથી તને જે કર્મની લાઘવતા પ્રાપ્ત થઇ છે, તેવી લાઘવતા પણ પછી અત્યંત દુર્લભ છે. કારણ કે જો તું તે કુભોજનનો સર્વથા ત્યાગ કરીને પછી તેનું જરા સ્મરણ પણ કરીશ તો તારા રોગો પાછા ફરીવાર ઉથલો મારશે; સદ્બુદ્ધિનાં આવાં વચનોથી તે રાંકનું મન ડોલાયમાન થઇ ગયું અને શું કરવું તેનો તેના મનમાં ચોક્કસ નિર્ણય થઇ શક્યો નહિ" આ જીવના સંબંધમા એવીજ હકીકત બને છે. તે આ પ્રમાણે;—

આ જીવને ગૃહસ્થ અવસ્થામાં વર્તતી વખતે જ્યારે સાંસારિક પદાર્થો ઉપરથી હૃદયની પ્રીતિ તુટવાને લીધે અને જ્ઞાન વિગેરેના આચરણમાં દૃઢ આસક્તિ થવાને લીધે સંતોષ જન્ય સુખનું ખરૂં સ્વરૂપ જાણવામાં આવે છે ત્યારે અવિચ્છિન્ન પ્રશમ

૧ આસક્તિ.

સુખની વાંછાથી તેને સર્વ સંગ ત્યાગની બુદ્ધિ થાય છે; તેથી તે પોતાની સદ્બુદ્ધિ સાથે વિચાર કરે છે કે પોતે સર્વ સંગ ત્યાગ કરવાને સમર્થ છે કે નહિ. સદ્બુદ્ધિના પ્રસાદથી આ જીવને માલુમ પડે છે કે અનાદિ અભ્યાસને લીધે આ જીવ વિષયોમાં રસ પૂર્વક પ્રવૃત્તિ કરે છે; તેથી જો સર્વ પ્રકારનાં દોષોથી નિવૃત્તિ રૂપ દીક્ષા અંગીકાર કરીને વળી પાછો અનાદિ કર્મોથી થયેલ તે પ્રકૃતિમાંજ ચાલ્યો જાય (એટલે કે વિષયાદિ સેવે) તો વિષયાદિકની સ્પૃહાથી તે પોતાના આત્માને હાની કરે છે. તેથી તે કરતાં તો પહેલેથી દીક્ષા નજ લેવી તે સારૂં છે; કારણ કે તીવ્ર અભિલાષ વગર વિષયાદિ સેવતો ગૃહસ્થ પણ જ્ઞાનાદિ આચરણ પ્રધાન છે જેમાં એવાં દ્રવ્યસ્તવ કરીને પણ કર્મરૂપ અજીર્ણને નિર્જરી નાંખે છે અને તેથી રાગાદિ ભાવરોગો હલકા થવાથી કર્મની લાઘવતા કરી નાખે છે. વળી અનાદિ કાળથી ભવ ભ્રમણ કરતાં આ જીવને તે ભાગવતી દિક્ષા કોઇવાર પ્રાપ્ત થઇ હોય એમ જણાતું નથી; કારણ કે તે તો અત્યંત દુર્લભ છે. વળી દિક્ષા લીધા પછી વિષયની અભિલાષા થાય તો તો કબુલેલું (પ્રતિજ્ઞા કરેલું) નહિ કરવાવડે અને ચિત્તના અત્યંત સંક્લેશ પૂર્વક મહા રાગના ઉત્પન્ન થવાવડે દેશવિરતિપણામાં થતી કર્મની લઘુતાને પણ તે મેળવી શકતો નથી.

આવી રીતે જ્યારે જીવ વિચાર કરે છે ત્યારે તેની સર્વ સંગને તજવાની બુદ્ધિ ચારિત્ર મોહનીય કર્મના બાકી રહેલા અંશોથી અસ્તવ્યસ્ત થઇ જઇ ચિત્ત દોલાયમાન થાય છે, પછી વીર્યની હાનિ થાય છે અને તેથી તે આવા પ્રકારનાં ખરાબ આલંબનોને વળગવા માંડે છે. "હું જો દીક્ષા લઉં તો મારી સામું જોઇ રહેનાર મારૂં કુટુંબ સીદાય અને તે મારા વગર રહી ન શકે. હું તેને અત્યારે અકાળે કેવી રીતે તજું? આ મારો છોકરો હજી જરાપણ શકિત વિનાનો છે, આ દીકરીને હજી પરણાવી નથી, મારી બેનનો પતિ પરદેશ ગયો છે અથવા તે બીચારી વિધવા છે, તો તેનું મારે પાલન કરવું જોઇએ, આ મારો ભાઈ હજી ઘરનો ભાર ઉપાડી લેવાને સમર્થ થયો નથી,

આરામાબાપનું શરીર ઘડપણને લીધે જર્જરીત થઇ ગયું છે, અને તેઓ મારાપર પૂરા સ્નેહવાળા છે, આ મારા ઉપર બહુ હેત રાખનારી ભાર્યા ગર્ભવતી છે અને તે તો મારા વિરહે જીવીજશકે નહિં. આવા નિરાધાર કુટુંબને હું કેવી રીતે તજું? જો મરી પાસે ખૂબ પૈસો હોત અથવા મારા કોઇ પાસે ઘણા પૈસા લેણા હોત અને મારૂં કુટુંબ તથા ભાઈઓ સારી રીતે ભક્તિ રનારા હોત તો મારા કુટુંબની મારે ચિંતા નહોતી, અને તેઓનું પાલણપોષણ થઈ જાત તેટલા માટે હવે લોકો પાસેથી પૈસા મેળવી ( અથવા ઉઘરાવી ) તે પૈસા મારા કુટુંબને આપી કેટલાક પૈસા ધર્મની બાબતમાં ખરચીને પછી મારા માબાપ વિગેરે સર્વે ખુશીથી રજા આપશે ત્યારે ગ્રહસ્થને કરવા યોગ્ય સર્વે કામોથી પરવારી દીક્ષા લઇશ, અત્યારે કવખતે દીક્ષા લેવાનો વિચાર શું કરવો !

"મને વળી દીક્ષા લેવી તે તો સ્વયભૂરમણ સમુદ્રને હાથથી "તરવા જેવું છે; ગંગાના પૂરની સામે ચાલવાનું છે; લોઢાના યવ "ચાવવના છે; લોઢાના ગોળાનું ભક્ષણ કરવાનું છે; છીદ્રવાળી "કામળને સૂક્ષ્મ પવનથી ભરવા જેવુ છે; માથાવડે મેરૂપર્વતને "ભાંગવ જેવું છે; મોટા સમુદ્રનું ડાભવડે માપ કરવાનું છે; "તેલથી ભરેલાં પાત્રને દોડતાં દોડતાં સો ગાઉ સુધી લઇ "જતાં તેમાંથી એક બિંદુ પણ નહિ પડવા દેવા તુલ્ય છે. જમ "ણા અને ડાબા ફરતા આઠ ચક્રોનાં વિવરમાં થઇને જતા બા"ણવડે પુતળીની ડાબી આંખમાં તાડન કરવા જેવું છે અર્થાત્ "રાધાવેધ સાધવા જેવું છે; પગ ક્યાં પડે છે તેની દરકાર કર્યા "વિના તિક્ષ્ણ તરવારની ધાર ઉપર ચાલવાનું છે; કારણ કે દિ"ક્ષા લીધા પછી તો પરિષહો સહન કરવા જોઇએ, ગમે તેવા "આકરા દેવવિગેરે સંબંધી ઉપસર્ગોની સામા થવું જોઇએ, સ"ર્વે પાપ યોગથી નિવૃત્તિ કરવી જોઇએ; મેરૂપર્વત જેવો ચારિ"ત્રનો ભાર યાવત્જીવ વહેવો જોઇએ; માધુકરીવૃત્તિથી[૧] "હંમેશા આત્માને વહેવો જોઇએ; મહા આકરા તપથી શરીરને

૧ સાધુ આહાર લેય તે ભિક્ષાને માધુકરીવૃત્તિ કહે છે.

"તપાવવું જોઇએ; સંયમને આત્મિક ભાવપણે કરી દેવું જોઇએ;
"રાગદ્વેષ વિગેરેને મૂળમાંથી ઉખેડી નાંખવા જોઇએ; અને અંતર-
"માં રહેલા અજ્ઞાન રૂપ અંધકારના પ્રસારનો રોધ કરવો જોઇએ:
"વળી વિશેષ શું કહેવું, પણ અપ્રમત્ત ચિત્તથી મહા મોહરૂપ
"વૈતાળને હણવો જોઇએ."

ઉપર પ્રમાણે દિક્ષા લેવી એતો મહા મુશ્કેલ કામ છે અને સારૂં શરીર તો સારી સારી શય્યાઓમાં સુવાથી અને સારૂં સારૂં ભોજન ખાવાથી કોમળ થઇ ગયેલું છે તેમજ સારૂં મન હજુ નિશ્ચળ થયું નથી તેથી આવો મોટો ભાર વહન કરવાને હજુ હું સમર્થ નથી. વળી આ પણ યાદ રાખવું જોઇએ કે જ્યાં સુધી સર્વ પ્રકારના રાગદ્વેષના ત્યાગ પૂર્વક દીક્ષા પ્રાપ્ત થઇ નહિ થી ત્યાં સુધી સંપૂર્ણ પ્રશમ સુખ પ્રાપ્ત થતું નથી. અને સર્વ પ્રકારના ક્લેશોને તોડી નાખનાર મોક્ષ પણ પ્રાપ્ત થતું નથી. ત્યારે હવે મારે શું કરવું તેની કાંઇ સમજ પડતી નથી" આ પ્રમાણે પોતાને શું કરવું યોગ્ય છે તેનો કાંઇ પણ નિર્ણય નહિ થઇ શકવાથી આ જીવનું મન પાછું સંદેહરૂપ હીંચોળે ચડયું અને કેટલોક કાળ એમને એમ વિચાર કરવામાં કાઢી નાંખ્યો.

[1]આગળ કથા પ્રસંગમાં કહેવામાં આવ્યું છે કે 'એકદા મહા કલ્યાણક ભોજન ખૂબ ખાઇને તે દરિદ્રી બેઠો હતો; પછી તેણે આનંદમાં જરા પેલું કુત્સિત ભોજન ખાધું. પરંતુ તે વખતે તેને તૃપ્તિ થઇ ગયેલ હોવાથી તે ખરાબ ભોજનનાં યથાસ્વરૂપ ગુણો તેની આગળ ખડા થયા તેથી તે ભોજનનું કુત્સિતપણું, વિરસપણું અને નિંદનીકપણું તેને ભાસમાન થયું એટલે તે દરિદ્રીને પોતાના કુત્સિત ભોજન ઉપર ઘણોજ કંટાળો ઉપજ્યો; તેથી હવે તો ગમે તે પ્રકારે પણ આ કુત્સિત ભોજનનો ત્યાગ કરવોજ એવો તેણે નિશ્ચય કર્યો. અને તે પ્રમાણે પોતાના મનથી નિર્ણય કરીને તેણે સદ્બુદ્ધિને તે પ્રમાણે આદેશ કર્યો. સદ્બુદ્ધિએ કહ્યું કે-'આ બાબતમાં તું ધર્મબોધકરની સલાહ લે, અને તેમની સાથે વિચાર કરીને તારૂં ભોજન તજ'

૧ સંબંધ પૃષ્ટ ૩૮ પં. ૨૧ સાથે છે.

સદ્બુદ્ધિના કહેવાથી જીવ ધર્મબોધકર પાસે ગયો અને પોતાનો વિચાર તેને જણાવ્યો. ધર્મબોધકરે તેને બરાબર કસી જોયો અને પછી તેનું કુત્સિત અન્ન ત્યાગ કરાવ્યું; પછી શુદ્ધ પાણીથી તેનું ભાજન સાફ કરાવ્યું; અને તે ભાજનમાં પરમાન્ન ભર્યું. તે દિવસે મોટો ઉત્સવ થયો અને લોકોના કહેવાથી તે દિવસથી તેનું નામ નિષ્પુણ્યક મટીને 'સપુણ્યક' પડ્યું." આવો સર્વ વૃત્તાંત ગૃહસ્થ અવસ્થામાં વર્તતા દોલાયમાન બુદ્ધિવાળા જીવોને કોઇ કોઇવાર બની આવે છે એમ સમજવું. આ જીવના સંબંધમાં પણ તે પ્રમાણેજ બનેલ છે તે નીચે પ્રમાણે—

આ જીવને પ્રશમ સુખનો સ્વાદ જણાયા છતાં અને ભવપ્રપંચથી તેનું મન વિરક્ત થયા છતાં જ્યારે કોઇ નજીવા આલંબનથી તે ઘેર રહેછે (ગૃહસ્થ અવસ્થામાં રહેછે) ત્યારે તે તપ અને નિયમોમાં વધારે પ્રવર્ત્તમાન થાયછે તે પેલા વરાકે પરમાન્નનો તૃપ્ત પર્યંત આહાર કર્યા તુલ્ય સમજવું. આ અવસ્થામાં કવચિત્ કવચિત્ તે અનાદર પૂર્વક પૈસા ઉપાર્જન કરેછે અને વિષયો સેવે છે તે પેલા રાંકે લીલા પૂર્વક સહજ કુત્સિત ભોજન ખાવા તુલ્ય સમજવું. એટલે કે જેમ તે રંક લીલાથી સારૂં ભોજન પુષ્કળ ખાવા સાથે જરા જરા ખરાબ ભોજન પણ લેતો હતો તેમ આ જીવ પણ વિશેષ તપ નિયમ કરવા સાથે ઇચ્છા વગર ધન વિષયને મેળવવા તરફ સહેજે નજર રાખતો હતો. હવે એવી રીતે ગૃહસ્થાવાસમાં વર્તતાં જ્યારેકોઇ વખત સ્ત્રી વિરૂદ્ધ વર્તન કરે, દીકરો કહ્યું ન માને, દીકરી વિવેકની હદ ઓળંગી જાય, બહેન વિપરીત આચરણ કરે, પોતે ધર્મને રસ્તે ધન ખર્ચતો હોય તે ભાઇઓને પસંદ ન આવે, બાપ બીજા માણસો પાસે ફર્યાદ કરે કે અમુક ભાઇ તો હવે ઘરના કામમાં કાંઇ ધ્યાન આપતો નથી, ભાઇઓ તેની સાથે દગો રમે, નોકરો તેની આજ્ઞાથી વિરૂદ્ધ વર્તે, અથવા પોતાના શરીરનું બહુ પ્રકારે લાલનપાલન કર્યું હોય તોપણ લુચ્ચા માણસની પેઠે તે વારંવાર રોગના વિકારો બતાવે, અથવા જ્યારે પૈસા વિજળીના ચમકારાની પેઠે અચાનક નાશ પામી જાય ત્યારે આ જીવને પરમાન્નથી તૃપ્ત થયેલાને કુત્સિત ભોજન લાગે તેમ, આ આખા સંસારનો યથા સ્વરૂપે મનમાં ભાસ થાય છે.

એવી રીતે આ સંસારનાં શુદ્ધ સ્વરૂપનું ભાન થવાથી વિવેકવાળા ચિત્તવડે સંવેગ[1] ભાવ પ્રગટ થવાથી તેણે વિચારવા માંડયું કે—'અહો! હું પરમાર્થ જાણ્યા છતાં પણ મારા આત્મિક કાર્યનો ભોગ આપીને જે સગા સ્નેહીઓની ખાતર સંસારમાં રહું છું તેઓના પરિણામ તો આવા પ્રકારના છે પણ વિચાર કર્યા વગર વર્તનારો જે હું તેનો સ્નેહ તો તેઓ તરફથી કાંઈ પણ ઓછો થતો નથી. હું તો તેઓ ઉપરના સ્નેહ બંધવડે દીક્ષા લેતો નથી અને તેઓ તો મને અવગણે છે; તેથી ખરેખર આવા પ્રકારના સગા સ્નેહીઓ ઉપર જે હૃદયનો પ્રતિબંધ તે અજ્ઞાનનું વિલસિતજ છે તો હવે અનર્થથી વ્યામૂઢ હૃદયવાળો થઇને હું શામાટે મારા આત્માને છેતરૂં ? તેથી સકળ અનર્થના મૂળ ભૂત આ અંતરંગ અને બહિર્વસ્તુના સંગમરૂપ જે છોડ છે અને જેના ફળ રેશમના કીડાને કોશીટામાં ભરાવાની પેઠે આત્મ બંધન રૂપજ છે તેને તજી દઉં. જેમ જેમ એનો ત્યાગ કરવામાં વધારે વધારે વિચાર કરીએ છીએ તેમ તેમ આપણું મન ધન વિષયાદિ ઉપર અનાદિકાળથી લાગેલું હોવાથી તેઓનો ત્યાગ વધારે વધારે મુશ્કેલ લાગે છે. પણ મારે તો હવે એને ગમે તેમ કરીને તજવાં, પછી જે થવાનું હોય તે થાય. પણ એમાં થવાનું પણ શું છે? કાંઇ નથી. કેમકે જો કાંઇ થવાનું હોત તો આ ખરાબ ભોજન જરા જરા તજયું ત્યારેજ ન થાત ! પણ એના ત્યાગથી તો ચિત્તને અનુપમ આનંદજ થાય છે અને થશે.'

પરિગ્રહરૂપ કાદવમાં હાથીની પેઠે જ્યાં સુધી આ જીવ ખુંચેલો રહે છે ત્યાં સુધીજ તેને સાંસારિક પદાર્થો દુસ્ત્યાજ[3] લાગે છે; પણ જ્યારે આ જીવ તેમાંથી બહાર નીકળે છે ત્યારે તેને વિવેક[4] પ્રાપ્ત થયેલો હોવાથી તે ફરીને ધન વિષયાદિની સામુ પણ જોતો નથી. "મહારાજ્ય ઉપર અભિષેક થયા પછી કયો સુજ્ઞપ્રાણી પોતાનું પૂર્વનું ચાંડાળપણું ઇચ્છે?"

---

૧ વૈરાગ્ય. ૨ રેશમના કીડાઓ પોતાની મેળે શરીર ફરતું રેશમનું કોકડું બાંધી મરણ શરણ થાય છે

૩ દુખે કરીને તજી શકાય તેવા. ૩ સારૂં નરસું પારખવાની બુદ્ધિ.

આ પ્રમાણે વિચાર કરીને તે જીવ નક્કી કરે છે કે હવે આ સંસારનો તો ત્યાગ કરવોજ, તેમ કરવાથી કોઈ પણ પ્રકારની મને અડચણ આવવાની નથી.

પછી સદ્‌બુદ્ધિની સાથે વિચાર કરીને તે એવો નિશ્ચય કરેછે કે આ બાબતમાં મારે સદ્ધર્મ ગુરૂની સલાહ લેવી. પછી ધર્મગુરૂની પાસે જઇને તે વિનય પૂર્વક પોતાનો વિચાર તેને સંપૂર્ણપણે જણાવે છે, ગુરૂ મહારાજ તેની સર્વ હકીકત ધ્યાન રાખીને સાંભળે છે પછી તેને કહે છે કે—"હે ભદ્ર! તમારો વિચાર બહુ સારો છે. આ રસ્તા ઉપરથી મોટા મોટા પુરૂષો પસાર થઇ ગયા છે. એ રસ્તે માત્ર બીકણ માણસોનેજ ત્રાસ થવાનો સંભવ છે; તેથી એ રસ્તે જેઓ ચાલવા ઇચ્છે તેઓએ બહુ ધૈર્ય રાખવું જોઇએ. જેઓ ચિત્તની દ્રઢતા વિનાના હોયછે તેઓ એ રસ્તાના પર્યંત ભાગ સુધી પહોંચી શકતા નથી; માટે તું બરોબર પૂરેપૂરો વિચાર કરીને જે કરે તે કરજે." આ ધર્મબોધકરે પેલા રાંકની કસોટી કાઢયા તુલ્ય સમજવું. ગુરૂમહારાજની આ કસોટીમાંથી જીવ પૂરેપૂરો પસાર થઇ જાય છે. અર્થાત્ તેઓએ કહ્યું તેમ તે ભાવ પૂર્વક અંગીકાર કરે છે. પછી ગુરૂમહારાજ તેની બરાબર પરીક્ષા કરીને સમીપ રહેલા બીજા ગીતાર્થોની સાથે પણ આ જીવની યોગ્યતા સંબંધી વિચાર કરે છે, અને પછી તેને દીક્ષા આપે છે. આ પ્રમાણે સર્વ વસ્તુઓનો ત્યાગ તે પેલા રાંકને કદન્નના સર્વથા ત્યાગ કરાવવા તુલ્ય સમજવો. પછી આ જીવનમાં તેને જે જે પાપ લાગ્યું હોય તેની આલોચણ આપી તેનું જીવીતવ્ય શુદ્ધ કરે છે, તે સારા પાણીથી પેલા રાંકના ભાજનને સાફ કરાવવા તુલ્ય સમજવું. અને પછી ગુરૂમહારાજે કરેલું ચારિત્રનું આરોપણ તે પેલા રાંકનાં સાફ કરાવેલાં ભાજનમાં સારૂં ભોજન ભરવા તુલ્ય સમજવું. આ જીવ જ્યારે એ પ્રમાણે દીક્ષા ગ્રહણ કરવા ઉજમાળ થાય છે ત્યારે ગુરૂ મહારાજના ઉપદેશથી ચૈત્ય પૂજા, સંઘ પૂજા વિગેરે ભવ્ય પ્રાણીઓને પ્રમોદના હેતુભૂત અને અન્ય જીવોને પણ સારે રસ્તે પ્રવૃત્તિ કરવાના હેતુભૂત મોટા ઓચ્છવો થાય છે. તેમજ 'આ બિચારાને આપણે સંસારરૂપી અટવીમાંથી બહાર કાઢી શુદ્ધ રસ્તો બતાવ્યો' એવા વિચારથી ગુરૂમહારાજના

મનમાં પણ સંતોષ થાય છે. આથી જીવ ઉપર તેઓને વિશેષ દયા ઉત્પન્ન થાય છે અને તેને લીધે આ જીવની સદ્બુદ્ધિ વિશેષ નિર્મળ થાય છે. આવા તે જીવના શુભ અનુષ્ઠાનો જોવાથી લોકોમાં પણ તેના વિષે સારા વિચારો બંધાય છે અને શાસનની ઉન્નતિ થાય છે. આ બધું કથાનકમાં કહેલા નીચેના શ્લોક તુલ્ય સમજવું.

धर्मबोधकरो हृष्ट स्तद्दया प्रमदोद्धुरा ।
सद्बुद्धिर्वर्द्धितानंदा मुदितंराजमंदिरं ॥

"આ બનાવથી ધર્મબોધકર ખુશી થયા' તદ્દયા હરખ ઘેલી થઇ ગઇ, સદ્બુદ્ધિનો આનંદ વૃદ્ધિ પામ્યો અને આખું રાજમંદિર ખુશી થયું."

આ જીવે જ્યારે મંદર પર્વત[1] તુલ્ય વિરતિનો ભાર ધારણ કર્યો ત્યારે ભક્તિના ઉભરાથી ઉભરાઇ અને રોમાંચિત શરીરથી યુક્ત થઇ ભવ્ય લોકો તેના વખાણ કરવા લાગ્યા.—"અહો! આને ધન્ય છે ! આ કૃતાર્થ છે. ! આ મહાત્મા પોતાના જન્મને સફળ કરે છે; આ જીવની આવી સારી પ્રવૃત્તિ ઉપરથી જણાય છે કે તેના ઉપર પરમાત્માએ નજર કરી છે અને ગુરૂમહારાજે બહુ કૃપા કરી છે. તેથીજ આ જીવને આવી સુંદર બુદ્ધિ પ્રગટ થઈ, અને તેથીજ આણે બહિ: અને અંતરંગ વસ્તુઓના સર્વ સંગનો ત્યાગ કર્યો, જ્ઞાનદર્શન ચારિત્ર ગ્રહણ કર્યાં, રાગ વિગેરેને લગભગ દળી નાંખ્યાં; ખરેખર ! આવો બનાવતો કોઇ ભાગ્યશાળીના સંબંધમાંજ બને છે." આ ઉપરથી લોકોએ તેનું નામ 'સપુણ્યક' એવું યુક્તિ પુર:સર પાડયું.

આગળ કથા પ્રબંધમાં ત્યાર પછી કહેવામાં આવ્યું છે કે, 'અપથ્ય કદિ પણ નહિ સેવવાથી તે દરિદ્રીના શરીરે રોગ પીડા થતીજ નહોતી અને કદાચ કોઇ વખત પૂર્વના રહી ગયેલા દોષથી પીડા થતી તો તે સૂક્ષ્મજ થતી હતી અને થોડા વખતમાં મટી જતી હતી તે ત્રણે ઉત્તમ ઔષધો હંમેશાં વાપરતો હતો;

---

૧ મેરૂ.

તેથી તેની ધીરજ બળ વિગેરે વૃદ્ધિ પામતા હતાં. પરંતુ વ્યાધિઓની શ્રેણી ઘણી હોવાથી તે હજુ પણ તદ્દન નિરોગી થયો નહોતો; તોપણ અગાઉ સાથે સરખાવતાં ફેર બહુ પડી ગયો હતો. તેટલા માટે કહ્યું હતું કે—

યઃપ્રેતભૂતઃ પ્રાગાસીદ્ગાઢબીભત્સદર્શનઃ ।
સતાવદેષ સંપન્નો માનુષાકારધારકઃ ॥

'પ્રથમ જે ભૂત પ્રેત જેવો બહુજ ભયંકર દેખાવવાળો લાગતો હતો તે હવે મનુષ્યના જેવા દેખાવવાળો થયો.' આ સર્વ હકીકત આ જીવના સંબંધમાં પણ સરખી રીતેજ બને છે તે આ પ્રમાણે:

ગૃહ વિગેરે દ્વંદ્વો[1]નો ભાવ પૂર્વક ત્યાગ કરેલ હોવાથી રાગ વિગેરેથી ઉત્પન્ન થતી પીડા આ જીવને થતી નથી; 'કારણનો અભાવ થવાથી કાર્યનો પણ અભાવજ થાય.' કોઇ વખત પૂર્વે કરેલાં કર્મોના ઉદયથી કાંઇક બાધા થાય છે તો પણ તે સૂક્ષ્મજ થાય છે અને લાંબો વખત રહેતી નથી. વળી આ જીવ લોક વ્યાપારની કાંઇ પણ દરકાર રાખ્યા વિના વાચના[2], પ્રચ્છના, પરાવર્તના[4] અનુપ્રેક્ષા[5] અને ધર્મકથા[6] એ પાંચ પ્રકારના સ્વાધ્યાયવડે જ્ઞાનને વધારે છે; અને પ્રવચન[7]ની ઉન્નતિ કરનારા શાસ્ત્રોના અભ્યાસથી દર્શનને સ્થિર કરે છે, તેમજ વધારે ઉંચા પ્રકારનાં તપ નિયમ કરીને ચારિત્રને પણ આત્મિય કરી નાંખે છે. આ ત્રણે ઔષધોનાં સેવવા તુલ્ય સમજવું.

ઉપર પ્રમાણેની જ્ઞાન દર્શન ચારિત્રની પરણિતીથી બુદ્ધિ, ધૃતિ, સ્મૃતિ, બળવિગેરે ગુણો તેનામાં પ્રગટ થાય છે; તો પણ અનેક ભવોમાં બાંધેલ મહા આકરા કર્મોથી હજુ રાગ વિગેરે ભાવ રોગો સત્તામાં રહેલા હોય છે તેથી આ જીવ હજુ નિરોગી થયો નહોતો, તો પણ તેનાં વ્યાધિઓ જરા પણ વધતા નહોતા.

---

૧ બે વસ્તુઓનો સમૂહ, સુખ દુઃખ, શીતોષ્ણ, ઘર દુકાન વિગેરે.
૨ વાંચવું. ૩ પૂછવું. ૪. પાછળીતું યાદ કરવું ૫ તેનો વિચાર કરવો.
૬ ધર્મ વિષયપર ગોષ્ટી કરવી. ૭. જૈન શાસન.

એટલે કે આ જીવને અગાઉ અનાર્થ કાર્ય કરવામાં જે બહુજ પ્રીતિ ઉપજતી હતી અને તેવીજ રીતે જેને પૂર્વે અનુભવ થયો હતો તે હવે ધર્માચરણમાં પ્રીતિ રાખતો પોતાને અનુભવતો હતો.

ત્રણે ઔષધોના ઉપયોગના પ્રભાવથી તે દરિદ્રીના જેમ તુચ્છતા, કલીબતા, લોલ્યતા, શોક, મોહ, ભ્રમ વિગેરે ભાવો નાશ પામી ગયા અને તે રાંક કાંઇક ઉદાર ચિત્તવાળો થયો તેવીજ રીતે આ જીવ પણ જ્ઞાનના અભ્યાસથી અનાદિ કાળથી પરિચિત તુચ્છતા વિગેરે ભાવોને દૂર કરીને થોડો થોડો ઉજ્જવળ મનવાળો થાય છે.

પૂર્વે કથા પ્રસંગમાં કહ્યું છે કે પછી તે દરિદ્રીએ સદ્બુદ્ધિને એક દિવસ ખુશી થઇને પુછયું કે—'ભદ્રે ! કયા કર્મોથી મને આ ત્રણે ઔષધો પ્રાપ્ત થયાં ?' ત્યારે સદ્બુદ્ધિએ જવાબ આપ્યો કે 'આપણે જે આપ્યું હોય તેજ આ લોકમાં પાછું મેળવી શકાય છે તેથી અગાઉ કોઇ જન્મમાં તેં કોઇ વખત કોઇને આ ઔષધનું દાન કર્યું હશે તેથી આ ભવમાં તને પ્રાપ્ત થયેલ છે.' આવો ઉત્તર સાંભળીને તે રાંકે વિચાર કર્યો કે "જો દીધેલું પાછું મળતું હોય તો હવે સારા પાત્રોને પાછા હું એ ઔષધો દેવા માંડું કે જેથી સર્વ પ્રકારના કલ્યાણના હેતુભૂત આ ઔષધોને જન્માન્તરમાં પણ હું અક્ષયપણે પ્રાપ્ત કરી શકું". આ જીવના સંબંધમાં પણ તેમજ બને છે.

જ્ઞાન દર્શન ચારિત્રના આચરણથી શાંત સુખના આનંદનો અનુભવ કરતાં સદ્બુદ્ધિના પ્રસાદથી આ જીવને માલુમ પડે છે કે ' સર્વ પ્રકારના કલ્યાણોની શ્રેણીને મેળવી આપનાર અને મળવું બહુજ મુશ્કેલ એવું જે આ જ્ઞાનાદિ ત્રય મને પ્રાપ્ત થયું તે પ્રાચીન અશુભ આચરણની ગેરહાજરી વગર બની શકે નહિ; માટે આને મળતું કોઇ પણ સારૂં કામ મેં અગાઉના ભવમાં કરેલ હોવું જોઇએ આ રત્નત્રય કોઇ તેવાં શુભ કર્મોના પ્રસાદથીજ મળેલ હોય એમ જણાય છે ' આવો નિર્ણય થવાથી તે આગળ વિચાર કરે છે કે હવે અવિચ્છિન્નપણે આ જ્ઞાન દર્શન ચારિત્ર મને કેવી રીતે મળી શકે ? આ પ્રશ્નનો ઉત્તર

તેના મનસાંથીજ મળ્યો કે—' રત્નત્રયીનું દાન દેવું તેજ આગામી ભવે તેને મેળવવાનું કારણ છે એમ નિશ્ચય થાય છે.' આવા નિશ્ચય ઉપરથી જીવ પોતાના મનમાં નિર્ણય કરે છે કે મારી શક્તિ પ્રમાણે હું આ જ્ઞાનાદિ રત્નત્રય સત્પાત્રને આપવા માંડુ કે જેથી કરીને મારા ઇચ્છીતની સિદ્ધિ થાય.

જે વખતે તે દરિદ્રી પુર્વોક્ત વિચાર કરતો હતો તે વખત ' હું મહારાજ વિગેરેને વહાલો છુ ' એવો મદ તેના મનમાં હતો અને તેથી તે ધારતો હતો કે જો કોઇ મારી પાસે આવીને આ ઔષધોની માગણી કરશે તો તેને હું તે આપીશ; નહિતો નહિ આપું જોકે તેને દેવાની ઇચ્છા ઘણી હતી તોપણ આવા અભિપ્રાયને લીધે માગનારના આવવાની તે રાહ જોયા કરતો હતો. આ પ્રમાણે ઘણા કાળ પર્યંત તેણે રાહ જોયા કરી તોપણ કોઇ તેની પાસે લેવા આવ્યું નહીં. કારણ કે તે મંદિરમાં જે લોકો હતા તેઓની પાસેતો 'આના કરતાં પણ વધારે સારાં તે ઔષધો હતાં. અને જે પ્રાણીઓ નવા તે મંદિરમાં દાખલ થતા હતા તેઓ પાસે જોકે તે ઔષધો નહોતા પરંતુ તેઓ ઘણું મેળવી શકતા હતા; તેથી આ દરિદ્રીતો ચારે દિશા તરફ જોઇને બેસી રહેતો, પણ કોઇ તે ઔષધોની ઇચ્છાથી તેની પાસે આવતું નહોતું. આ જીવના સંબંધમાં આવીજ હકીકત બને છે તે નીચે પ્રમાણે:

બીજાઓને રત્નત્રયીનું દાન કરવાની ઇચ્છા થયા છતાં આ જીવ વિચાર કરે છે કે 'અહો મારા ઉપર તો સાક્ષાત્ પરમાત્માએ નજર કરી છે; ધર્માચાર્ય મારૂં બહુ માન રાખે છે; તેમની દયા મારો અનુગ્રહ કરવા માટે હમેશાં તત્પર રહે છે; મારા મનમાં સદ્બુદ્ધિ જરા જરા ખીલી નીકળી છે; વળી સર્વે લોકો મારા વખાણ કરે છે તેથી ખરેખરા પુણ્ય પ્રતાપથી હું તો લોકોમાં બહુ ઉત્તમ થઇ ગયો છું' આ પ્રમાણેનું આજીવ મિથ્યા અભિમાન ધરાવે છે. તદ્દન નિર્ગુણી માણસનું પણ જો મોટા માણસો ગૌરવ કરે છે તો તેનાં મનમાં ગર્વ થાયજ છે, અને તેનો દાખલો આ દરિદ્રી જીવજ છે. નહિતો આ જીવ પોતા-

નું સર્વ પ્રકારનું હલકાપણું ભૂલી જઈ અભિમાન કેમ કરે ? આવા મિથ્યાભિમાનવડે આ જીવ વિચાર કરે છે કે ‘ જો કોઇ અર્થી જીવ પોતાની ઈચ્છાથી મારી પાસે આવી વિનય પૂર્વક જ્ઞાનવિગેરેનાં સ્વરૂપનું પ્રશ્ન કરશે તો હું તેને તેનું સ્વરૂપ બતાવીશ નહી તો આપણે કોઇને કહેવાના નથી.’ આવા ઈરાદાથી વિડંબના પામેલો આ જીવ ઘણા કાળ પર્યંત જૈન શાસનમાં રહે છે પણ તેને પુછનાર કોઇ મળી આવતું નથી. કારણ કે જે જીવો ભાવ પૂર્વક જૈન શાસનમાં રહે છે તેઓને તો જ્ઞાનદર્શન ચારિત્રનું સ્વરૂપ સુવિદિત હોય છેજ, તેઓને કાંઇ આવા પ્રકારના ઉપદેશકોની અપેક્ષા હોતી નથી. અને કેટલાક પ્રાણીઓ તરતમાંજ કર્મવિવર પામીને સારે રસ્તે ચઢવાને અભિમુખ થયા હોય છે તેઓ વિશિષ્ટ જ્ઞાનાદિકથી રહિત હોય છે પરંતુ તેઓ આ સપુણ્યક જીવની સામું પણ જોતા નથી, કારણ કે જૈનશાસનમાં બીજા અનેક મહા બુદ્ધિશાળી મહાત્માઓ હોય છે કે જેઓ સદ્બોધ દેવામાં બહુ પ્રવિણ હોય છે અને જેઓની પાસેથી હરકોઇ પ્રાણી સદ્ જ્ઞાનદર્શનચારિત્ર કોઇપણ પ્રકારના કલેશ વગર યથેચ્છપણે મેળવી શકે છે. આથી કરીને કોઈ પ્રાણી આ જીવ પાસે જ્ઞાનાદિ લેવા આવતું નથી. આવી રીતે કોઇપણ અર્થી પ્રાપ્ત ન થવાથી ફોકટ પોતાને મોટો માનતો આ જીવ લાંબા વખત સુધી બેસી રહે છે, પણ પોતાના સ્વાર્થને સાધી શકતો નથી.

કથા પ્રસંગમાં આગળ કહેવામાં આવ્યું છે કે—“ પછી તે સપુણ્યકે સદ્બુદ્ધિને પુછયું કે મારે આ ત્રણ ઔષધોનું દાન કેવી રીતે આપવું ? એટલે તેને સદ્બુદ્ધિએ કહ્યું કે ‘બહાર નીકળીને ઘોષણા પૂર્વક દાન આપ.’ આ ઉપરથી આ જીવે રાજકુળમાં ઉંચેથી ઘોષણા કરવા માંડી કે—‘હે લોકો ! મારી પાસેના આ ત્રણ ઔષધો તમે ગ્રહણ કરો, ગ્રહણ કરો.’ આ પ્રમાણે જ્યારે તેણે બહુ ઉંચેથી ઉદ્ઘોષણા કરીને ભમવા માંડયું ત્યારે કેટલાક તુચ્છ લોકોએ તેનું ઔષધ લીધું, પણ બીજા મોટા લોકોને તો તે હાસ્ય કરવા લાયક જણાયું તેથી તેમણે અનેક પ્રકારે તેની હીલના કરી. આ હકીકત સપુણ્યકે સદ્બુદ્ધિને નિ

વેદન કરી; એટલે તેણે જવાબ આપ્યો કે 'તારૂં દરિદ્રીપણું સંભારીને આ મોટા લોકો તારા તરફ અનાદર પૂર્વક જુએ છે અને તેથી તું તેઓને આપે છે તે તેઓ ગ્રહણ કરતા નથી. હવે જો સર્વે લોકો ગ્રહણ કરે એવો તને અભિલાષ હોય તો તેનો ઉપાય મારા મનમાં સુજ્યો છે તે હું તને કહું છું. સાંભળ:-તારા ત્રણે ઔષધો એક મોટા કાષ્ટના પાત્રમાં મૂકીને મહારાજના મંદિરની સમીપે જ્યાં બધા લોકો દેખે ત્યાં ત્યારે મૂકી દેવાં અને પછી તારે નિરાંત રાખીને દૂર બેસી રહેવું. કેમકે તેમાંથી ગમે તે લેય એની તારે શી ચિંતા છે? એમ કરવાથી આનો સ્વામી કોણ છે એની તેઓને ખબર નહીં પડવાથી આતો સર્વને સાધારણ છે એમ ધારી સર્વે લોકો તેમાંથી ઔષધો લઇ જશે અને વળી તારે તો સર્વેનું પણ પ્રયોજન શું છે? તેઓમાંથી કોઇ એકજ સદ્ગુણી પુરૂષ જો ઔષધો ગ્રહણ કરશે તો તારા સર્વે મનોરથો પૂર્ણ થશે.' સદ્બુદ્ધિની આવી સલાહ ઉપરથી તે સપુણ્યકે તેમજ કર્યું." આ જીવના સંબંધમાં પણ તેમજ બન્યું હતું; તે નીચે પ્રમાણે.

જ્યારે જ્ઞાન વિગેરેનું ગ્રહણ કરનાર કોઇ પણ આ જીવને જડતું નથી ત્યારે તે સદ્બુદ્ધિ પૂર્વક વિચાર કરે છે તેથી તેને માલુમ પડે છે કે મૌન બેસી રહેવાથી કાંઇ બીજાઓને જ્ઞાનાદિ આપી શકાતું નથી અને બીજાઓને જ્ઞાનાદિ સંપાદન કરાવવારૂપ પરમાર્થ જેવો બીજો કોઇ પણ પરોપકાર સંભવતો નથી. જે પ્રાણીને સન્માર્ગ પ્રાપ્ત થયો હોય તે પ્રાણી જો ભવિષ્યમાં જન્માન્તરે પણ તેજ માર્ગની ઇચ્છા રાખતો હોય તો તેણે પરોપકાર કરવા તત્પર રહેવું, કારણ કે તેમ કરવાથીજ પુરૂષના ગુણોના ઉત્કર્ષનો આવિર્ભાવ થાય છે વળી જો પરોપકાર સમ્યક્ રીતે કર્યો હોય તો તે ધીરતામાં વધારો કરે છે, દીનતામાં ઘટાડો કરે છે. ચિત્તની ઉદારતા કરે છે, પેટભરાપણું મૂકાવે છે, મનને નિર્મળ કરે છે અને પ્રભુતાને પ્રગટ કરે છે; આથી કરીને પછી તે પરોપકાર કરનાર પુરૂષને વિર્યોલ્લાસ થાય છે અને મોહનીય કર્મ નાશ પામે છે; તેમજ દરેક જન્મોમાં ઉ-

ત્તરોત્તર વિશેષ વિશેષ સન્માર્ગને તે પ્રાપ્ત કરે છે; કદી પણ સારા માર્ગથી પતિત થતો નથી. માટે સ્વયમેવ પોતાની શક્તિ પ્રમાણે જ્ઞાનાદિના સ્વરૂપનો પ્રકાશ કરવામાં પ્રયત્નવાન થવું તેમાં પારકી પ્રાર્થનાની રાહ જોવી નહિ. (એટલે કે વગર માગવે હું જ્ઞાન આપીશ તો તેઓ મારી હલકાઇ ગણશે એવો વિચાર જ્ઞાન આપવા વખતે કોઇ પ્રાણીએ મનમાં રાખવો નહિ)

હવે ત્યાર પછી ભગવાનના મતમાં રહેલો આ જીવ દેશકાળાદિની અપેક્ષા-પૂર્વક જુદા જુદા સ્થાનકોમાં ફરતો સતો બહુ દ્રષ્ટાંતાદિકથી ભવ્ય પ્રાણીઓને જ્ઞાનદર્શન ચારિત્રનો માર્ગ બતાવે છે—આ સપૂણ્યકે કરેલ ઘોષણા સમજવી.

આ જીવ જ્યારે એ પ્રમાણે ઉપદેશ દેવા માંડેછે ત્યારે તેના કરતાં જે બહુ મંદબુદ્ધિવાળા હોય છે તેઓ તો તેનાં જ્ઞાનદર્શનચારિત્ર કદાચ ગ્રહણ કરે છે, પણ જે મોટી બુદ્ધિવાળા હોય છે તેઓને તો તેની પૂર્વ અવસ્થાના પુષ્કળ દોષો સ્મરણમાં આવવાથી તે હાસ્યપ્રાય લાગે છે અને આ જીવ તેઓની હીલનાનો પાત્ર થઇ પડે છે. જો કે તેઓ તેની હીલના કરતા નથી પણ તે તેઓનોજ ગુણ છે, કાંઇ આ જીવનો ગુણ નથી.

આ પ્રમાણે થવાથી વળી આ જીવ વિચાર કરે છે કે મારો ઉપદેશ સર્વેને અનુકુળ કેવી રીતે થઇ શકે? એ પ્રમાણે વિચાર કરતાં સદ્બુદ્ધિની મદદથી તેને આ પ્રમાણે રસ્તો સૂઝે છે કે, અહો! જ્યારે હું લોકોને સાક્ષાત્ ઉપદેશ આપું છું ત્યારે તે સમસ્ત જનોને આદરણીય થતો નથી, તેટલા માટે હવે હું આ પ્રમાણે કરૂં-આ જ્ઞાનદર્શનચારિત્ર જે ભગવાનના મતના સાર ભૂતપણે પ્રતિપાદન કરવા યોગ્ય છે તેની એક ગ્રંથ પદ્ધતિમાં જ્ઞેય[1], શ્રદ્ધેય[2] અને અનુષ્ટેય[3] અર્થના ત્રિભાગ પૂર્વક, અને વિષય[4] વિષયી[5]ના અભેદપણે ઉપચાર પૂર્વક વ્યવસ્થા કરીને તે ગ્રંથને આ જૈનશાસનમાં ભવ્ય જીવોની સમક્ષ મૂકી દઉં તેથી તેમાં રહેલાં જ્ઞાનાદિ સર્વ જીવોને ગ્રહણ કરવા યોગ્ય થશે.

---

૧ જાણવા યોગ્ય (જ્ઞાન). ૨. શ્રદ્ધારાખવા યોગ્ય (દર્શન). ૩ કરવા યોગ્ય (ચારિત્ર). ૪. જ્ઞાનદર્શન ચારિત્ર, ૫. અધિકારી જીવ.

હું જે ગ્રંથ બનાવું તે ઘણાને ઉપયોગી થાય અને બોધ આપે તો સારૂં પણ છેવટે સર્વે જીવોમાંથી એકને પણ જો તે ભાવ પૂર્વક પરિણમશે તો મારો કરેલ સર્વ પ્રયત્ન સફળ થયો એમ હું માનીશ આ પ્રમાણે વિચાર કરીને આ જીવે આ યથાર્થ નામવાળી उपमिति भवप्रपंच નામની કથા રચી: પરંતુ તેમાં એવા ઉંચા પ્રકારના શબ્દાર્થ ન હોવાથી-તેને સુવર્ણ પાત્રમાં મૂકી ન શકાય તેથી મેં કાષ્ટનાં પાત્રમાં જ્ઞાન દર્શન ચારિત્ર રૂપ ત્રણે ઔષધો મૂકયાં છે એમ સમજવું.

હકીકત આ પ્રમાણે હોવાથી હવે હું જે પ્રાર્થના કરૂં છું તે હે ભવ્ય પ્રાણીઓ! તમે ધ્યાન રાખીને સાંભળો જેવી રીતે તે રોરે રાજદ્વારમાં મૂકેલા ત્રણે ઔષધો લઇને જે રોગીઓ સારી રીતે સેવે છે તેઓ નિરોગીપણું મેળવે છે, વળી તેઓએ તેમાંથી ઔષધો ગ્રહણ કરવા તે યોગ્ય પણ છે, કારણ કે તેથી તે રોર ઉપર પણ ઉપકાર થાય છે; તેવીજ રીતે મારા ઉપર ભગવાને નજર કરી છે અને તેથી પ્રાપ્ત થયેલી ગુરૂમહારાજની કૃપાથી સદ્બુદ્ધિ પણ પ્રગટ થઇ છે. તેથી હવે આ કથામાં જે જ્ઞાનદર્શન ચારિત્ર ગુંથવામાં આવશે તેને જે પ્રાણીઓ સેવશે તેઓનાં રાગ વિગેરે ભાવરોગો નાશ પામી જશેજ; કારણ કે વાચ્ય પદાર્થો કાંઇ કહેનારના અંગીત ગુણ દોષોને અપેક્ષીને સ્વાર્થ સાધનમાં પ્રવર્તતા નથી. ( કોઇ વિષય ઉપર લખાણ કર્યું હોય તો તે લખાણનાં શબ્દોજ લાભ કરે છે તેમાં કાંઇ લખનારના પોતાના ગુણદોષો ઉપર આધાર રાખી શકાતો નથી.) દાખલા તરીકે કોઇ માણસ પોતે બહુ ભૂખ્યો હોય તો પણ પોતાના શેઠના આહારને તેના હુકમથીજ તે આહારને યોગ્ય તેના કુટુંબીઓને બતાવે અને ભોજન માટે પોતાના ખોળામાં બેસાડે તો પણ તે આહાર તેના પરિજનને તૃપ્તજ કરે છે આપનારમાં ક્ષુધાતુરપણું હોય તો પણ તેથી તે આહાર પોતાનું સ્વરૂપ છોડી દેતો નથી; તેવીજ રીતે આ બાબતમાં પણ યોજના કરવી. જ્ઞાનાદિવડે અપરિપૂર્ણ એવા મેં આ જ્ઞાન દર્શન ચારિત્ર, ભગવાન્ પરમાત્માના કહેલા આગમોને

અનુસારે અહીં, નિવેદન કર્યાં છે, તેથી તે જ્ઞાન વિગેરેને જે ભવ્ય પ્રાણીઓ ગ્રહણ કરશે તેઓને તે જ્ઞાન વિગેરે રાગાદિ દોષોને દૂર કરીને સ્વસ્થતા પ્રાપ્ત કરાવશેજ કારણ કે તેમ કરવું તેજ તેઓનું સ્વરૂપ છે.

જો કે ભગવાનના સિદ્ધાંતમાં લખેલ એક પદ પણ ભાવથી સાંભળ્યું હોય તો તમારા સર્વે રાગ વિગેરે રોગો મૂળમાંથી નાશ પમાડવાને શકિતમાન્ છે, અને તે સાંભળવું તમારાથી સહજ બની શકે એવું છે, અને વળી અગાઉના મહા પુરૂષોએ રચેલા કથા પ્રબંધોને પણ ભાવ પૂર્વક સાંભળવાથી સારી રીતે રાગ વિગેરે દોષો ત્રુટી શકે તેમ છે; તથાપિ આ પ્રકારે સંસાર સમુદ્ર તરવાની મને ઇચ્છા થઇ છે, જેથી મારા ઉપર કરૂણા કરવામાં તત્પર એવા સંત પુરૂષો આ કથાને પણ સાંભળશો એવી મારી આશા છે.[1]

પ્રથમ લખેલી કથાના દરેક પદનો ઉપનય આ પ્રમાણે અમે બતાવ્યો છે પરંતુ વચ્ચે કોઇ કોઇ પદનો ઉપનય ન બતાવ્યો હોય તો તે એને અનુસારે પોતાની બુદ્ધિથી સમજી લેવો. જેઓ સંકેત સમજી ગયા હોય છે તેઓને ઉપમાન બતાવવાથી ઉપમેય સમજવું મુશ્કેલ પડતું નથી. આ કારણથીજ ગ્રંથની આદિમાં ઉપન્યાસ કર્યો છે કે, આ કથામાં ઉપનય વગરનો એક શબ્દ પણ નહિ આવે[2] હવે તમે આ બાબતમાં શિક્ષિત થયેલા હોવાથી તમને તેની સમજણ બહુજ સહેલાઇથી પડી શકશે જેથી હવે એ બાબતમાં વિસ્તાર કરવાથી સર્યું.

---

૧. લખાણના આ ભાગ ઉપર વાચનનારાઓનું ધ્યાન ખાસ કરીને ખેચવામાં આવે છે. આ જગ્યાએ પોતે કઇ જગ્યાને પાત્ર છે તે સિદ્ધર્ષિ ગણિ ઘણીજ નમ્રતાથી બતાવે છે, આપણે આ વચનથી તેમની તુલના કરવાની છે જુઓ પ્રસ્તાવના.

૨. આ પ્રથમ પ્રસ્તાવ લખવાનો હેતુ છે. આખા ગ્રંથનો ઉપનય ઉતારતા ગ્રંથલાઘવતા થઇ જાય તેથી આ દિગ્દર્શન કરાવ્યું. હવે આગળ વિદ્વાનોએ સમજી લેવું. જુઓ પ્રસ્તાવના.

इहहि जीवमपेक्ष्य मया निजं,
यदिदमुक्तमदः सकले जने ।
लगति संभवमात्रतया त्वहो,
गदितमात्मनि चारु विचार्यताम् ॥
निन्दात्मनः प्रवचने परमः प्रभावो,
रागादिदोषगणदौष्टयमनिष्टता च ।
प्राक्कर्मणामतिबहुश्च भवप्रपञ्चः,
प्रख्यापितं सकलमेतदिहाद्यपीठे ॥

મેં મારા જીવની અપેક્ષાએ અહીં જે જે કહ્યું છે તે સર્વે સર્વ જીવોને ઘણે ભાગે લાગુ પડે છે, તેથી તે તમને પોતાને લાગુ પડે છે કે નહિ તેનો તમારે સારી રીતે વિચાર કરવો. પોતાની નિન્દા, જૈનશાસનનો પરમ પ્રભાવ, રાગ વિગેરે દોષોની ા, તેમજ અનિષ્ટતા અને પૂર્વકૃત કર્મોનો અતિ ઘણો ભવ-ચ-એ સર્વે આ ગ્રંથના આદ્ય પીઠબંધમાં બતાવવામાં આવેલછે.

संसारेत्र निरादिके विचरता जीवेन दुःखाकरे,
जैनेंद्रमतमाप्य दुर्लभतरं ज्ञानादिरत्नत्रयं ।
लब्धे तत्र विवेकिनादरवता भाव्यं सदा वर्धते,
तस्यैवाद्यकथानकेन भवतामित्येतदावेदितम् ॥

દુઃખથી ભરેલા અનાદિ સંસારમાં રખડતા આ જીવને જૈન મતની પ્રાપ્તિ થયા છતાં પણ જ્ઞાન દર્શન ચારિત્ર અત્યંત દુર્લભ છે. વિવેકી અને આદરવાળા પ્રાણીને તે પ્રાપ્ત થયે સતે તેનું ભવ્ય-ત્ન હમેશાં શ્રેષ્ટપણે વૃદ્ધિ પામતું જાય છે:—કર્તા કહે છે કે-આ કથાનકના પ્રથમ પ્રબંધમાં આપની પાસે તે બાબત નિવેદન કરી છે.

इति सिद्धर्षिकृतायां उपमितिभवप्रपंचायां कथायां पीठबंधो नाम

प्रथमः प्रस्तावः समाप्तः

શ્રી સિદ્ધર્ષિ ગણિના ઉપમિતિ ભવ પ્રપંચ કથાના

પ્રથમ પ્રસ્તાવ અથવા પીઠબંધનું ગુજરાતી

ભાષાંતર સમાપ્ત.